Reg. No. B. 1442

# श्रीमाळी शुभेच्छक.

सत्यंवद। धर्मंचर स्वाध्यायान्मा प्रमदः। उपनिषद्

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥ श्री. भ. गीता.

वर्ष ४ थुं.] जान्युआरी १९२३. [अंक १.

વિષયાનુક્રમણિકા.





तन्त्री अने प्रकाशक
त्र्यंबकलाल शिवशंकर त्रिवेदी, एम. ए.
दोलतखाना, ४१०३-०६—अमदावाद.

જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરરાવ અપ્પારાવે છાપ્યું.
વાઘેશ્વરીની પોળ, રાયપુર—અમદાવાદ.

# શ્રીમાળી શુભેચ્છક

## શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય અમદાવાદ

ના લાભાર્થે પ્રગટ થતું

કેળવણી, જ્ઞાતિહિત, ધર્મ આદિ વિષયો ચર્ચતું

## માસિક

વાર્ષિક લવાજમ રૂ. દોઢ અગાઉથી—હિન્દુસ્તાન બહાર રૂ. બે.

### લેખકો તથા ગ્રાહકોને સૂચના.

૧. ઉત્તમ વિષય, સ્વચ્છ લખાણ, તથા કાગળની એક બાજુપર તેમ ટુંકા પરંતુ અર્થ ગર્ભીત લેખો લખી મોકલવા લેખકો છે. માત્ર ઉત્તમ અને અતિ ઉપયોગી કાવ્યોનેજ સ્થાન આવશે—લાંબા લેખોને સ્થળના અભાવે સ્થાન નહીં મળવાને

૨. લેખોને માસિકમાં સ્થાન આપવા સંબંધી મુખત્યારી તન્ત્રીની છે.

૩. લેખકે પોતાનું નામ છપાવવું હોય તો લેખ નીચે, ઇતર તન્ત્રીના જાણ માટે પૂરેપૂરાં નામ ઠામ લખવાં.

૪. જે લેખને માસિકમાં સ્થાન ન મળે તેવા લેખો પાછા મોકલવા આ તન્ત્રી બંધાતા નથી.

૫. ઘણીવાર ગ્રાહકો પોતાનું શિરનામું બદલાવે છે અને તે ફેરફાર જણાવતા નથી તેથી માસિક ગેરવલ્લે જાય છે, અને પછી માસિક નહીં મળ્યાની ફરિયાદ કરે છે. તેથી દરેક ગ્રાહકે પોતાનું સ્થળ બદલાવતાંની સાથે શિરનામાનો ફેરફાર અમોને જણાવવો જેથી ફરિયાદનું કારણ રહે નહીં

# શ્રીમાળી શુભેચ્છક.

इच्छन्शुभं यः स्वपरस्य नित्यं कुर्वन्त्यशुभं कुलदेवी तस्य ।
विचार्य चैवं विहरन्तु सर्वं श्रीमाली शुभेच्छक इच्छतीत्यम् ॥

( જે મનુષ્ય હમેશાં પોતાનું તેમજ પારકાનું શુભ ઇચ્છે છે તેનું અશુભ થી મહાલક્ષ્મી નાશ કરે છે. આ સત્રનો દરેક બંધુ વિચાર રાખી તે પ્રમાણે વર્તો એમ શ્રીમાળી શુભેચ્છક ઇચ્છે છે. रा. म. अपाची)

પુ. ૪ થું. ] જાન્યુઆરી ૧૯૨૩ [ અંક ૧

## चतुर्थ जन्मगांठ.

શ્રીમાળી શુભેચ્છક ત્રણ વર્ષ પૂરાં કરી આજે ચતુર્થ વર્ષના ઉંબરે મુકે છે. શ્રીમાળી શુભેચ્છકે પોતાના જીવન દરમ્યાન શું શું તિસેવા બજાવી છે, જ્ઞાતિહિત આગળ વધારવા શા પ્રયત્ન કર્યા છે અને જ્ઞાતિ ઉન્નતિ સાધવામાં તેણે આજસુધીમાં પોતાનો નમ્ર ફાળો કેટલો આપ્યો છે તે સૌ જ્ઞાતિજનોના જાણવામાં તો આવ્યું જ હશે છતાં તેનું સંક્ષિપ્ત સિંહાવલોકન કરવું તે અસ્થાને નહિ ગણાય. શ્રીમાળી શુભેચ્છકનો નિઃસ્વાર્થ ઉદ્દેશ ઘણા જ્ઞાતિજનો ભુલી જતા હોય તેવું જણાય છે. કોઈ પણ જાતના અંગત સ્વાર્થ ખાતર આ માસિક ચલાવવામાં આવતું નથી પરન્તુ આ માસિકના મુખ પૃષ્ઠ ઉપર પ્રત્યેક માસે જણાવવામાં આવે છે તે પ્રમાણે તેનો ઉદ્દેશ ચતુર્વિધ છે. જ્ઞાતિહિત ચર્ચવાનો, જ્ઞાતિમાં કેળવણીની વૃદ્ધિ કરવાનો તેમજ ધાર્મિક, નૈતિક આદિ ઉપયોગી વિષયો ચર્ચી જ્ઞાતિહિત વધારવાનો આ માસિકનો ઉદ્દેશ છે. તેમાંથી આર્થિક લાભ પ્રાપ્ત થાય તે અમદાવાદના જ્ઞાતિછાત્રાલયને અર્પણ કરવો એ તેનો ચોથો ઉદ્દેશ છે. એટલે તેમાં અંગત સ્વાર્થને જરાપણ સ્થાન નથી. તેમાંથી કાંઈ અંગત નફો પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ નથી તે સૌ જ્ઞાતિજનો સ્પષ્ટ રીતે જોઈ શકશે.

જ્ઞાતિઉન્નતિ, તથા જ્ઞાતિહિતના મૂળ પાયારૂપ કેળવણીના બાબત આ માસિક પોતાથી બનતું કરી છૂટેલ છે. અને તેનો તે પ્રયાસ નિષ્ફ ગયો નથી તે સ્પષ્ટ છે. જ્ઞાતિમાં અત્યારે બે બોર્ડીંગો–છાત્રાલયો ચાલે છે તેમાંયે અમદાવાદનું જ્ઞાતિ છાત્રાલય કાંઇક સારા પાયા ઉપર આવ માંડયું છે તે થોડેઘણે અંશે શ્રીમાળી શુભેચ્છકના પ્રયાસને આભારી છે નિર્વિવાદ છે. જ્ઞાતિજનો કેળવણીની જરૂરીયાત સમજવામાં અને તેમ હૃદયમાં જ્ઞાતિભાવ અને ઉદારતા કેળવવામાં આ માસિક થોડે ઘણે અં પણ ફત્તેહમંદ નીવડેલ છે. અમદાવાદના છાત્રાલયને ત્રણ ચાર વર્ષમાં ર ૫૦૦૦૦ જેટલી મદદ આપવાની ઉદારતા જ્ઞાતિજનોના હૃદયમાં પ્રેરાઇ એ કાંઇ ઓછી સંતોષકારક વાત ન ગણાય. શ્રીમાળી શુભેચ્છકે એ સંસ્થાના વાર્જીંત્ર તરીકે ગણાવાના આરોપ વેઠીને પણ જ્ઞાતિમાં કેળવણીન વૃદ્ધિ કરવા માટે પ્રયત્ન કર્યો છે.

જ્ઞાતિમાં સામાજીક તથા અન્ય ઇષ્ટ સુધારાઓ દાખલ કરવા માં પણ આ માસિકે યથાશક્તિ સેવા ઉઠાવી છે. તેવા સુધારાના કેન્દ્રસ્થાનરૂ જ્ઞાતિની પરિષદનો વીસ વીસ વર્ષ વીતી ગયા પછી પણ પુનરૂદ્ધાર કરવામ પોતાથી બનતો પ્રયાસ કરી છૂટેલ છે. અને પરિણામ જ્ઞાતિજનોની સ્મૃતિમ તાજું જ છે. લીંબડીમાં ભરાએલી પરિષદ અને તેમાં ઝળહળતા નૂત ઉત્સાહ અને જ્ઞાતિભાવ આ વાતનાં સૂચક છે. એ ઉત્સાહ ટકાવી રાખવે અને પુનર્જન્મ પામેલી પરિષદનો સંપૂર્ણ લાભ લેવો તે હવે તમામ જ્ઞાતિ હિતૈષિ જનોનું કામ છે. જે જ્ઞાતિ ઉન્નતિ આપણે ચાહીએ છીએ તે સાધ વાનું સાધન પરિષદ છે અને તેને જીવતી રાખી તે દ્વારા યોગ્ય જ્ઞાતિ ઉન્નતિ સાધી લેવી તે હવે જ્ઞાતિજનોનું કામ છે. લીંબડી પરિષદ [illegible] બનાવવામાં આ માસિકે પોતાથી બનતું કરેલું છે અને તે હિતર તન્ત્રીની ઉન્નતિસાધક, સંગીન જવાબદાર સંસ્થા બનાવવા માટે શ્રી [illegible] હજુ પોતાથી બનતા તમામ પ્રયત્ન કરવા ચૂકશે નહિ એવી ખાત્રી આપવા માટે આપીએ છીએ. ઉન્નતિનું દ્વાર ખૂલ્યું છે. તેનો પૂરેપૂરો લા[ભ લેવો તે] જ્ઞાતિજનોના હાથની વાત છે.

અમદાવાદના જ્ઞાતિ છાત્રાલયને જે આર્થિક લાભ આપવાનો શ્રીમાળ શુભેચ્છકનો ઉદ્દેશ છે તે તો તે પાર પાડી શક્યું નથી. ઉલટું તેને ખાડાના ખાડામાં એટલું ઉંડુ ઉતરી જવું પડ્યું છે કે તેનું ભવિષ્યનું અસ્તિત્વ એક વર્ષ ઉપરાંત ચાલી શકશે કે કેમ તે પણ અત્યારે તો શંકાસ્પદ છે.

જ્ઞાતિજનો તેની કેટલી કદર કરે છે અને તેને ગ્રાહક થઇ અથવા અન્ય રીતે મદદ કરી કેટલો ઉત્સાહ પ્રેરે છે તેના ઉપરજ તેનું ભવિષ્યનું જીવન અવલંબે છે. છતાં બનતાં સુધી તો જ્ઞાતિજનો તેને નિરાશ નહિં કરે તેવી શ્રદ્ધાએ તેણે ત્રણ વર્ષ ખેંચ્યા છે અને તેવી જ તુંઆશાએ હજી તે પોતાનું અસ્તિત્વ લંબાવ્યે જાય છે. એટલે આ સ્થિતિમાં તે છાત્રાલયને આર્થિક લાભ તે શો આપી શકે? છતાં બીજો લાભ તો તેણે છાત્રાલયને ઘણો કરી આપ્યો છે. જ્ઞાતિમાં વિદ્યાપ્રેમ અને ઉદારતાની ભાવનાઓ કેળવી આડકતરો લાભ તો તેણે તે સંસ્થાને કરી આપ્યો છે. વળી બાર માસે તે સંસ્થાને જાહેરાત વગેરેનું લગભગ રૂા. ૨૦૦-૨૫૦ નું ખર્ચ થાય તે પણ આ માસિકે તેને બચાવી આપ્યું છે. જો કે તેમ કરવાથી તેની સ્થિતિ કફોડી થઇ પડી છે અને તેણે ખર્ચમાં ઉતરવા સાથે એક સંસ્થાના વાજીંત્ર તરિકેનો દોષ પણ વ્હોરી લીધો છે. છતાં કદરદાન અને સમજુ જ્ઞાતિજનો તો તે એક સંસ્થાનું વાજીંત્ર છે કે સમસ્ત જ્ઞાતિના હિત અર્થે પ્રયાસ કરતું પત્ર છે તે સારી રીતે જોઇ અને સમજી શક્યા છે.

જ્ઞાતિમાં અનિષ્ટ દાખલાઓ ઉઘાડા પાડી તેમજ ઇષ્ટ દર્શાતો જ્ઞાતિ આગળ ધરી ઉન્નતિ પંથ દર્શાવવામાં કેટલીક કડવી ટીકાઓ, કેટલીક ગેર-સમજુતો વગેરેના ભોગ તેને થવું પડ્યું છે. છતાં પોતાના કાર્યની યોગ્યતા સમજી તે પોતાના પ્રયાસથી લેશ પણ ચળ્યું નથી અને થએલો કેટલોક આર્થિક ગેરલાભ પણ તેણે સહન કરી લીધો છે.

આટલા સંક્ષિપ્ત હેવાલથી જ્ઞાતિજનોને શ્રીમાળી શુભેચ્છકની સેવાનો [illegible] પણ ખ્યાલ આવી શકશે એવી આશા છે.

સંક્ષિપ્ત (સહ[illegible])

નિઃસ્વાર્થ [illegible]તે જો થોડોઘણો પણ આ માસિકની સેવાનો ખ્યાલ આવી પણ જાત[illegible] જો થોડીઘણી પણ તેની કદર કરવા માગતા હોય તો તેમની પરન્તુ [illegible] જરૂર બજાવવા ચૂકે નહિં. જ્ઞાતિજનોની ફરજ સ્પષ્ટ છેઃ—

તે પ્રમા[illegible]

([illegible]) જેઓ ગ્રાહક થએલા હોય તેઓ ગ્રાહક તરિકે ચાલુ રહીને આ માસિકને નિભાવવામાં મદદ રૂપ થાય તેમજ અન્ય જ્ઞાતિ બન્ધુઓને તેના ગ્રાહક થવા સમજાવે.

(૨) જે જ્ઞાતિબન્ધુઓ તેના ગ્રાહક થયા ન હોય તેઓ આ સાલથી તેના ગ્રાહક થવાની પોતાની ફરજ બજાવવા ચૂકે નહિં.

# શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય–અમદાવાદ.

## ચાલુ સત્રમાં દાખલ થએલા વિદ્યાર્થીઓની નામાવલિ.

| નં. | નામ. | રહેવાશી. | વેદ. | વય | અભ્યાસ. |
|---|---|---|---|---|---|
| ૧ | ગિરિજાશંકર નથુરામ દવે | જામનગર | યજુ. | ૨૦ | જુનીઅર બી.એ. |
| ૨ | પોપટલાલ મોહનલાલ ત્રિવેદી | રાણપુર | સામ. | ૧૭ | વિનીત |
| ૩ | નર્મદાશંકર ગોપાળજી ત્રિવેદી | રાજુલા | ,, | ૧૬ | ,, |
| ૪ | રામચન્દ્ર મગનલાલ ઓઝા | બરકાલ | ,, | ૧૭ | મેટ્રીક |
| ૫ | જયંતિલાલ જયશંકર ત્રિવેદી | ધોળકા | ,, | ૧૭ | અં.છઠું(રા.શાળા) |
| ૬ | બાળાશંકર દેવશંકર ભટ્ટ | ભાવનગર | ,, | ૧૬ | ,, ,,(સ.શાળા) |
| ૭ | હરીલાલ ગૌરિશંકર દવે | મોરબી | યજુ. | ૧૭ | ,, ,,(રા.શાળા) |
| ૮ | ભીમજી મયાશંકર દવે | લીંબડી | ,, | ૧૬ | ,, ,, ,, ,, |
| ૯ | શંકરલાલ મગનલાલ દવે | મેંદ્રડ | ,, | ૧૬ | અં.૪થું ,, ,, |
| ૧૦ | બાળાશંકર પોપટલાલ દવે | વેજલપર | ,, | ૧૪ | ,, ,, ,, ,, |
| ૧૧ | જયંતિલાલ મણિશંકર ઓઝા | અંજાર | સામ. | ૧૩ | ,, ,, ,, ,, |
| ૧૨ | ડાહ્યાલાલ દોલતરાય ત્રિવેદી | ગોધા | ,, | ૧૫ | ,, ,,(સ.શાળા) |
| ૧૩ | રતિલાલ લક્ષ્મીશંકર ઓઝા | જામનગર | ,, | ૧૫ | ,, ,, ,, ,, |
| ૧૪ | જયંતિલાલ અંબાશંકર ઓઝા | માંડવી | ,, | ૧૩ | ,, ,, ,, ,, |
| ૧૫ | વજેશંકર બેચરભાઈ ઓઝા | માંડવી | ,, | ૧૨ | અં.૩જું(રા.શા.) |
| ૧૬ | છોટાલાલ પોપટલાલ દવે | વેજલપુર | યજુ. | ૧૨ | ,, ,, ,, ,, |
| ૧૭ | તુળજાશંકર ચુનીલાલ ત્રિવેદી | બીદડા | સામ. | ૧૧ | ,, ,, ,, ,, |
| ૧૮ | શંકરલાલ દોલતરાય ત્રિવેદી | ગોધા | ,, | ૧૧ | ,, ,,(સ.શા.) |
| ૧૯ | લાલશંકર તુળજાશંકર ઓઝા | ધ્રોળ | ,, | ૧૦ | અં.૨જું(રા.શા.) |
| ૨૦ | નવલશંકર તુળજાશંકર ઓઝા | ,, | ,, | ૯ | ગુ.૪થું. ,, ,, |
| ૨૧ | જયંતિલાલ નાગરદાસ દવે | બોટાદ | યજુ. | ૧૭ | કમર્શીઅલ ક્લાસ |
| ૨૨ | મનસુખરામ નાગરદાસ દવે | ,, | ,, | ૧૮ | ટેકનીકલસ્કૂલ. |
| ૨૩ | મગનલાલ દલપતરામ ત્રિવેદી | ટેલીગ્રાફીક ક્લાસ | | | |
| ૨૪ | મોહનલાલ મયાશંકર ત્રિવેદી | ટેલીગ્રાફીક ક્લાસ | | | |
| ૨૫ | ગટુલાલ લીલાશંકર ઓઝા | ટેલીગ્રાફીક ક્લાસ | | | |
| ૨૬ | માણેકલાલ માહેશ્વર ત્રિવેદી | ટાઉન પ્લેનીંગ અને સીટી સર્વે. | | | |

મંત્રીઓ.—શ્રી. મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.

# શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય–અમદાવાદ.

## ગત માસ તથા ચાલુ માસમાં મળેલી નવી મદદ.

૧૫—૦-૦ રા. રા. કેશવલાલ કડવા ઓઝા—આટકોટ, તેમનાં સ્વ. પત્નીના સ્મરણાર્થે પ્રત્યેક વર્ષે.
૨—૦-૦ રતિલાલ મોતિલાલ ત્રિવેદી-ધ્રાંગધ્રા-વિદ્યાર્થીઓને ખાદી માટે.
૫—૦-૦ નર્મદાશંકર નારણજી દવે-હળવદ-તરફથી તેમનાં માતુશ્રીના દેહોત્સર્ગ પ્રસંગે.
૧૦—૦-૦ ખોડારામ મોતીરામ જાની, અમદાવાદ.
૨—૦-૦ માસ્તર જગુભાઈ છબીલભાઈ ત્રિવેદી-આંકલી, સીમંત પ્રસંગે.
૩—૦-૦ દ્વારકાદાસ કડવા ઓઝા-આટકોટ, બેન કાંતાના સસુરાલ પ્રસંગે.
૨-૦-પા ધર્માદા પેટીમાંથી હા. રા. રા. શીવશંકર વનમાળી ઓઝા, મુંબાઈ.
૧૦—૦-૦ શેઠ સોમાભાઈ મૂળચંદભાઈ તરફથી ઘી ગોળ માટે.
૧—૮-૦ કાળાભાઈ નથુભાઈ પટેલ. ચલોડા. વાર્ષિક વ્યાજના.
૨—૦-૦ રા. રા. વૃન્દાવન લાલજી, ઓગરોળ, મુલાકાત પ્રસંગે.
૫—૪-૦ શ્રીમાન્ ભીખાભાઈ અંબાશંકર ઓઝા-અમદાવાદ ચિ. બચુભાઈની વર્ષગાંઠ નિમિત્તે.
૧૫—૦-૦ શ્રીમાન્ કેશવલાલ પ્રભાશંકર શુકલ સમેલન પ્રસંગે સ્વાગતના.
૩-૧૦-૦ „ „ "ભારત ભુવન" ના લવાજમના.

| | |
|---|---|
| ૫—૬-૦ જાની હરિલાલ કાશીરામ.<br>૫—૦-૦ દવે પોપટલાલ કામેશ્વર.<br>૩—૦-૦ કેશવલાલ તુળસી દ્વિવેદી.<br>૨—૦-૦ દવે લક્ષ્મીશંકર ભવાનીશંકર.<br>૨—૦-૦ દવે ઉમીઆશંકર શિવશંકર.<br>૨—૦-૦ શેઠ દેવચંદ વશરામ. | આદીસરથી નૂતન વર્ષની ભેટના. |

૧૦—૦-૦ દવે લાલજી શિવરામ વાનવાળા તરફથી વાર્ષિક રકમ તરીકે.
૭—૦-૦ મુંબાઈની શ્રી પીસ્તાલીશી તરફથી જનોઈ વખતે હા. રા. રા. અંબાલાલ વિઠ્ઠલજી ત્રીવેદી.
૫—૦-૦ સભાસદોની ફી ખાતે.

## શું તમે હૃદયથી જ્ઞાતિ ઉન્નતિ ઇચ્છો છો ?

જો ઇચ્છતા હો તો શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહક થઈ વાંચન ઉપરાંત જ્ઞાતિ વિદ્યાર્થીઓના શુભ આશિર્વાદ પ્રાપ્ત કરવા ચૂકશો નહિ

વાર્ષિક લવાજમ રૂ. ૧॥ દર વર્ષે ઉપયોગી ભેટપુસ્તક આપવામાં આવે છે.

ગ્રાહક તરીકે તરત નામ નોંધાવો.

# લીંબડી શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ્‌નો રિપોર્ટ.

લીંબડી પરિષદ્‌નો રિપોર્ટ હવે તૈયાર થઇ ગયો છે. રિપોર્ટનું પુસ્તક દળદાર અને સુશોભીત બન્યું છે. ધાર્યા કરતાં ફોટો, બ્લોક, કાગળ, તથા છપામણીનું ખર્ચ વધુ આવ્યું છે. તેથી તેની કીંમત આઠ આનાને બદલે રૂા. એક રાખવામાં આવી છે. **શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને તે ચાર આનાને બદલે છ આનામાં આપવામાં આવશે.** શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકો ન હોય તેવા ગૃહસ્થોની પાસેથી રૂા. એક લેવામાં આવશે. જે ગ્રાહકોએ રિપોર્ટના ચાર આના મોકલી આપ્યો છે તેમને બે આના વધુ મોકલી આપવા વિનંતિ છે. રિપોર્ટ દરેકે દરેક ઘરમાં રાખવા લાયક છે. શ્રીમાળી શુભેચ્છકના દરેક ગ્રાહકને તે ખરીદવા આગ્રહપૂર્વક અમારી ભલામણ છે. અન્ય જ્ઞાતિ ગૃહસ્થો પણ તેની એક પ્રત જરૂર પોતાના ઘરમાં રાખવા ચૂકશે નહિ. જ્ઞાતિ માટે અભિમાન ધરાવનાર દરેક જ્ઞાતિ ગૃહસ્થે જ્ઞાતિ ઉન્નત્તિના આ સાધન અને હેવાલથી વાકેફ રહેવા તેના ગ્રાહક અવશ્ય થવું જોઇએ.

## ભેટનું પુસ્તક.

ભેટનું પુસ્તક તૈયાર થઇ ગયુંછે. જે ગ્રાહકોનાં લવાજમ મનીઓર્ડરથી આવી ગયાં છે તેમને તે બુકપોસ્ટથી તુરત રવાના કરવામાં આવશે. બીજાઓને તે વી. પી.થી મોકલવામાં આવશે. ભેટનું પુસ્તક બુકપોસ્ટ કે વી.પી. થી મોકલવાની અમોને તકલીફ તેમજ ખર્ચમાં ઉતરવું ન પડે તેટલા માટે નીચે જણાવેલાં સ્થળોએ ભેટનાં પુસ્તક તથા પરિષદ્‌ના રિપોર્ટ મોકલી આપવામાં આવશે. જેમણે પોતાનું લવાજમ હજુ સુધી ભર્યું નહીં હોય તેમને લવાજમ વસુલ લઇ ભેટનું પુસ્તક આપવામાં આવશેઃ—

ભાવનગર—રા. રા. પીતાંબરદાસ ગોવિન્દરામ ત્રિવેદી, રાણીકા.
જામનગર—રા. ગિરિજાશંકર નથુરામ દવે, ખારી કુઇની શેરી.
પાટણ—અંબાશંકર નથુશંકર દવે, ખીજડાનો પાડો.
મોરબી—સુગટલાલ કલ્યાણજી દવે, ગ્રીન ચોક પાસે.
મુંબાઈ—૧. ગૂર્જરાત આયુર્વેદિક ફાર્મસી, હાથીબીલ્ડીંગ કાલબાદેવીરોડ.
 ૨. કાલિદાસ વસનજી દવે, રાષ્ટ્રીય શાળા, સેન્ડહર્સ્ટ રોડ.
મહુવા—શ્રીમાળી બ્રાહ્મણ યુવક મંડળના સેક્રેટરી.
વડોદરા—કાશિરામ ભાઇશંકર ઓઝા-પ્રેમી, જાંમ્બુવાતાની પોળ.

ઉપર જણાવેલા ગામોના ગૃહસ્થોને જણાવેલા સ્થળોએથી ભેટનાં પુસ્તક તથા પરિષદ્‌ના રીપોર્ટ લઇ આવવા વિનંતિ છે. તન્ત્રી.

# શ્રીમાળી શુભેચ્છક.

इच्छन्शुभं यः स्वपरस्य नित्यं कृन्तत्यशुभं कुलदेवी तस्य. ।
विचार्य चैवं विहरन्तु सर्वे श्रीमाळी शुभेच्छक इच्छतीत्यम् ॥

( જે મનુષ્ય હમેશાં પોતાનું તેમજ પારકાનું શુભ ઇચ્છે છે તેનું અશુભ શ્રી મહાલક્ષ્મી નાશ કરે છે. આ સૂત્રનો દરેક બંધુ વિચાર રાખી તે પ્રમાણે વર્તો એમ શ્રીમાળી શુભેચ્છક ઇચ્છે છે. रा. म. अयाची)

પુ. ૪ થું. ] માર્ચ ૧૯૨૩ [ અંક ૩


## હજુ શું આંખ નવ ખૂલે ?

(ગઝલ)

હજુ શું આંખ નવ ખૂલે ? અરે ભાઇ ! ભમ્યો ભૂલે;
વધુ કાં વિષયમાં ડૂલે ? હજુ શું આંખ નવ ખૂલે ?—

સિકંદર જેય છે ચાલ્યા, અમરના કોઇને ભાળ્યા;
છતાં ફિકરિયારીથી ફૂલે, હજુ શું આંખ નવ ખૂલે ?—

હુકૂમત સાહ્યબી સારી, ન સાથે આવશે હારી;
છતાંયે મોહમાં ઝુલે, હજુ શું આંખ નવ ખૂલે ?—

ખઝાના નેકીના પ્યારા, કફનમાં દફન થાનારા;
નીતિનું યાર ભાથું લે, હજુ શું આંખ નવ ખૂલે ?—

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

## सेवानी धून.

સેવાની ધૂન જાગે,
હૃદય રમણ લાગે. સેવાની.
લોભ, હાનિ, વેરભાવ,
શક્તિથી સમાવું,
ભાવના સમાન ધર્મ,
અન્યને શીખાવું! સેવાની.
મોહ, સ્વાર્થ, આદિ સર્વ
જાળથી બચાવું,
સ્નેહ દયા, પાન પાઇ
સત્યને જમાવું! સેવાની.
સેવના સુશક્ત મંત્ર,
નિત્ય જાપ જાપું;
આત્મનો વિકાસ સાંજ!
એજ ધૂન ધારૂં! સેવાની.

"મકરન્દ."

## एक जीवन यात्रानी पूर्णाहुति.

ઘણાએ ડુબ્યાં જ્યાં-જગત ડુબતું જે સ્થળ પરે
ડુબી ત્યાં તું એ તે-જીવન, જગને તું સુકી, ખરે!
કવિને વ્હાલું જે-દુઃખી, નીતિને જે મીઠું દીસે
કર્યું તેં વ્હાલું તે, સુખી અને જેતા જન (શ્રી) તણું

રૂડા સંસારીના પથ પર કૃતિહથી ચડી
વિતાડયાં વર્ષોને, રસ અને આનંદની મહીં
ઘણા આદર્શોથી જીવન શોભાવ્યું ઉરથકી
સજળ નયને ભેસું તુજ હૃદયને હાય! નિરખી

ગીધો ટુંકા દિવસે-અનુભવ તણા તે હૃદયનો
જીવનના જાણીતા, અગત્ય પ્રસંગે નિકટ રહી
ખરે! હાંકી હોડી, અદ્દભુત ખલાસીના જીવનની
સુખા માંજાણીને, વિણુ દયાની જેમ ડુબતી

સંભાળી લીધી રહેં હરી તણી ગંગાજળ મહીં
ઉછરતાં પુષ્પોને મધુરી નજરે દ્રષ્ટિ ન કરી
હવે વ્હેની ત્હારા હૃદય, આત્માને ભૂલીશના
હજો શાન્તી ત્હારા અમર આત્માને ફરી ફરી

લાલશંકર મ. ઓઝા



## "સનમ્! જો વ્હાણ ડુબે છે

સનમ્! જો વ્હાણ ડુબે છે, તરીને તારશો નહિં કે?
અમારી સાગરે નૌકા-કરીને આવશો નહિં કે?

તમારી ઇશ્ક બાજીમાં-અમારી આ દશા ખરી;
તમારૂં છોડીને સત્વર-મને ઊગારશો નહિં કે?

સનમ! મેં શક છોડી છે, તમારે કાજ હિંમતથી;
નથી જો ખેવડાઈ તો-સમજશો અંતરે નહિં કે?

જગતની આંખ જોશો તો મને વસમું પડી જાશે;
તમારા પ્રેમના ગ્રેયો ઉતરશો આવીને નહિં કે?

શું દીઠું આ સરંજામે? નથી રીઝાતાં આ રાણી
નથી નાલાયકી અમ તો-અમોને જાણશો નહિં કે?

સનમ્! બેહસ્ત આવું છે; તમારા પાયમાં નથી તે;
સમજતો વાત સીધી છે; ધરીને ધારશો નહિં કે?

પ્રો. નરભેશંકર પ્રાણજીવન દવે.

# प्रासंगिक नोंध.

ઉપકાર:—૧૯૨૦ ની સાલમાં અષ્ટાદશ શ્લોકી ગીતા તથા ૧૯૨૧ ની સાલમાં કવિ ભવાનીશંકરનું જીવન ચરિત્ર શ્રીમાન્ રા. રા. છોટાલાલ દલપતરામ કવિ તરફથી શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને ભેટ આપવામાં આવ્યાં હતાં. તેવીજ રીતે ૧૯૨૨ ની સાલ માટે બ્હેન ભાનુમતિ દલપતરામ ત્રિવેદી કૃત જ્યોતિ નામનું વાર્તાનું પુસ્તક પોતાના ખર્ચે છપાવી શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને ૧૯૨૨ ની સાલ માટે ભેટ આપવાની ઉદારતા શ્રીમાન્ છોટાલાલ ભાઇએજ દર્શાવી શ્રીમાળી શુભેચ્છક પ્રત્યે અને જ્ઞાતિ પ્રત્યેનો પોતાનો ભાવ દર્શાવ્યો છે. તેમની આ અવિછીન્ન ઉદારતા અને અવિરત જ્ઞાતિ પ્રેમ માટે અમો તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ અને પ્રભુ તેમના હસ્તે વધુ જ્ઞાતિહિતનાં કામો કરાવો તેવું પ્રાર્થીએ છીએ.

યાચના:—શ્રીમાળી શુભેચ્છકની આર્થિક હાલતનું ધ્યાન બે ત્રણ માસથી પ્રસિદ્ધ થાય છે, તેથી તેની પુનરાવૃત્તિ કરી અમારા સુજ્ઞ ગ્રાહકોને અમે કંટાળો આપવા ઇચ્છતા નથી. એ આર્થિક સ્થિતિને પહોંચી વળવા માટે અમોએ જાહેર યાચના કરી છે. તેના પરિણામે રા. રા. દોલતરાય રેવાશંકર ત્રિવેદી તરફથી શ્રીમાળી શુભેચ્છકની પાંચ પ્રતો અને રા. રા. મણીલાલ લક્ષ્મીશંકર ઓઝા તરફથી એક પ્રત જ્ઞાતિજનોમાં એક વર્ષ માટે તેમને ખર્ચે મોકલવા ખાતેની મદદ મળી છે તથા રા. રા. રેવાશંકર ત્રિભુવન ત્રાપજવાળા તરફથી એક ગ્રાહકના લવાજમ જેટલી આર્થિક મદદ આપવામાં આવી છે જે ગતાંકમાં પ્રસિદ્ધ થએલ છે તે મદદ આપનાર ગૃહસ્થોનો અમે અત્રે જાહેર રીતે ઉપકાર માનીએ છીએ.

શ્રીમાળી શુભેચ્છકને આજપર્યંત એકંદર ખોટ રા. ૮૦૦) ની આવેલી છે. તેમાંથી અત્યાર સુધીમાં ઉપર જણાવ્યા પ્રમાણે માત્ર રા. ૧૧) ની આર્થિક સહાય્ય મળી છે. અમારા કદરદાન સુજ્ઞ ગ્રાહકો પ્રત્યે અમારી નમ્ર યાચના છે કે તેઓ અગાઉ વિનંતિ કર્યા મુજબ યથાશક્તિ સહાય્ય મોકલી આપશે અગર તો શ્રીમાળી શુભેચ્છકની અમુક પ્રતો પોતાના ખર્ચે જ્ઞાતિજનોમાં વહેંચાવવા માટે ઇચ્છાનુસાર રકમ મોકલી આપશે. જેમનાથી તેટલુંએ ન બની શકે તેવું હોય તે સજ્જનો ઓછામાં ઓછા એક બે નવા

ગ્રાહકો પ્રાપ્ત કરી આપીને પણ શ્રીમાળી શુભેચ્છકને મદદ કરી શકે છે. જ્ઞાતિના શ્રીમાન ગૃહસ્થોને પણ અમારું નમ્ર નિવેદન છે કે યથાશક્તિ ઇચ્છાનુસાર આર્થિક સહાય્ય મોકલાવી તેઓ શ્રીમાળી શુભેચ્છકની કદર કરશે અને જ્ઞાતિ પ્રત્યેનો પોતાનો ભાવ દર્શાવશે.

સને ૧૯૨૨ ની સાલ માટે ભેટનું પુસ્તક આપવામાં આવ્યું છે તે લગભગ ૨૭૫) પાનાનું પુસ્તક છે. તેવું પુસ્તક બજારમાં લેવા જતાં રૂા. ૨) થી ઓછી કીંમત ન પડે. શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને આવું મ્હોટું ભારે કીંમતનું પુસ્તક મળે છે તે પણ તેમનું અહોભાગ્ય છે. લવાજમ માત્ર દોઢ રૂપીઓ છે. તેમાંથી બે રૂપીઆની કીંમતનું પુસ્તક ભેટ મળે છે. તેથી તે પુસ્તક ૨૫ ટકા કમીશનથી મળે છે. એટલુંજ નહિ પરંતુ દરેક ગ્રાહકોને માસિક તો તદન મફતજ મળે છે તેવી સ્થિતિ છે. આ સ્થિતિમાં શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોની સંખ્યા તો લગભગ ૨૦૦૦) ની થવી જોઇએ પરન્તુ તેના બદલામાં ગ્રાહક સંખ્યા માત્ર ૭૦૦) ની છે. તે પણ એક શોચની વાત છે અને શ્રીમાળી જ્ઞાતિના હૃદયની સંકુચિતતા દર્શાવે છે. તેથી દરેક ગ્રાહકની સ્પષ્ટ ફરજ છે કે પોતાને માસિકમાંથી મળતો દરેક પ્રકારનો લાભ અન્યને સમજાવી તેમને શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહક થવા વિનંતિ કરવી.

ભેટનું પુસ્તકઃ—જૈન આત્મતિ કુન જ્યોતિ નામનું નવલકથાનું પુસ્તક જે શ્રીમાન્ હીરાલાલ દલપતરામ કવિ તરફથી શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને ૧૯૨૨ની સાલની ભેટ તરિકે આપવામાં આવ્યું છે તે આ માસિક બહાર પડતાં સુધીમાં તૈયાર થઈ ગયું હશે. જે ગ્રાહકોનાં લવાજમ વસુલ થએલાં છે તેમને તે બુક પોસ્ટથી રવાના કરવામાં આવશે. જે ગ્રાહકોનાં લવાજમ મનીઓર્ડરથી અથવા બીજી રીતે આવી ગયાં નથી તેમને તે વી. પી.થી રવાનાક રવામાં આવશે. જે ગ્રાહકોને માસિક મળ્યા ગયા પછી દસ દિવસમાં ભેટનું પુસ્તક ન મળે તેમણે તુરત અમોને લખી જણાવવા વિનંતિ છે. અત્યારની શ્રીમાળી શુભેચ્છકની આર્થિક સ્થિતિમાં કોઇ ગ્રાહકો વી. પી. નો અસ્વીકાર કરી એવું અમો ધારતા નથી. છતાં જે ગ્રાહકો માસિકના ગ્રાહક તરિકે બંધ થવા ઇચ્છતા હોય તેમણે એક પોસ્ટકાર્ડથી અમોને જણાવવા વિનંતિ છે જેથી શ્રીમાળી શુભેચ્છકને વી. પી. ના નકામા ત્રણ ચાર આનાના ખર્ચમાં ઉતરવું ન પડે.

મારવાડ પ્રાંતીય શ્રીમાળી બ્રાહ્મણ સંમેલનઃ—મારવાડ

પ્રાંતના જ્ઞાતિબન્ધુઓનું એક સમ્મેલન અર્થાત્ પરિષદ્ ફાલ્ગુન કૃષ્ણ ૧૦, ૧૧, ૧૨ તા. ૧૦, ૧૩, ૧૪ માર્ચ ૧૯૨૩ ના દિવસોએ સોજત મુકામે શ્રી કુલનારાયણાશ્રમ મહાધિશ્વર શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી બ્રહ્માનંદ સરસ્વતી ગાદીધર શ્રી બ્રહ્મનારાયણ મહારાજના પ્રમુખપણા નીચે ભરવાનું નક્કી થએલું છે. સંમ્મેલનનો ઉદ્દેશ અને સંમ્મેલનમાં ચર્ચવાના વિષયેનો કાચો ખરડો પણ પ્રસિદ્ધ થએલો છે, જે આ માસિકના ગતાંકમાં છપાએલ છે. લીંબડી પરિષદ્ માટે ઉત્સાહ ફેલાવવા માટે કાર્યવાહકોએ જે પદ્ધતિએ કામ લીધું હતું તેવોજ ઉત્સાહ શ્રમ અને કાર્યદક્ષતા મારવાડ પ્રાન્તીય સંમ્મેલના કાર્યવાહકો પણ દર્શાવી રહ્યાં છે. સદરહું સંમ્મેલનને સંપૂર્ણ સફળતા અમે ઇચ્છીએ છીએ અને લીંબડી **પરિષદ્** કરતાંએ કાંઈ વધારે સંગીન દૃઢ અસરકારક અને સ્થાઇ કાર્ય સંમ્મેલન કરી બતાવે તેવો ઉત્સાહ તમામ મારવાડ નિવાસી જ્ઞાતિબન્ધુઓને સંમ્મેલનમાં સહર્ષ ભાગ લઈ દર્શાવવા અમારી વિનંતિ છે. આ સંમ્મેલન મારવાડ નિવાસી જ્ઞાતિબન્ધુઓનું છે પરન્તુ આ સાથે પ્રસિદ્ધ કરેલી નિમન્ત્રણ પત્રિકામાં જણાવ્યા મુજબ માળવા, મેવાડ, ગુજરાત, કાઠીઆવાડ, કચ્છના જ્ઞાતિ બન્ધુઓને પણ તેમાં ભાગ લેવા માટે આમન્ત્રણ થએલું છે. ઘણા લાંબા વખત થયાં કોણ જાણે શાએ કારણથી આપણી જ્ઞાતિના મારવાડી, મેવાડી, કાઠીયાવાડી અને ગુજરાતી એવા ત્રણ સમૂહ પડી ગયા છે. એ સમૂહને એકત્ર થવાનો, પરસ્પર પરિચય કરવાનો અને પુરાણું ઐક્ય પુનઃ પ્રાપ્ત કરવાનો સોજતનું સંમ્મેલન એક અપૂર્વ પ્રસંગ છે અને તેથી તેમાં દરેક ઉત્સાહી મેવાડી તેમજ કાઠીઆવાડી, ગુજરાતી તથા કચ્છી જ્ઞાતિ ગૃહસ્થો અવશ્ય ભાગ લેશે એવી આશા છે. ઉપર જણાવ્યા બધા સમૂહો માટે સમ્મેલનની સ્વાગતકારિણી સભા તરફથી ઉતારા રહેવા જમવા વિગેરેનો પ્રબન્ધ થએલો છે. મારવાડ જંકશન પાસે સોજત રોડ સ્ટેશન છે. સોજત રોડથી સોજત સાત માઇલ એટલે લગભગ પાંચેક ગાઉ દૂર છે અને ત્યાં જવા માટે બેલ ગાડીઓ મળે છે. બેલ ગાડીઓની સગવડતા પણ સન્માનકરિણિ સભા તરફથી થએલ છે.

શ્રીમાળી જ્ઞાતિની ઉત્પત્તિ સ્થાનમાં પરસ્પર પરિચય તથા ઐક્ય સાધવાનો આ અલભ્ય લાભ લેવા ગુજરાતી તથા કાઠીઆવાડી તેમજ માળવી મેવાડી જ્ઞાતિબન્ધુઓ ચૂકશે નહિં એવી અમોને આશા છે.

**લીંબડી પરિષદ્‌ની નિષ્ફળતા?**—લીંબડી પરિષદ્ માત્ર ભલામણો

રૂપે કરાવે કરી. (અને તે પણ કેટલાક અગત્યના મુદ્દાઓ પડતા મૂકી) અને ત્રણ ચાર દિવસ એકત્ર થઈ કાંઈપણ સંગીન ધારા ધોરણો બાંધ્યા વિના વિખરાઈ ગઈ તેવી કેટલાક ઉદ્દામ વિચારવાદી ગૃહસ્થોની માન્યતા છે. પરન્તુ પરિષદે કાયદાઓ બાંધ્યા હોતતો તે કાયદાઓ પ્રમાણે વર્તવાને કેટલાં ગામ તૈયાર છે? અને તે કાયદાઓના ભંગ બદલ શિક્ષા સહન કરવાને કેટલાં ગામ તૈયાર છે? જો ચોક્કસ બહુ એકાદ ગામ પણ તેવા કાયદાઓ પાળવા માટે તૈયાર હોય તો જરૂર પરિષદે ભલામણો નહિં પણ કાયદાઓ ઘડવા જોઈતા હતા. જો પરિષદની ભલામણોનોજ કોઈ વ્યક્તિ અથવા તો ગામ કે સમસ્ત અમલ કરવા માટે તત્પર હોય તો તે ભલામણો કાયદાનુંજ રૂપ પકડે. માત્ર નામ ફેર રહે, સ્વરૂપ અથવા તો અર્થ તો એકજ થાય. પરિષદની ભલામણોને કેટલાઓએ પોતાના ઘેર સારા માઠા પ્રસંગો આવ્યેથી પગ તળે છૂંદી નાખેલી આપણી નજરે જોઈ છે. આ સ્થિતિમાં પરિષદના કાયદાઓ શું કામમાં આવે? તેથી પરિષદે માત્ર ભલામણ કરવામાં જ ડહાપણ અને વ્યવહાર કુશળતા દર્શાવેલ છે. જ્ઞાતિની વ્યક્તિઓનાં હૃદયને અપીલ કરવાનોજ એક રસ્તો આપણી પાસે રહેલો છે અને પરિષદે તેજ રસ્તો પસંદ કરેલો છે. જ્ઞાતિમાં અવાર નવાર કોઈક કોઈકજ પરિષદના ભલામણોનો અમલ આપણે જોઈએ છીએ. ધીમે ધીમે એ વૃત્તિ વધતી જશે. જ્ઞાતિની અમુકજ વ્યક્તિઓના હૃદયને તેણે અસર કરી છે, જ્ઞાતિના ગણ્યા ગાંઠ્યા ગૃહસ્થો પણ પરિષદની ભલામણોનો અમલ કરવા પ્રેરાયા છે, લીંબડી પરિષદના ઉત્સાહેજ મારવાડ પ્રાન્તીય સંમેલનને જન્મ આપ્યો છે એ વાત શું બતાવે છે? લીંબડી પરિષદની સફળતા કે નિષ્ફળતા? કોણ કહેશે કે લીંબડી પરિષદ નિષ્ફળ ગઈ છે?

**પરિષદના સભાસદો તથા મંડળો**—પરિષદના સભાસદો બનાવવા માટે ગામેગામ ઉત્સાહી જ્ઞાતિબન્ધુઓને સભાસદ થવાનાં ફોર્મસની બુકો તથા પરિષદના બન્ધારણ તથા યોજનાની છાપેલી પ્રતો મોકલવામાં આવેલ છે. પરન્તુ કાર્ય કરનારાઓની શિથિલતાને અંગે અગરતો જ્ઞાતિજનોની ઉપેક્ષાને લીધે સભાસદો બનાવવાનું કામ સંગીન થયું હોય તેનું અમારા જાણવામાં આવ્યું નથી. મહુવામાં કેટલાક ગૃહસ્થોએ પોતાનાં નામ નોંધાવ્યાનું અને ગોધરામાં સારી રીતે નોંધવા થયાનું જાણવામાં આવ્યું છે. પરન્તુ બીજા સ્થળોમાં કાંઈ ઉત્સાહ માલુમ પડતો નથી. જો ભાવનગરનો ઉત્સાહ લીંબડી પરિષદ વખતે અપૂર્વ હતો, જો ભાવનગર બીજી પરિષદને

નિમન્ત્રણ આપવાને તૈયાર થયું હતું ત્યાં તો પરિષદ્‌ના કાર્ય પરત્વે સ્મશાનવત્ શાન્તિ અને ઉદાસીન વૃત્તિજ નજરે પડે છે. સભાસદો થયા વિના પરિષદો ભરવી મુશ્કેલ છે. અને સ્થાનિક મંડળો ન સ્થપાય ત્યાં સુધી પરિષદ્‌ના કાર્યને વેગ આપવો મુશ્કેલ છે. સભાસદો તથા સ્થાનિક મંડળોની જરૂરીયાત જ્ઞાતિજનો પૂરેપૂરી સમજ્યા હોય તેવું જણાતું નથી. દરેક ગામમાં પરિષદ્‌ના સભાસદો બનાવવાનું કાર્ય સોંપવામાં આવ્યું છે. તે ગૃહસ્થોએ આ જરૂરીઆત ઘણીજ સ્પષ્ટરીતે જ્ઞાતિજનોને સમજાવવાની જરૂર છે. પરિષદ્‌ને એક જીવતી, સંગીન, દૃઢ અસરકારક સંસ્થા બનાવવા માટે સભાસદો તથા સ્થાનિક મંડળોની ખાસ જરૂર છે. સભાસદો બનાવ્યા વિના પરિષદ્‌માં શ્રદ્ધાવાળા ગૃહસ્થોની સંખ્યા જણાવી અને પરિષદ્‌માં આર્થિક ચેતન રેડવું મુશ્કેલ થઇ પડશે. અને સ્થાનિક મંડળો વિના પરિષદ્‌ની ભલામણો પરિષદ્‌ના ઠરાવો સમજાવવાનું અને તેનો અમલ કરવાનું જ્ઞાતિજનોને પ્રેરવાનું કાર્ય મુશ્કેલ થઈ પડશે. તેટલા માટેજ સભાસદો તથા સ્થાનિક મંડળોની ખાસ આવશ્યકતા છે. જે જે ગૃહસ્થોને આ કાર્ય સોંપવામાં આવ્યું છે તેમને ઉત્સાહ પૂર્વક તે કામ હાથ ધરવા અને બનતા પ્રયાસે સભાસદો બનાવવા અને સ્થાનિક મંડળો સ્થાપવા માટે પ્રયત્નશીલ થવા માટે અમારી આગ્રહપૂર્વક નમ્ર વિનંતિ છે.

તન્ત્રી.

---

## विवाह अथवा-लग्न.

( ગતાંકથી ચાલુ ).

હવે કન્યાઓ નીચેના ત્રણ મન્ત્રો ભણી હોમ કરશે.

अर्यमणं देवं कन्या अग्निमयक्षत ।
समो अर्यमादेवः प्रेतो मुंचतुमापते स्वाहा ॥

આ કન્યા સૂર્યનારાયણ કે જે અગ્નિ સ્વરૂપ છે તેની પૂજા કરી કહે છે કે આર્યમ દેવ મને કોઇ પણ વખતે પતિનો વિયોગ ન કરાવે.

इयं नार्युपब्रूते लाजाना वपंतिका ।
आयुष्मा नस्तुमेपतिरेधं तां ज्ञातयो मम स्वाहा ॥

કન્યા લાજા હોમ કરે છે કે મારા પતિ દીર્ઘાયુષી થાઓ તેમજ મારી જ્ઞાતિની વૃદ્ધિ થાઓ.

इमांल्लाजानावपाम्यग्नौ समृद्धिकरणं तव ।
मम तुभ्यं च संवननं तदग्निरनुमन्यतामियं स्वाहा ॥

હે પતિ હું આ લાજા કે જે તમારી સમૃદ્ધિનો વધારો કરવાવાળી છે તેનો અગ્નિમાં હોમ કરું છું અને અગ્નિદેવ પણ મારાં અને તમારાં પરસ્પર વશ કરવાના સામર્થ્યને અનુમોદન કરો. ઉપર પ્રમાણે લાજા હોમ કરી વરરાજા કન્યાનો જમણો હાથ અંગુષ્ઠ સહિત પોતાના જમણા હાથથી પકડી નીચે પ્રમાણે ભણે છે.

गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः ।
भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥

મારી સાથે દીર્ઘાયુષ્ય યુક્ત સૌભાગ્યવતી થવા માટે તેમજ ભગ, અર્યમા, અને સવિતા દેવતાઓએ ગૃહસ્થાશ્રમની અધિકારી એવી તું તેને પત્ની અધિકારિણી થવા માટે આપી છે માટે હું તારો હાથ પકડું છું.

अमोह मस्मि सा त्वं सा त्व मस्यमो अहं ।
सामाह मस्मि ऋक् त्वं द्यौरहं पृथिवी त्वं ता एहि विवहा
वहै सहरेतो दधावहै प्रजां प्रजनयावहै पुत्रान्विन्दावहै
बहून् ते सं तु जरदष्टयः । संप्रियौ रोचिष्णू सुमनस्यमानौ ।
पश्येम शरदः शतं जीवेम शरदः शत. शृणुयाम शरदः शतम् ॥

હું લક્ષ્મી વિનાનો તેને તારા જેવી સ્ત્રી પ્રાપ્ત થઈ તેથી તુંજ મારી લક્ષ્મી થા. હું સામવેદ રૂપ છું તું ઋગ્વેદ રૂપ છો; હું સ્વર્ગ તું પૃથ્વી. અર્થાત્ હું અને તું બન્ને યોગ્ય છીએ માટે તું મારી સાથે આવ. આપણે વિવાહ કરીએ વીર્યને ધારણ કરી પ્રજાને ઉત્પન્ન કરીએ, ઘણા પુત્રોને પ્રાપ્ત કરીએ. તેઓ દીર્ઘાયુષી થાય અને આપણે સો વરસ સુધી જોઈએ, સો વર્ષ સાંભળીએ અને આપણો અન્ય પ્રીતિયુક્ત તથા કાંતિયુક્ત થઈ સો વર્ષ જીવીએ. હવે અગ્નિ ફરતી ઉત્તરમાં રાખેલ પથ્થર ઉપર કન્યાને ચડાવી વર નીચેનો મંત્ર ભણે.

आरोहेमं मम इमाश्मानमश्मेवार्थंस्थिरा भव ।
अभितिष्ठ पृतन्यतोऽवबाधस्व पृतनायत इति ॥

હે કન્યા તું આ પથ્થર ઉપર ચડી જેમ પથ્થર અચલિત છે તેમ તું

સ્થિર થા. અને તારા દુશ્મનો તને જીતવાની ઇચ્છાવાળા હોય તેને છળી રહી કચરી નાંખ તેમજ તેના પુરુષો સેના સહિત આવતા હોય તેના કટકો કરી નાંખ. ઉપર પ્રમાણે શીલા ઉપર ચડાવેલી કન્યા પ્રત્યે વર નીચેની ગાથા ગાય છે.

सरस्वति प्रेदमिव सुभगे वा जिनीवती ।
यां त्वा विश्वस्य भूतस्य प्रजायामस्याग्रतः ।
यस्यां भूत समभवद्यस्यां विश्वमिदं जगत् ।
तामद्य गाथां गास्यामि या स्त्रीणा मुत्तमं यशः ।

હે સરસ્વતિ, તું પ્રાણીમાત્રની પાસે કીર્તિરૂપે એકદમ જાય છે. એવી તું તેની હું કીર્તિ ગાઉં છું. અને તારે વિષે પંચ મહાભુતાત્મક જગત્ થયું એવી ગાથા રૂપી સરસ્વતિ કે જે સ્ત્રીઓનો ઉત્તમ યશ છે એવી સરસ્વતીની સ્તુતિ કરી કહે છે કે સુળથી અશુદ્ધ મંત્ર પાઠ કરેલ વિવાહ કર્યું રક્ષણ કર. એમ ભણી વર કન્યા અગ્નિને પ્રદક્ષિણા કરે.

तुभ्य मग्ने पर्यवहन् सूर्या वहतु ना सह ।
पुनः पतिभ्यो जायान्दाग्ने प्रजया सह ।

હે અગ્નિદેવ, આ કન્યાને પ્રથમ ચંદ્રાદિકે તમારી સાથે પરણાવેલ છે. હમણાંજ તેજ તમારી સ્ત્રીની સાથે હું વિવાહ કરૂં છું માટે મનુષ્ય રૂપી હું પતિ તેને સંતાન સાથે મને આપો.

હવે વરરાજા કન્યાને ઉત્તર દિશામાં જમણા પગવડે એક એક પગલું ભરાવી નીચેની સાત પ્રતિજ્ઞાઓ કરાવે છે જેને સાપ્તપદી કહેવાય છે.

त्वत्तोमेऽखिल सौभाग्यं पुण्यै स्त्वं विविधैः कृतैः ।
देवैः संपादितो मह्यं वधू राद्ये पदेऽब्रवीत् ॥

નાના પ્રકારનાં કરેલાં પુણ્યવડે દેવતાઓએ મને તમારી પ્રાપ્તિ કરાવેલ છે માટે તમારાથી મારૂં તમામ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે.

कुटुंबं पालयिष्यामि ह्यावृद्ध बालकादिकं ।
यथा लब्धेन संतुष्टा ब्रूते कन्या द्वितीयके ॥

નિશ્ચે હું બાળકોથી માંડી વૃદ્ધ પુરુષો સુધી આખા કુટુંબનું પાલન કરીશ અને દૈવઇચ્છાથી જે પ્રાપ્ત થશે તે વડે સંતોષમાં રહીશ.

मिष्टान्न व्यंजनादीनि काले संपादये तव ।
आज्ञा संपादिनी नित्यं तृतीये सा प्रवीदरम् ॥

દરેક ૠતુમાં મિષ્ટાન્ન તથા શાક ભાજી અથાણાં વગેરે તમારે માટે હું તૈયાર કરીશ અને હમેશાં તમારી આજ્ઞા પ્રમાણે વર્તીશ.

शुचिः श्रृंगार भूषाहं वाङ्ग मनः काय कर्मभिः ।
क्रीडिष्यामि त्वया सार्द्ध तुरीये सा पदे हरम् ॥

હું સુંદર શણગાર એટલે વસ્ત્ર ઘરેણાં વગેરે ધારણ કરી મન, વાણી, શરીર અને કર્મથી પવિત્ર રહી તમારી સાથે ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવીશ.

दुःखे धीरा सुखे हृष्टा सुखदुःख विभागिनी ।
नाहं परतरं गच्छे पंचमे सा ब्रवीद्वरम् ॥

જો આપણને દુઃખ પડશે તો હું ધીરજ રાખીશ અને સુખ પ્રાપ્ત થશે તો પ્રસન્ન રહીશ અને તમારા સુખ દુઃખમાં હું ભાગ લઈશ અને તમને છોડી હું બીજે ક્યાંય પણ જઈશ નહિં.

सुखेन सर्व कर्माणि करिष्यामि गृहे तव ।
सेवां श्वशुरयो श्चापि बंधूनां सत्कृतिं तथा ॥
यत्र त्वं वा अहं तत्र नाहं वंचे प्रियं क्वचित् ।
नाहं प्रियेण वंच्या हि कन्या षष्ठे पदेऽब्रवीत् ॥

હે પ્રિય, તમારા ઘરમાં રહી દરેક ઘરનું કામકાજ પ્રસન્ન મનવડે કરીશ. તેમજ તમારા માતાપિતાની સેવા અને તમારા કુટુંબનો યથાયોગ્ય સત્કાર કરીશ. જ્યાં તમે ત્યાં હું અથવા તમે તથા હું ગમે ત્યાં હોઈએ તોપણ કોઈપણ વખતે હું તમને છેતરીશ નહિં તેમજ નિશ્ચય તમારે પણ મને કોઈ પણ વખતે છેતરવી નહિ.

होम यज्ञादि कार्येषु भवामि च सहायकृत् ।
धर्मार्थ काम कार्येषु मनोवृत्तानुसारिणी ॥
सर्वेत्र साक्षिण स्त्वंमेपति र्भूतोसि सांप्रतम् ।
देहो मयार्पितस्तुभ्यं सप्तमे सा ब्रवीद्वरम् ॥

હે પ્રિય, ધર્મ, અર્થ, કામ તેમજ હોમ હવન અને યજ્ઞાદિક દરેક કાર્યમાં હું તમારી મરજીને અનુસરી દરેક પ્રકારે તમને સહાય કરીશ. અહીં બેઠાં બધેલાં મનુષ્યો તેમજ અગ્નિદેવ સાક્ષી છે કે આજથી તમે મારા પતી છો અને મેં મારો દેહ તમને અર્પણ કર્યો છે.

ઉપર પ્રમાણે સાત પ્રતિજ્ઞાઓ કન્યાને લેવાની છે તે ઉપરથી સાબીત

થાય છે કે શાસ્ત્રકાર બાળવિવાહનો ત્યાગ કરી યોગ્ય ઉમરેજ વિવાહ કરવો એમ આપણને સૂચવે છે. માટે કન્યાની ઉમર ઓછામાં ઓછી તેર વર્ષની તો હોવીજ જોઇએ. નહિં તો ઉપરની પ્રતિજ્ઞા કન્યા શી રીતે લઇ શકે ? ત્યારપછી વરરાજ કન્યાના મસ્તક ઉપર-નીચેના મંત્રથી અભિષેક કરે

**आपः शिवाः शिवतमाः शांताः शांत तमास्ते,**
**कृण्वं तु भेषजम् ॥**

જલ કલ્યાણકારી છે, અત્યંત કલ્યાણકારી છે, સુખને આપવાવાળું છે, અત્યંત સુખને આપવાવાળું છે, તે જલ, ઔષધ, રોગનો નાશ કરી સુખને આપે છે, તેમ તમને સુખરૂપ થાઓ. ત્યાર પછી -દિવસનાં લગ્ન હોય તો સૂર્યનારાયણના દર્શન કરવાં. હવે વરરાજાએ કન્યાના હૃદયને નીચેના મંત્રથી આલભન કરવું.

**मम व्रते ते हृदयं दधामि ममचित्तमनुचित्तं ते अस्तु ।**
**मम वाच मेक मनाजुप स्वप्रजापतिष्ठा नियुनक्तु मह्यम् ॥**

હે કન્યા, મારા નિશ્ચયમાં તારૂં હૃદય અર્પણ કર, તારૂં ચિત્ત મારા હૃદયને અનુકુલ થા, મારાં વચનનું એકમનથી સેવન કર અર્થાત્ મને કહ્યાગરી થા, તેની રીતે બ્રહ્મા મારા વિષે તને જોડો ત્યાર પછી વરે કન્યાને અભિમંત્રણ નીચેના મંત્રથી કરવું.

**सुमंगली रियं वधु रिमाहँ समेत पश्यत ।**
**सौभाग्य मस्यैदत्वा याथा स्तं वि परे तन ॥**

હે વિવાહ દેવતાઓ, આ વધુ સુંદર મંગળ યુક્ત છે એમ જોઇને તેને સૌભાગ્ય આપી સ્વસ્થાનમાં જાઓ. ફરીથી પણ પુત્રાદિક મંગલાશીર્વાદ દઇ શુભ કાર્યમાં ફરીથી પધારવા માટે જાઓ. આચાર્યને સારી દક્ષિણા સુવર્ણ વસ્ત્ર અલંકાર વીગેરે આપવાં. વરે નીચેનો મંત્ર ભણી કન્યાને ધ્રુવ દર્શન કરાવવાં.

**ध्रुवं त्वा पश्यामि ध्रुवैधि पोष्ये मयि ।**
**मह्यंत्वादाद्बृहस्पतिर्मयापत्या प्रजावती संजीव शरदः शतम् ॥**

હે સ્ત્રી, તું અવિનાશી રહે. તને ધ્રુવના તારાનું દર્શન કરાવું છું તું નિશ્ચલ રહી પોષણ કરવા યોગ્ય થા. બૃહસ્પતિએ તને મને અર્પણ કરી છે એવી તું પુત્રાદિક અને મારા (પતિ) સહિત સો વર્ષ જીવ. તું મારા વિષે નિશ્ચલ રહે એટલા માટે તને ધ્રુવનું દર્શન કરાવું છું એવો. અંતર્ભાવ

છે. ત્રણ રાત્રી સુધી સ્ત્રી પુરૂષે મોળું હવિષ્યાન્ન ખાવું, પથારીએ સુવું. વર્ષ સુધી અથવા બાર રાત્રી, છ રાત્રી અથવા ઓછામાં ઓછું ત્રણ રાત્રી તો ખાસ બ્રહ્મચર્ય રાખવુંજ. ત્રણ રાત્રીથી પણ હેતુ એવો છે કે ચતુર્થી કર્મ કર્યાં પછીજ બ્રહ્મચર્યનો ત્યાગ કરવો.

હવે ચતુર્થી કર્મ એટલે ચોરીએ ચડે છે તેનો સમય કહે છે.

चतुर्थ्यामपररात्रिभ्यंतरतोग्निमुपसमाधाय ।

વિવાહ તિથીથી આરંભ કરી ચોથી રાત્રીએ રાત્રીના ચોથા પોરમાં ઘરની અંદર અગ્નિ પધરાવી તેમાં હોમ કરવો અને તેમાં રાખેલ જલપાત્ર-માંથી જલ લઈ કન્યાના મસ્તક ઉપર નીચેના મંત્રથી વરે અભિષેક કરવો.

यां ते पतिघ्नी प्रजाघ्नी पशुघ्नी गृहघ्नी यशोघ्नी निंदिता
तनूर्जारघ्नीं तत एनां करोमि सा जीर्यत्वं मया सह सौ ॥

હે કન્યા, આ અભિષેકથી તારા શરીરમાં રહેલ પતિનાશક, પશુના-શક, ગૃહનાશક, અને યશનો નાશ કરવાવાળા જે જે દોષો રહેલા છે તેનો નાશ કરવાવાળી કરૂં છું માટે આ અભિષેકથી મારી સાથે રહી દીર્ઘાયુષી થા. ત્યારપછી કંસારનું પ્રાશન નીચેના મંત્રથી વરે કરાવવું.

प्राणैस्ते प्राणान्संदधाम्यस्थिभिरस्थीनि
मांसैर्मांसानि त्वचा त्वचम् ॥

હે કન્યા, મારા પ્રાણ વડે તારા પ્રાણને, હાડકાં વડે હાડકાંને, માંસથી માંસને અને ચામડીથી ચામડીને જોડી દઉં છું અર્થાત્ આ કંસારના પાકના જમવા વડે કરી મારી સાથે તારૂં ઐક્ય કરૂં છું. इति शिवम् ॥ હાલમાં તો ત્રીજે દીવસે ચોરીએ ચડવાની રૂઢી ચાલે છે તે શાસ્ત્ર વિરૂદ્ધ છે.

દરેક જ્ઞાતિ બંધુઓ પોતાના બાળકોને વિવાહ પહેલાં આ રહસ્ય સમજાવી વંચાવી તે પ્રમાણે વર કન્યાને બોલવાના મંત્રો બોલાવવા પ્રયત્ન કરશે તો ભવિષ્યની પ્રજા ઉત્તમ અને આદર્શ બનશે અને આપણી જાતિ કલ્યાણ થવા સંભવ છે. માટે આપણા કુળદેવ શ્રી लक्ष्मीनारायण દરેક જ્ઞાતિબંધુઓના હૃદયમાં સદ્બુદ્ધિને પ્રેરે એવી પ્રાર્થના છે.

शुक्ल दुर्गाशंकर देवशंकर.

श्री

श्री महालक्ष्म्यै नमः

# निमन्त्रण पत्रिका.

## मारवाड़ प्रान्तीय श्रीमाली ब्राह्मण संमेलन-सोजत

### पत्रिका नं. ५.

सिद्धि श्री सर्वोपमा सकल गुणालंकृत ज्ञातिबांधवो–
( ज्ञाति समस्त योग्य ).

सेवामे सादर प्रार्थना है कि मारवाड़ प्रान्तीय श्रीमालि ब्राह्मण संमेलन मिती चैत्र कृष्णा गुजराती फाल्गुण कृष्णा १०।११। १२ सोम, मंगल, बुधवार, ता. १२।१३।१४ मार्च १९२३ को सोजत में ज्ञाति बांधवों के हितार्थ होगा. ज्ञाति बांधवों का संमेलन आनंद दायक हो. जो जो ज्ञातिबांधव संमेलन में पधारना चाहें वे अपने आनेकी सूचना ता. ६ मार्च तक भेजदे, कमसे कम १० मार्च तक तो अवश्य भेजदें. साथ ही मारवाड़ प्रान्तके प्रतिनिधियों की सूचना ता. ६ मार्च तक सूचना अवश्य दे. यह पहला ही संमेलन है अतः दर्शक या प्रतिनिधि आदि कोई है सियतसे पधारनेवाले ज्ञातिबांधवो के पास से किसीभी प्रकार की फीस नहीं ली जायगी सब प्रकार का इंतजाम किया जायगा. पूर्व सूचनानुसार ज्ञातीय या ग्राम संबन्धी झगडे टंटे पर विचार नहीं किया जायगा. व्यक्तिगत आक्षेप करने का अधिकार किसी को न होगा. प्रचलित कुरीतियों के सिवाय संदेहजनक बात पर कोई कुछ नहीं कह सकेगा. प्रत्येक बांधवों को शुद्ध हृदय से सत्यता के साथ भाषण

देना चाहिये । संमेलन को पूर्णतया सफल सफल बनाने के लिये विद्वान, वृद्ध, धनी, मानी, नवयुवक, सदाचार विचार संपन्न प्रिय भाषी, उत्साही बांधवोंको अवश्य पधारना चाहिये. जातिकी स्त्रियों के पधारने पर सदाचार संपन्न विदुषी द्वारा स्त्रीशिक्षा का प्रबंध भी अवश्य कराया जायगा. संतोषजनक उपस्थिति होने से बी. बी. सी. आई. रेल्वे के मारवाड़ जंकशन स्टेशन के पास सोजतरोड स्टेशन है वहाँ आने वाले जाति बांधवों का स्वागत करने को स्वयंसेवक उपस्थित रहेंगे. स्टेशनसे ७ मील सोजत बैल गाडियोंद्वारा आने का इंतजाम किया जायगा. श्री दरबार मिडिल स्कूल के बाहिर पंडाल बनी है. यद्यपि यह मारवाड़ प्रान्तीय संमेलन है तथापि मालवा, मेवाड़, गुजरात, काठियावाड़, कच्छ, आदि के जाति बांधव भी दर्शक ही है जिससे अवश्य पधारने की कृपा करें.

आगन्तुक महाशयों का भोजन प्रबंध सोजतनिवासी उत्साही युवक स्वयंसेवक मंडल द्वारा करेंगे. सबके सुभीते के माफक अलग २) प्रबंध होगा संमेलन के हितैषी जाति बांधवों की उपस्थिति अवश्य प्रार्थनीय है. शम्

चांदावत कुनालाल, प्रमुख.
व्यास सदाशंकर, उपप्रमुख.
कुंवर गणपतलाल व्यास, कोषाध्यक्ष.

शिवशंकर द्विवेदी, मंत्री
मीठालाल त्रिवेदी, सहायक मंत्री.

ता. २३।२।२३.

# जीवन-प्रपंच.



(અકટોબર ૧૯૨૨થી ચાલુ.)

નોંધઃ—આ પ્રકરણ પછીનું પ્રકરણ પછીનું ફેબ્રુઆરિ ૧૯૨૩માં છપાએલ છે. આ પ્રકરણ ભૂલથી રહી ગએલ તે અત્રેઆપીએ છીએ.

તન્ત્રી.

જીવનરામની વિચાર-માળા પૂર્ણ થઈ. જ્યારથી તેમણે નિર્મળાને જોઈ હતી ત્યારથી તેના મનમાંથી, તે તેજસ્વિ મૂર્તિની છાપ એક પળ પણ ખસી નહિં, અને મોટભાઈને કોઇપણ પ્રકારે સમજાવી આ બાળ-કન્યા સાથે લગ્ન કરવા નિરધાર્યું. તેઓ જાણી શકયા હતા કે મોટશંકર લક્ષ્મીની લાલચમાં જરૂર લપટાશે, અને પોતાની ધારણા પાર પાડવામાં બીલકુલ સંશય રહેશે નહિં.

"મોટશંકર, તમારી નિર્મળા હવે મોટી થઇ છે. મારે તમારે હવે સત્વર તેનો વિવાહ કરવો જોઇએ. નિર્મળા ઘણી સુંદર ચાલાક અને ડાહી લાગે છે અને તેને મારે ડાહ્યા વરની ખાસ જરૂર છે. તમે જો ખ્યાલ કરશો તો સ્હેજે જાણી શકશો કે તેવા વરની શોધ કરવાની કશી જરૂર જ નથી. હું તમારી સર્વ મનોવાંચ્છના પૂર્ણ કરીશ અને તમારી ભવની ધન-ચિંતા દૂર કરીશ." જીવનરામે પોતાનામાં હતી તેટલી અક્કલ અને હુંશીયારીનો ઉપયોગ કરી ધીમે સ્વરે પોતાનો સ્વાર્થી વિચાર જાહેર કર્યો.

"ભાવતું હતું અને વૈદરાજે કહ્યું" એ કહેવતાનુસાર મોટભાઈની લોભી પ્રકૃતિએ જીવનરામભાઈની વાતને માન્ય રાખી. પોતાના હાકાર ઉત્તરથી પરિણામ શું આવશે તેનો પણ ખ્યાલ કર્યો નહિં. પોતાની નિર્મળાની અને જીવનરામની વયનો તફાવત તેની નજરે ચડયો નહિં. અરેરે! ધન-લોભી અને સ્વાર્થી વૃત્તિવાળા મનુષ્યો પોતાનો સ્વાર્થ સાધવા પોતાની લાડકી કન્યાને છતી આંખે કુવામાં નાંખતાં જરાપણ અચકાતા નથી. પોતાની કન્યા જડ વરને સોંપતાં, નીપજતા પરિણામની તેઓ લેશ પણ દરકાર કરતા નથી. આવા અનેક દાખલા બની ગયા છે, અને તેનાં પરિણામો અનુભવ્યાં છતાં, તેવા પરિણામની ભીતિ પોતાની અંદર રહેલી અમાપ સ્વાર્થ-બુદ્ધિને અંગે રાખતા નથી.

બોટભાઇને નિર્મળા માટે ઘણી જગ્યાએથી માંગણી આવી હતી, પરંતુ બોટભાઇએ જાણ્યું કે એ જગ્યાએથી ઇચ્છિત ધન મળે તેમ નથી, તેથી તેઓએ તે સર્વ માંગણી ના કબુલ કરી,- અને કોઈ એવી ફુવ્વી માંગણીની વાટ જોઇ બેઠા હતા. અચાનક પોતાના અતિથિના મુખમાંથી માગણીના શબ્દો સાંભળી બોટશંકર ઘણા ખુશી થયા, અને પોતાના વૃદ્ધ પિતાની પણ રજા લેવાની તેઓને બીલકુલ જરૂર જણાઇ નહિ.”

વળી બોટભાઇને લાગ્યું કે જો અત્યારે ચાંદલા નહિં થાય, તો કદાચ બીડું ઝડપાઇ જશે, અને વળી હું રખડીશ. જીવનરામ જેવા રૂપાળા, યુવાન અને લક્ષ્મીવાન્ મુરતીયાને બીજી કન્યા મળતાં વાર ન લાગે, અને કદાચ તેઓ પોતાની દીકરીને અંગે અન્ય કોઇ સ્થળે સંગપણ કરી નાંખે તો પોતાની ધારણા ધૂળ થાય. આવા વિચારથી તેમણે જીવનરામને કહ્યું, “ આજનો દીન અને સમય શુભ છે, અને અત્યારે ચાંદલા કરવા મને ઉચિત લાગે છે. જો આપનો વિચાર હોય તો બે ચાર જ્ઞાતિજનોને બોલાવું. આપનો શું વિચાર છે તે............”

“ તમારો વિચાર તે મારો વિચાર સમજ્યા કે ? તમે જેમ કહેશો તેમ હું કરવા તૈયાર છું! તમારો શું વિચાર છે ?” જીવનરામે મહાન્ ઉદારતા અને શ્રીમંતાઇના ભાવથી પૂછ્યું.

“ રૂપીયા એક હજાર રોકડા આપવા તેમાં રૂપીયા એકસો સગપણ વખતે અને બાકીના રૂપીયા લગ્ન વખતે આપવા પડશે.” બીજું એ કે તમારે મને કોઈ જગ્યાએ નોકરીમાં રાખી દેવો જોઇશે. બોટભાઇએ પોતાની,સ્વાર્થી શરતો ઉચ્ચારી.

“ તમે જે કહેશો તે મને કબુલ મંજુર છે. આ વાત આપણા બે વચ્ચેની ખાનગી છે, તે ધ્યાનમાં રાખજો કોઈ બીજાને કાને ન જાય તેથી પૂર્ણ સાવચેત રહેજો. જો કોઇ જ્ઞાતિબંધુના જાણવામાં આવશે તો મને અને તમને બન્નેને તેઓ વગોવવા ચૂકશે નહિં. વળી અત્યારે ચાંદલા કરતી વખતે પણ તેમની શી જરૂર છે ? આજુબાજુમાંથી બે પાડોશીને બોલાવો ને બસ! આપણે કાંઈ કોઇના બાપની ચોરી છે ?” જીવનરામે સમયોચિત ડોળ દેખાડી કહ્યું.

બોટભાઇએ જીવનરામના કહેવા મુજબ, પાડોશમાં આમંત્રણ આપી, ફુરસદ અને નવરાશના વખતમાં સ્વાર્થથી રહેલા, ઓટલે બેસતા અને બગાસા ખાતા, નિરુદ્યમી પાડોશીઓની ટોળી લઈ, મનમાં મલકાતા -

મલકાતા દાખલ થયા. પાડોશીઓની વાત કરતા, જાણે કે ફારસ જોવાનું હશે એમ ધારી, બેને બદલે બાર શેટભાઈ સાથે આવ્યા.

વાચકને યાદ હશે કે આ સર્વ વાતચીત ભોજન પછી બે થી ત્રણ કલાકમાં થવા પામી છે. શેટભાઇ તથા જીવનરામ જમીને ઉઠયા પછી, નિર્મળા ભોજન કરી વાસણ કુસણ માંજી, અઓટ લીપી, બીજું કેટલુંક ઘરનું કામ પરવારી, અંદરની અંધારી ઓરડીના ખુણામાં બેઠી હતી, અને જ્યારથી આ બન્નેની વાતચીતમાં નિર્મળા નામની- શરૂઆત થઇ, ત્યારથી તે સર્વ વાત સાંભળતી હતી. ઘોર તિમિરમાં પણ જેમ એક હીરો ચળકે, તેમ તેનું અંધારામાં ઉજ્વળ મુખ પ્રકાશતું હતું. તેના બન્ને ચક્ષુઓની નીચે ઝીણા ઝીણા હીરાની હારો લટકતી હોય, તેવો ભાસ થતો હતો. પરન્તુ ખરેખર તેમ ન હતું. તે હીરાની નહિ, પણ હીરાસમ ઉષ્ણ અશ્રુઓની હાર, લટકતી નહિ પણ વહેતી હતી. પોતાના પિતાશ્રી પોતાની એકની એક અને વહાલી પુત્રીને એક નિશાચરને લીલામ કરતા હતા તે જાણી પુત્રીને પિતા ઉપર અત્યંત તિરસ્કાર છુટયો.

"દીકરી ગાય છે, અને જ્યાં દોરે ત્યાં જાય છે," તે કહેવતાનુસાર પિતાશ્રીના કાર્ય સામે વિરૂદ્ધતા દર્શાવવાની નિર્મળાને હિંમત ન હતી. વળી તેને ખાત્રી હતી કે લક્ષ્મીમાં અન્ધ બનેલા પિતાશ્રી પોતાના ગમે તેવા દઢ સત્યાગ્રહની સામે થવા ચૂકશે નહિ. સર્વ વસ્તુઓનું ભવિષ્ય દેવાધિન છે. ઇશ્વરેચ્છા જેમ હશે તેમ થશે. શ્રીહરિની ઇચ્છા વિરૂદ્ધ માનુષીય પ્રયત્ન સદા નિષ્ફળ થાયછે. ભાવિ મિથ્યા કોઈ ઉપાયે થતું નથી, અને તેમ કરવા ઇચ્છનારાઓની અન્તે હાર થાય છે તે રાજા પરીક્ષિતના દષ્ટાંતથી સિદ્ધ થાય છે. સર્પ-ડંસ અટકાવવાનો તેનો ભગીરથ પ્રયત્ન સર્વથા વૃથાશ્રમ ગણાયો.

આ સર્વ સિદ્ધાંતોને સ્વીકારી કેવળ એક ભાવિ ઉપર આધાર રાખી સમયને પોતાનું કાર્ય કરવા દીધું.

કુરસદીયાઓની માનનીય હાજરી વચ્ચે, મંગળ મુહૂર્તે, શેટભાઇએ જીવનરામના પહોળા અને શ્યામ કપાળમાં ઢબુ જેવડો કંકુનો ચાંલ્લો કર્યો, અને અક્ષત ચોડ્યા. ગોળ ધાણા વ્હેંચાયા, અને ખુશાલીના પોકાર વચ્ચે નિરૂદ્યમી પ્રેક્ષકો, કેટલાક ગપાટાના અન્તે વીખાયા. અપૂર્ણ.

(રચેલું) ન. પૈં. ઓઝા.

---

# શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ

## કેળવણી ફાળો.



છાત્રાલયના મકાન ફાળાની મહાલક્ષ્મીની છબીવાળી રૂપીઆ એકવાળી ભરાએલી ટીકીટો.

હા. ગંગાશંકર પ્રભાશંકર ઓઝા.

૧ ઠા. લક્ષ્મીદાસ પુરૂષોતમ કરાચી
૧ ઠા. કરસનદાસ કાનજી „
૧ ત્ર: દયારામ કેવળરામ „
૧ દવે બેચરભાઈ જેઠાભાઇ „
૧ સોની દયાળજી રામજી „
૧ શાહ નેણશી ચાંપશી „
૧ શાહ રાયશી વેલજી „
૧ શાહ જેઠા દેવા „
૧ શાહ તળશી મેઘજી „
૨ ત્ર. ગોપાળજી લવજી „
૧ ત્ર: વેલજી પ્રેમજી „
૧ ત્ર. કામેશ્વર પ્રેમજી „
૧ „ દયારામ પ્રેમજી „
૧ ઠા. વેલજી દેવચંદ „
૧ રાવળ રેવાશંકર દેવરામ „
૧ ઠા. રેવજી દામજી „
૧ ત્ર. ત્રીકમજી વેલજી „
૨ „ વજેશંકર માધવજી „
૨ „ ચુનીલાલ કુંવરજી હા. કેશવલાલ „
૧૦ „ મયાશંકર મૂળજી ખીદડા
૧ ઓઝા ઊમીયાશંકર લાલાભાઇ. નાગલપુર
૧ દવે નારણજી નથુભાઇ અંજાર
૧ દવે ગૌરિશંકર રૂગનાથજી „

૧ દવે કલ્યાણજી જેઠા અંજાર
૧ વૈદ્ય આશારામ દુર્લભરામ „
૧ દવે મકનજી ધનજી „
૧ દવે કુંવરજી પ્રાગજી હા. લક્ષ્મીશંકર „
૧ દવે હરજીવનશંકર ભગવાનજી „
૧ દવે ઇશ્વરલાલ ભગવાનજી „
૧ દવે રેવાશંકર શિવજી ભચાઉ
૧ દવે નારણજી ભાણજી અંજાર
૨ ઓઝા વજેશંકર કલ્યાણજી „
૧ વૈદ્ય દામજી લાધા „
૧ સારાષ્ટ્રી મણિશંકર જટાશંકર „
૧ ઓઝા પ્રભાશંકર આણંદરામ „
૧ વ્યાસ રૂગનાથ શિવજી „
૧ ઇશ્વરલાલ વજેનાથ ઓઝા માંડવી
૧ ત્ર. જુઠાલાલ છબીલદાસ „
૧ ઓઝા હેમતરામ મયાશંકર „
૧ ત્ર. આત્મારામ રણછોડજી „
૧ „ ભાઇશંકર પિતાંબર „
૧ „ રામજી આણંદજી „
૧ છાયા કલ્યાણરાય હરિદાસ „
૧ ત્ર. મયાશંકર મુળજી ખીદડા.
૧ „ કલ્યાણજી પરમાણંદ માંડવી.
૧ „ મણિશંકર કાનજી „
૧ ઓઝા રૂગનાથ કેશવજી „
૧ ત્ર. પ્રાણજીવન પરશોત્તમ „

१ શેઠ ત્રીકમદાસ લીલાધર હા. હે
મતરામ મયાશંકર ઓઝા માંડવી
१ ડૉ. મહેરવાનજી ધનજી કરંછયા,,
१ શેઠ જેણુશી ખીમજી „
१ સોની ડાહ્યા ભાણુજી „
१ શેઠ હાથીભાઇ રવજીભાઈ „
१ રાઘવજી ભગવાનજી „
१ સોની નારણુજી હેમરાજ „
१ ઓઝા શંકરલાલ વિશ્વનાથ „
१ શેઠ પુરષોતમ અમરશી „
१ શેઠ ગોકળદાસ વલ્લભદાસ „
१ ઓઝા પ્રાણુશંકર નરભેશંકર „
१ સોની નારણુજી ભવાનજી „
१ શેઠ પરસોત્તમ ગોવિન્દજી „
१ ઓઝા હીરજી હરિશંકર „
१ ઓઝા મયાશંકર હીરજી „
१ ગં. સ્વ. અચરતબ્હેન ભોળાનાથ,,
१ ઓઝા જયાશંકર હેમતરામ „
હા. ગંગાશંકર પ્રભાશંકર ઓઝા
१ સેવક ત્રીકમજી રણછોડદાસ માંડવી
१ વાંઝા પુરૂષોતમ માવજી „
१ ઓઝા શિવશંકર મયાશંકર „
१ ત્ર. મગનલાલ જટાશંકર „
१ હરિલાલ બેચર માસ્તર „
१ ત્ર. ઉમીયાશંકર બેચર „
१ ત્ર. દેવશંકર છવરામ હા ગંગ-
ળજી દેવશંકર. „
१ ત્ર. જેશંકર પરમાણુંદ „
१ " રતિલાલ નાથાભાઇ „
१ ઓઝા દુર્ગાશંકર રેવાશંકર „
१ " રગનાથ લક્ષ્મીશંકર „
१ શેઠ લીલાધર મોરારજી „
१ દા. જેઠા નાનજી „

५ શેઠ વિસનજી કલ્યાણજી માંડવી
१ ધનાભાઇ ભાટીયા „
१ ત્ર. ફુલશંકર છવરામ „
१ " વસંતરાય ફુલશંકર „
१ " હરસુખરાય ફુલશંકર „
१ દા. રામજી કુંવરજી „
१ ત્રિવેદી દુર્લભજી ગૌરિશંકર તળાજા
१ ત્ર. અળજી ગંગારામ „
१ " અમૃતલાલ મયાશંકર „
१ " મોહનલાલ મણિશંકર „
१ " ગિરિજાશંકર પિતાંબર „
१ " નારણુ ઓધા „
१ " વનમાળી નારણુજી „
१ " નાગજી નથુરામ „
२ " શીવલાલ નારણુજી „
१ વ્યાસ પોપટલાલ કરસનજી મહુવા
१ જેશંકર વંજેરામ „
१ ઓઝા પ્રાણુશંકર ગોર્ધન „
१ ત્ર. રેવાશંકર ધનેશ્વર „
१ " લાલજી પરસોત્તમ સાવરકુંડલા
१ ઓઝા શંકરલાલ વિશ્નુ
१ " જટાશંકર જેશંકર સાણોદર
१ " લક્ષ્મીશંકર ભીમાભાઈ કુંડલા
२ દવે પ્રાણજીવન ખીમજી ચુડા
१ ત્રિ. મોહનલાલ લક્ષ્મીશંકર રાણપુર
१ ઓઝા દેવશંકર પિતાંબર ભાવનગર
१ ત્ર. વજેશંકર ધનેશ્વર „
१ ઓઝા મહાશંકર ગણેશ „
१ ઓઝા જગન્નાથ કાશિરામ „
१ " પ્રભાશંકર નારણુજી ભાવનગર
१ ત્ર. છગનલાલ જીઠાભાઇ „
१ " ભાઇશંકર વજેશંકર „
१ " પિતાંબરદાસ ગોવિન્દરામ „

૧૧) રા. રા. જયાન્તલાલ મગનલાલ ઓઝા–મુંબાઇ–તેમનાં સ્વ. પત્નીનાં પુણ્યાર્થે.
૫) રા. રા. નાથાલાલ ગૌરીશંકર ત્રિવેદી–ખરકાલ–છાત્રાલયની મુલાકાત પ્રસંગે.
>) રા. રા. ગટુલાલ લીલાશંકર ઓઝા.
૫૦) સ્વ. બાઇ રેવા સ્મારક અર્ધી માસીના–હાં. લક્ષ્મીશંકર મૂળજી ત્રિવેદી–બડીઆદ.
૫૦) રા. રા. માણેકલાલ દયાશંકર ઓઝા–મુંબાઇ
૨) રા. રા. ભાઇશંકર ઓઘડલાલ ઓઝા–મુંબાઈ–તેમનાં સ્વ. માતુશ્રીનાં પુણ્યાર્થે.
૩) રા. રા. શામજી વિશ્વનાથ ઓઝા–રામોદ–તેમના ચી. ચુનીલાલની જન્મગાંઠની ખુશાલીમાં.
૭) રા. રા. વનમાળી કાશિરામ ઓઝા–ભીલખાં–તેમની પુત્રી લીલાવતીના લગ્ન પ્રસંગે ભેટ જાન માંડવા તરફથી.
૧૦) રા. રા. વનમાળી કાશિરામ ઓઝા–ભીલખા–તેમના પુત્ર શિવશંકરનાં પત્ની શિવલક્ષ્મી ગુજરી જતાં તેમનાં પુણ્યાર્થે.
૩) મોહનલાલ પ્રાણજીવનત્રિવેદી–રાણપુર–ચી. પોપટલાલના લગ્નની ખુશાલીમાં ભોજન માટે ( મોહનથારપુરીનું ભોજન )
૧૯) ચીમનલાલ મોહનલાલ ત્રિવેદી–સાબરમતી–તેમના પુત્રીના લગ્નની ખુશાલીમાં બરફીસુરમાના ભોજનના.
૪) મોહનલાલ પ્રાણજીવન ત્રિવેદી–રાણપુર–વિધવા ફંડ ખાતે
૧૦) મગનલાલ અંબારામ દવે–ગોંડ–પ્રત્યેક વર્ષ પ્રમાણેના.
૧૫) ફુલશંકર માવજી વકીલ–વંથલી, સોરઠ–બેન અજવાળી તથા શાન્તાગૌરીના લગ્ન પ્રસંગે.
૧૦) ત્રવાડી મયાશંકર સવાઇલાલ–શિહોર–લગ્ન પ્રસંગે.
૫) ત્રવાડી કેશવલાલ ગવરીશંકર–સરધાર–ચી. જયશંકરના લગ્ન પ્રસંગે
૧૭।। મગનલાલ જગનાથ ઓઝા–મુંબાઈ–તેમના પત્નીની સંવત્સરી નિમિત્તે અડદીઆપુરીના ભોજનના.

કુલ. ૨૯૩।।

ઘઉં મણ ૧।। અમદાવાદના એક ગૃહસ્થ તરફથી

# जातीय समाचार.

બીલખાઃ—વનમાળી કાશીરામ ઓઝા સાણોદરવાળાના પુત્ર શિવશંકર વનમાળી ઓઝા જેઓ હાલ મુંબાઈ રહેછે તેમનાં પત્ની શિવલક્ષ્મી આસો વદ ૯ ને શુક્રવારના રોજ દેવલોક પામ્યાં છે.

રોહીશાળાઃ—અત્રેના ફોજદાર અમૃતલાલ છબીલાલ ત્રિવેદીની બદલી કોળીયાક મુકામે થઇ છે. તેમની વિદાયગીરીના માનમાં મહાજન તરફથી સભા ભરવામાં આવી હતી અને તેમની સેવાની કદરમાં માનપત્ર તથા ભેટ આપવામાં આવ્યાં હતાં.

માકણુંજઃ—લગ્નઃ-જ્યંતિલાલ મગનલાલ ત્રિવેદીનાં, રેવાશંકર અંબાશંકર ત્રિવેદીની પુત્રી વેરે. વરરાજા શુદ્ધ ખાદીના પોષાકમાં હતા.

શુકલતીર્થઃ—૧. શ્રીમાળી બાળકોએ "અરૂણોદય" નામનું હસ્તલિખિત માસિક કાઢવું શરૂ કર્યુંછે. શરૂઆત ફતેહથી નીવડીછે-નીવડશે. ૨. સ્વરાજ્ય શાળાના શિક્ષક ભાઇ કાશિશંકરે જુદા જુદા સ્થળોમાં ફરી જુનાં શાળાપયોગી પુસ્તકો ઉઘરાવી શ્રીમાળી બાળકોને વિનામૂલ્યે આપવા એક પુસ્તકાલય સ્થાપ્યુંછે. પુસ્તક સંખ્યા લગભગ ૩૫૦ થવા પામી છે. વાંચનાર આનું અનુકરણ કરશે એમ આશા છે.

અમદાવાદઃ—ભાઇ કાલિદાસ વસનજી દવે, મણિપુરનું "અધ્યાપન મન્દિર" બંધ થવાથી, મુંબાઈ "રાષ્ટ્રીય શાળા"ના આચાર્ય તરિકે નીમાયાછે.

સુરતઃ— ભાઈ પ્રેમીલાલ મૂળજીભાઈ ઓઝા, જેઓ ઓધવજી મોરારજી ઓઝાના પુત્ર હતા અને મોરબી નાટક કંપનીવાળા સ્વ. મૂળજી આશારામ ઓઝાના દત્તક પુત્ર અને વારસ હતા તેઓ ગુજરી ગયા છે. તેમના શોકજનક અવસાનથી સ્વ.મૂળજીભાઇના કુટુંબમાં અને કંપનીના માલકીપણામાં ભારે અવ્યવસ્થા થઇ પડી છે.

મહુવાઃ—નવાડી હરિરામ વિઠ્ઠલ જેમણે શ્રી. મ. બ્રા. શ્રી. બ્રા. કે. ફાળામાં રા. ૨૦૧) ભર્યા હતા તેઓ દેવલોક પામ્યા છે.

ઉમરાળાઃ—ભાઇ નવનિધરાય પોપટલાલ ઓઝાનાં પત્ની દેવલોક પામ્યાંછે.

# एक अपूर्व हिम्मतभरेली शरुआत.



## પરિષદ્‌ની સફળતાનું સબળ દ્રષ્ટાંત.



### જાન ચાર દિવસ અને પહેરામણીના બદલામાં અમદાવાદના જ્ઞાતિ છાત્રાલયને ભેટ.



આટકોટની અંદર ફાગણ વદ ૬ ના રોજ શ્રીમાન્ રા. રાં. દ્વારકાદાસ હડવા ઓઝા તથા કેશવલાલ હડવા ઓઝાને ત્યાં ત્રણ કન્યાઓનાં લગ્ન હતાં. તે બન્ને ગૃહસ્થો લીંબડી મુકામે ભરાએલી જ્ઞાતિ પરિષદમાં હાજર હતા. અને પરિષદે કરેલી ભલામણોએ તેમના હૃદય ઉપર સચોટ અસર કરી હતી. તેઓ જમાનાની જરૂરીયાતો સારી રીતે સમજી શકે છે; તેથી તેમણે પોતાને ત્યાં પ્રસંગ આવતાં એક ઘણુંજ હિમ્મત ભરેલું પગલું લીધું છે. જાન ચાર દિવસ રાખવાનો રીવાજ સામવેદી જ્ઞાતિબંધુઓમાં હવે ઘણો પ્રચલિત થતો જાય છે. પરન્તુ પહેરામણી નહિં કરાવવાની અને તેના બદલામાં જ્ઞાતિની કેળવણીની સંસ્થાઓને મદદ આપવાના રીત હજુ સુધી જ્ઞાતિમાં દાખલ થવા પામી નથી. વ્યવસાયના આ જમાનામાં આઠ આઠ દિવસ સુધી જાન રાખવાનું પણ મુશ્કેલ થઇ પડયું છે અને તેનો અનુભવ સૌ કોઇને થાય છે. જેટલો માંડવા વાળાને ત્રાસ પડે છે તેટલોજ ત્રાસ જાનવાળાઓને પણ પડે છે. ધંધો નોકરી છોડી આઠ આઠ દિવસ સુધી લગ્ન પ્રસંગોમાં પડયું રહેવું આ જમાનામાં કોઇને પાલવી શકતું નથી. હજુ એવો જમાનો પણ આવશે કે જ્યારે ચાર દિવસ લગ્ન પ્રસંગે ગાળવા તે પણ મુશ્કેલ થઈ પડશે. એવો પણ જમાનો જરૂર ટુંક સમયમાં આવી લાગશે કે પરણવા આવનાર વરજ સાફસુફ કહી દેશે કે મ્હારાથી ચાર દિવસ પણ રોકાઈ શકાશે નહિં. જમાનાનો વ્યવસાય એટલો વધતો જાય છે કે એ વખત આવતાં વાર નહિં લાગે. તેથી જમાનાની જરૂરીઆતો જોઇ જાન રાખવાના રિવાજમાં અનુકૂળ સુધારો વધારો કરવાની હવે ખાસ જરૂર રહે છે. કેટલાક જ્ઞાતિ ગૃહસ્થોએ આ જરૂરીયાત જોઈ હતી અને

તેથી રાજકોટમાં રા. રા. કલ્યાણજી ચત્રભુજ ઓઝા તથા તેમના કેટલાક સ્નેહી મિત્રોએ ચાર દિવસ જાન રાખવાનો નિશ્ચય કર્યો હતો. તેમને ત્યાં પ્રસંગે આવતાં તે રિવાજની શરૂઆત કરવામાં આવી હતી અને તે ઉપરથી ચાર દિવસ જાન રાખવાના બીજા અનેક પ્રસંગો બની ચૂક્યા છે. વધુ દિવસની હેરાનગતીથી સૌ કોઇ હવે કંટાળી ગયું છે અને તેથી ચાર દિવસ જાન રાખવાનો રિવાજ તુરતમાંજ સર્વ સ્થળે માન્ય થઇ જવાનો સંભવ છે.

બીજો પ્રશ્ન હવે વરોઠીનો છે. વરોઠી એ સૌ જ્ઞાતિ ગૃહસ્થોને લગ્નનો આનંદ આપવા માટે વર વાળાઓ પાસેથી લેવાતો કર છે. આ કર આપવાને સૌ શક્તિવાન હોય તેવું માનવાનું કારણ નથી. ઘણાંઓને લગ્ન પ્રસંગે દેવું કરવું પડે છે. જ્ઞાતિ વરોઠીરૂપી કર તેની પાસેથી લઇ તેને વધારે દેવાદાર બનાવે છે. તેથી જ્ઞાતિ વ્યક્તિઓના બચાવનું-રક્ષણનું સાધન બનવાને બદલે તેનું અહિત કરનાર બને છે અર્થાત્ જ્ઞાતિ જ્ઞાતિ મટી વ્યક્તિની હિતશત્રુ બને છે. આવા બનાવો ન બને તેટલા માટે પરિષદે લગ્ન તથા મરણ પ્રસંગના શાસ્ત્ર વિધિની જરૂર સિવાયના બીજા વરાઓ મરજીયાત કરવા માટે ભલામણ કરેલી છે.

વરોઠીને મરજીયાત કરવા માટે સાધન સંપન્ન માણસોએ પહેલ વહેલો દાખલો બેસાડવો જોઇએ અને તે બંધ કરી સારી રકમ જ્ઞાતિ કેળવણી અર્થે વાપરી પોતાની કીર્તિ વધારવી જોઇએ. જે ગૃહસ્થોને ખર્ચનો બોજો જણાતો હોય તે વરોઠી બંધ કરી યથાશક્તિ રકમ ભેટ આપે; સાધન સંપન્ન માણસો સારી રકમ ભેટ કરી સુયશ પ્રાપ્ત કરે. વરોઠીમાં બીજો હેતુ બ્રહ્મ ભોજનનો હોય છે. જ્ઞાતિના છાત્રાલયોમાં જ્ઞાતિનાજ વિદ્યાર્થીઓ રહે છે. તેને ભેટ આપવાથી બ્રહ્મ ભોજનનો હેતુ પણ પાર પડી શકે છે. સાધન સંપન્ન માણસો વરોઠી કરે અને તે ઉપરાંત ભેટ પણ આપી શકે, પરન્તુ વરોઠી મરજીયાત કરવાનો રિવાજ પ્રચલિત કરવાને માટે સાધન સંપન્ન જ્ઞાતિજનોએજ સરસ વરોઠી કરી સુકીર્તિ પ્રાપ્ત કરવા કરતાં દાખલો બેસાડવા માટે અને વરોઠી મરજીયાત કરવાના રિવાજને ધીમે ધીમે વધુ પ્રચલિત કરવા માટે વરોઠી બંધ કરી વધુ સારી રકમ ભેટ તરિકે અર્પણ કરી સુયશ મેળવવાને તત્પર થવું જોઇએ. વર પક્ષવાળાઓ પાસેથી જેવી રીતે વરોઠી મરજીયાત થવી જોઇએ તેવી રીતે કન્યાપક્ષવાળા તરફથી મોસાળું,

ગોરવ કે બીજો કર મરજીઆત થવો જોઇએ, જેથી બન્ને પક્ષને એક સરખી આર્થિક રાહત મળે.

આટકોટમાં વર પક્ષ તેમજ કન્યા પક્ષ એ ઉભેય પક્ષવાળાઓ ઉત્સાહી અને સમજુ ગૃહસ્થો હતા. કન્યા પક્ષવાળા શ્રીમાન્ દ્વારકાંદાસ કડવા તથા કેશવલાલ કડવા ઓઝા આઠ દિવસ જાન રાખવાને માટે સારી રીતે સમર્થ છે. છતાં તેમણે જ્ઞાતિની અંદર દાખલો બેસાડવા માટે ઉત્તમ પ્રકારની હિમ્મત અને ઉત્સાહ દર્શાવી જાન ચાર દિવસ રાખી હતી અને વરવાળાઓને વરોઠી નહીં કરવા સૂચવ્યું હતું. જાનવાળાઓ પણ તેટલાજ સમજુ જ્ઞાતિમાં સુધારો કરવા માટે તેટલાજ ઉત્સાહવાળા અને એક અપૂર્વ પગલું ભરવાની તેટલીજ હિમ્મતવાળા ગૃહસ્થો હતા. એક જાન સરધારવાળા રવિશંકર લાલજી ત્રવાડીના ઘરની, એક જાન અંજારવાળા રેવાશંકર નારણજી ઓઝાના ઘરની અને ત્રીજી જાન મોરબીવાળા ઇશ્વરલાલ ચત્રભુજ ઓઝાના ઘરની હતી. ત્રણે ગૃહસ્થો પોતે ધારે તો સારામાં સારી વરોઠી કરી શકે તેવી સ્થિતિના છે. છતાં તેમણે શ્રીમાન્ દ્વારકાંદાસભાઇ તથા કેશવલાલભાઇની હિમ્મત અને ઉત્સાહને પોખ્યાં હતાં અને તેમની સૂચનાને માન આપી તેમજ જ્ઞાતિની અંદર એક અનુકરણીય દાખલો બેસાડવા માટે વરોઠી નહીં કરવાનું કબૂલ રાખ્યું હતું. શ્રીમાન્ ઇશ્વરલાલ ચત્રભુજ ઓઝાએ રૂા. ૧૦૧) અમદાવાદ જ્ઞાતિ છાત્રાલયને રોકડા ભેટ આપ્યા હતા. સરધાર વાળા શ્રી. રવિશંકર લાલજી ત્રવાડીએ રૂા. ૧૦૧) નોંધાવ્યા હતા અને તે પૈકી રૂા. ૫૧) તે વખતે રોકડા આપ્યા હતા અને સ્વ. રેવાશંકર નારણજીના વતી શ્રીમાન્ અમૃતલાલ લાલજી ઓઝાએ રૂા. ૧૦૧) નોંધાવ્યા હતા. તે ઉપરાંત દરેક પક્ષે રૂા. ૧૦) જામનગર શ્રીમાળી વિદ્યા પ્રસારક મંડળને ભેટ આપ્યા હતા. રા. દ્વારકાંદાસ કડવા ઓઝાએ પણ રૂા. ૨૫) બન્ને બાઇઓ વતી અમદાવાદ છાત્રાલયને ભેટ આપ્યા હતા અને રૂા. ૨૫ રાજકોટ બોર્ડીંગને ભેટ આપ્યા હતા.

આટકોટ જેવા ન્હાના ગામમાં વરોઠીનું ખર્ચ બહુ બહુ તો ૫૦ થી ૬૦ રૂપીઆ થાય તેમ છતાં જ્ઞાતિની અંદર ઉત્સાહ પ્રેરવા માટે તેમજ જ્ઞાતિમાં સચોટ દાખલો બેસાડવા માટે દરેક જાનવાળા ગૃહસ્થે રૂા. ૧૦૧) નોંધાવ્યા હતા.

વરોઠી મરજીઆત કરવી તે બાબત ઘણા જ્ઞાતિ ગૃહસ્થો તરફેણમાં છે.

# पत्रिका नं. (१).



## જ્ઞાતિનાં ફંડો અને જ્ઞાતિની મિલ્કત.

આપણી જ્ઞાતિનું બળ અને જ્ઞાતિનું જ્ઞાતિ તરીકેનું ગૌરવ વધારવા માટે પ્રથમ આવશ્યકતા જ્ઞાતિના ફંડો, અને જ્ઞાતિની મિલ્કતનો સંચય અને વૃદ્ધિનો પ્રશ્ન ઘણો મહત્વનો છે. અત્યારે પ્રત્યેક સ્થળ જ્યાં જ્યાં આપણી જ્ઞાતિ નાના અથવા મોટા જથ્થામાં વસે છે ત્યાં જ્ઞાતિની મિલ્કત અને પુંજી મહાન્ ક્લેશનું કારણ છે. દરેક સ્થળે સારા નરસા પ્રસંગે કોઇને કાંઈ રકમ આ ફંડોમાં જમા થાય છે અને તેનો વહિવટ જ્ઞાતિના એકાદ અગ્રગણ્ય માણસ પાસે હોવાનું ધોરણ પ્રચલિત છે. અત્યારે સૌ કોઈ જોઈ શકે છે કે આ અગ્રગણ્ય ગૃહસ્થને કાં તો આ રીતના જ્ઞાતિના ફંડની વ્યવસ્થા કરવા પૂરતી ફુરસદ નથી, અથવા તે જે વ્યવસ્થા કરે તેમાં જ્ઞાતિ સમુદાયને પુરો ભરુંસો નથી, અથવા તો આ યુગમાં કોઈ એક ગૃહસ્થ ગમે તેવો મોભાદાર, પ્રામાણિક, અને શક્તિવાન્ હોય તો પણ જ્ઞાતિઓ આવાં ફંડો, અને આવી મિલ્કતની વ્યવસ્થા એક ગૃહસ્થથી થાય તે જોવા રાજી નથી. ગમે તે કારણ હો, પણ એ બધાં કારણોથી આટલી વાત તો પ્રસિદ્ધ છે કે જ્ઞાતિ ફંડો અને જ્ઞાતિ મિલ્કતો અત્યારે નધણીયાતી સ્થિતિમાં પડયાં છે. પરિણામ એ આવ્યાં છે કે કોઈ ઠેકાણે આ ફંડો અને મિલ્કત જ્યાં ત્યાંના સત્તાધિકારીઓના હાથમાં છે અને જ્ઞાતિનું સ્વામિત્વ આ કારણથી લગભગ જ્ઞાતિજનો અને જ્ઞાતિ સમુદાયના હસ્તમાંથી ગયું છે. લીંબડીમાં જ્ઞાતિની મિલ્કત અને જ્ઞાતિના ફંડની આ દશા છે. ત્યાં અત્યારે જ્ઞાતિના અંગભૂતો ઘણા વર્ષોથી એકમત થતા નથી તેથી લીંબડી દરબાર હસ્તક આ મિલ્કતો અને ફંડોનો વહિવટ થાય છે.

પોરબંદરમાં અને પાટણમાં આ ફંડો યજમાન શેઠીયાઓને હસ્તક ગયાં છે એમ મારી સાથે વાત કરતાં તે તે ગામના ગૃહસ્થોએ પ્રસંગવશાત કહ્યું છે.

બીજાં સ્થળોમાં જ્ઞાતિના એક અંગભૂત હસ્તક આવી વ્યવસ્થાઓ છે હતી. અને તેનું પરિણામ એ થયું છે કે મૂળ પુરુષ જેને વ્યવસ્થા

સોંપવામાં આવી તે ગુજરી ગયા બાદ તે વ્યવસ્થા વારસામાં તેના કુટુંબમાં ઉતરી છે. અને એક વખત આવી વ્યવસ્થા કરવાનો હક વારસામાં આવી શકેછે તેમ માન્યતા સબળ થઈ એટલે પછી ક્લેશનાં બીજનો પાયો રોપાય છે અથવા જ્યાં રોપાયો નથી ત્યાં જ્ઞાતિના ફંડો અને જ્ઞાતિની મિલ્કત માટે એક જાતની બેપરવાઈ અને ઉપેક્ષા જ્ઞાતિજનોમાં આવીછે. જ્ઞાતિજનો આ બેપરવાઈ એવા હેતુથી ધરાવે છે કે "એ રકમ અથવા એ રકમનો કાંઈ ભાગ ક્યાં મને અને મારા છોકરાંને મળવાનો છે કે તેના વહિવટ માટે હું અમુક સમર્થ વ્યક્તિ સાથે નાહક ક્લેશ કરું?" જ્યારે ટ્રસ્ટના ભોક્તા (Beneficiaries) માં આમ ઉપેક્ષા વૃત્તિ આવે છે ત્યારે ટ્રસ્ટીઓ (વહીવટ કરનારા) કુદરતી રીતે સ્વેચ્છાચારી થાય તે પણ સમજાય તેવુંજ છે. જ્યાં એક વખત અંકુશ દૂર થયો, એટલે કુદરતી રીતે નિરંકુશતા આવીને ઉભી રહેછે. સરકારમાં સરકારનું એકાઉન્ટન્ટ જનરલનું ખાતું, બીજા બધા ખાતાના ખર્ચ ઉપર મહાન્ અંકુશ ધરાવે છે. બીજી જાહેર સંસ્થામાં સ્વતંત્ર તપાસણી (Audit) એ વ્યવસ્થાનો પહેલો પાયો છે. તમામ સમાજ સેવા, અને તમામ સમાજ વિકાસોનો મૂળ પાયો તેની આર્થિક સ્થિતિ છે. આપણે શ્રીમાળી શુભેચ્છક આજ આટલાં વર્ષોની જીવતોડ મહેનતથી માત્ર દસ બાર હજાર રૂપીઆ ભેગા કરી શક્યું છે, ત્યારે પ્રથક્ પ્રથક્ જ્ઞાતિ સમુદાયોમાં અત્યારે પ્રથક્ પ્રથક્ સ્થળે મોટી રકમો વ્યવસ્થા થયા સિવાયની પડીછે. ઘણે સ્થળે આ વ્યવસ્થાઓ બાબતમાં, જ્ઞાતિસમુદાય ગમે તો પોતાનો અવાજ ઉંચો કરવા અસમર્થ હોય અથવા જ્ઞાતિસમુદાય ઉપેક્ષા વૃત્તિ ધરાવતો હોય તે બે કારણો અને તે બે કારણો મધ્યેના એક અથવા બીજા કારણથી, ઘણો અંધેર પ્રવર્તે છે અને તેથી મારી પ્રત્યેક સ્થળની જ્ઞાતિના એકે એક અંગભૂતોને તથા સમગ્ર જ્ઞાતિ મંડળને વિનંતિ છે કે

(૧) તમે બીજી કોન્ફરન્સમાં પધારો તે પહેલાં તમારા સ્થળની જ્ઞાતિની સભાઓ બોલાવો.

(૨) તે સભામાં તમારા ગામની જ્ઞાતિની મિલ્કત અને ફંડની શી શી વ્યવસ્થા છે તેથી વાકેફ થાઓ.

(૩) જ્યાં આ ફંડનો હિસાબ લેતાં કે વ્યવસ્થા સંભાળતાં તકરાર થવાનાં પ્રસંગો આવે ત્યાં ખામોશ પકડો.

(૪) આ વ્યવસ્થા બાબત તજવીજ કરવાં ખામોશ પકડવાની સાથે જ્ઞાતિનો સામાન્ય અભિપ્રાય પ્રથમ મેળવો કે આ વ્યવસ્થા બાબતનો આગેવો

ઇતીહાસ જે તે વખતના વહીવટ કરનાર બતાવવા વિરોધ બતાવે તો તેમને સમજાવીને લેવાશે કે કેમ.

(૫) ગઇ ગુજરી આગલી વાત ન યાદ લાવતાં માત્ર અત્યારે દરેક ફંડની જેવી સ્થિતિ અને દરેક મિલ્કતની સ્થિતિ હોય તે સંભાળવા તમે જ્ઞાતિ મધ્યેથી નાની નાની જ્ઞાતિ કમીટીઓ ઉત્સાહી કામ કરનારા જ્ઞાતિજનોની નીમો.

(૬) તેમની મીટીંગો વખતો વખત શરૂઆતમાં બોલાવો અને તે કમિટીઓ દ્વારા હાલની સ્થિતિથી વાકેફ થાઓ.

(૭) મિલ્કત, દાગીના, રોકડ, જ્યાં જ્યાં પડયા હોય તે આ કમીટીના વહીવટમાં આણો.

(૮) રોકડ રકમ વગર વ્યાજુ અને વહિવટ સિવાયની પડી રહેલી હોય તેને બન્ધનમાં આણી વ્યાજે મુકો. અને વહીવટ કરવો માટે પ્રતિ વર્ષને આખરે બદલાઈ શકે તેવા ટ્રસ્ટીઓ નીમો. સ્થાવર મિલ્કતો ને રીપેર કરવાની જરૂર હોય ત્યાં જોઇતાં રીપેરો થોડે ખર્ચે, પ્રામાણિકપણે જ્ઞાતિના હોંશીલા વોલન્ટીઅર હસ્તક કરાવો.

(૯) આ નવી વ્યવસ્થા માટે

(અ) પ્રત્યેક વર્ષે એક વખત મલી શકે તે પ્રમાણેના જ્ઞાતિસમુદાયરૂપી આખા મંડળની એક સભા નિર્માણ કરો.

(બ) પ્રત્યેક વર્ષમાં બે વખત મળી શકે તેવા કાર્યવાહક મંડળ (મેનેજીંગ કમીટીઓ) મેળવી જે જે કામ ૭ માસમાં થયું હોય તેની નોંધ લેવા દફતર ઉપર બધી વાત લાવવા ગોઠવણ કરો.

(ક) પ્રત્યેક વર્ષમાં બાર વખત પ્રત્યેક માસે મળી શકે તેવી વહીવટ કરનારી નાની નાની કમીટીઓ (મકાન રીપેરના, વ્યાજે લેવા દેવાની રકમના વહીવટની, જ્ઞાતિના કામ વાસણ ભાંગ્યા તૂટ્યા તેના સમારની અને બીજાં ચાલતાં કામ રસ્તે પાડવાની કમીટીઓ) નિર્માણ કરો.

(ડ) જ્ઞાતિ કામને પ્રમાણિકપણે સંભાળી જે તે વખતે તે કામ કરી ઉપર બતાવેલી ભિન્ન ભિન્ન કમીટીઓ પાસે વખતસર રજુ કરી ઓ. ઓન. આનરરી ('Honorary') સેક્રેટરીઓ નીમો અને તે સેક્રેટરીઓના યથાર્થ કામોને બરાબર રીતે ટેકો મળે છે કે કેમ તે જુઓ.

ટુંકામાં દરેક જ્ઞાતિ વહીવટને પાયા ઉપર લાવવામાં પડેલાં કાર્યકર્તા પુરૂષ એક અથવા બે માનપ્રદ સેક્રેટરી હંમેશને માટે હોવા જોઇએ. તેઓ સ્વભાવે શાન્ત અને કોઈ સાથે વાત કરતાં ગભરાઇ ન પડે તે પ્રમાણેના વર્તનવાળા જ્ઞાતિબન્ધુઓ હોવા જોઇએ. પછી તે સેક્રેટરીના કામને પ્રતિ માસે માર્ગદર્શક મંડળો ( એક્ઝીક્યુટીવ કમિટીઓ ) આગળ લાવી તેટલું કામ તપાસી લઇ બીજા કામને આગળ ધકેલવા ગોઠવણુ થવી જોઇએ.

વસ્તુતઃ કાર્યનો સર્વ બોજો પ્રથમતઃ સેક્રેટરી ઉપર અને પછી માસિક કમીટીઓ ઉપર પડવો જોઇએ. છમાસિક કાર્યવાહક મંડળ (Managing Committee) એ આ તમામ કામ તપાસી લેનારૂં મંડળ અને સૂચના આપનારૂં મંડળ હોવું જોઇએ. સેક્રેટરીઓ, એક અથવા બે માત્ર રાખવા, ત્યારે કાર્યવાહી માસિક કમીટીઓ ચાર પાંચ મેમ્બરોની બનેલી હોવી જોઇએ અને છમાસિક મંડળીઓ ( મેનેજીંગ કમીટીઓ ) જે જે સ્થળની જેટલી વસ્તી તેના પ્રમાણમાં ૧૦ મેમ્બરોથી માંડી ૨૫ મેમ્બરથી વધારે નહિં એવી હોવી જોઇએ.

છેવટ જ્ઞાતિ સમુદાયની સામાન્ય સભા વર્ષની આખરે એકવાર મળી તમામ કામને નિહાળી લઈ, કોઈ ખર્ચ માટે બહાલી આપી, નવી કમીટીઓ નવા સેક્રેટરીઓ નીમી છુટી પડે એ રીતે ગોઠવણ હોવી જોઇએ.

મતલબમાં જ્ઞાતિ સંસ્થારૂપી આપણા સ્વરાજ્યના બંધારણો છે. તેમાં નવચેતનનો સંચાર કરવો એટલું પ્રથમ કામ પ્રત્યેક સ્થળે પ્રત્યેક જ્ઞાતિ સમુદાયને કરવા મારી પ્રાર્થના છે.

આ પત્રિકા સામાન્ય વિચારો ઉપર અને સામાન્ય માર્ગ ઉપર નવો રસ્તો બતાવવા અર્થે લખાએલી છે તેથી પ્રત્યેક સ્થળમાં કામ કરતાં કાંઈ વ્યવસ્થા માટે સૂચનાની ઇચ્છા રહેશે તો આપનો આ સેવક દરેક વખતે તમને માર્ગ બતાવવા અને જ્યાં સુધી બનશે ત્યાં મદદ કરવા ઉભો રહેશે.

આવાં નવજીવનવાળાં મંડળો અસ્તિત્વમાં આવશે એટલે જ્ઞાતિ વ્યવહારના તમામ કાર્યો અને સુધારા માટે આજ મંડળો આપણા સમુદાયના મજબુત પાયા બનશે.

સેવક,

વિઠ્ઠલદાસ ગીરજાશંકર

ના પ્રણામ.

# કર્મયોગિને ચરણે !

---

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्म कर्म समाधिना ॥

એ અનેરી બ્રહ્મ ભાવનાને સદા પોષતા, **परोपकाराय सतां विभूतयः।** એ ઇશ્વરી સિદ્ધાન્તને સર્વદા અનુસરતા, તે અમ્હારા કુળનું, અમ્હારી જ્ઞાતિનું, અમ્હારા ગામનું ઉજ્વળું છત્ર હતા.

ત્હેમની કર્તવ્ય ભાવના કદી ન વિસરાય તેવી છે, ત્હેમની પરોપકાર વૃત્તિ સર્વદા અમ્મરજ રહેશે. અનેકાનેક જ્ઞાતિજનોનો તિરસ્કાર વ્હોરી લઇ, સર્વ જોખમ પોતાને શિર લઇ, પોતાનેજ પૈસે જ્ઞાતિ માટે, એક જગ્યા ખરીદી, નિરાશાવાદમાં ડૂબેલા સર્વ જ્ઞાતિબન્ધુઓ પ્રત્યક્ષ જુએ તેમ પોતાનું દ્રવ્ય જ્ઞાતિને ધીરી તે જગ્યા પર ભવ્ય મકાનો બંધાવનાર તે યોગિનો. આત્મત્યાગ ક્યો માડી જાયો હર્ષથી નહી વધાવે ? હજુયે તે પ્રસંગો મ્હને યાદ આવે છે; પીઠ પર પત્થરો ઉપાડી તે ઉપર સુનાના વાટા કરી તેઓ મકાનની ભિંતડીઓ ચણતા. સુતારની સામે બેસી રંદો ફેરવતા, અને ભુખ તૃષાની દરકાર કર્યા વિના ત્યાં સદા હાજરના હાજર રહેતા. ત્હેમને ક્ષુધા હતી ફક્ત જ્ઞાતિનું ભલું કરવાનીઃ ત્હેમને તૃષા હતી ફક્ત પોતાનાને ઉચ્ચ પદે જોવાની.

ત્હેમની ટેક અચળ અને અડગ હતી. હમ્મેશાં શંકરને જળનો લોટો વ્હડાવ્યા પછીજ તેઓ પાણી પીતા. જ્ઞાતિમાં કોઇને ત્યાં ન્યાતવરો હોય, ત્હેનું કામ કરવા જતાં તેઓ સાંજરે સ્નાન કરવાની ફુરસદ મેળવી શકતા. સ્હવારના સાતથી સાંજના સાત સુધી નાણા ધોયા વિના મ્હેં ત્હેમને જ્ઞાતિનું કામ કરતાં જોયા છે, અને રાત્રે દસ વાગ્યે તેઓ ઘણી વખત ભોજન પામ્યા છે.

મરણ પથારીયે પડયા પડયા પણ તેઓએ ત્હેમની ટેકને વિસરી ન હતી. ગત મહાશિવરાત્રીને દિવસે શરીરમાં સખ્ત તાવ હોવાં છતાંયે, લાકડીને ટેકે તેઓ ગામની બજારમાં કોઈ બ્રાહ્મણને શોધતા ફરતા હતા. શા માટે ? પોતાની ટેક પૂર્ણ કરવા માટે. તે બ્રાહ્મણ મહાદેવને જળનો લોટો

ન્હડાવીને આવ્યો, પછીજ ત્હેમણે દુધપાન કર્યું હતું. મહાદેવ જળાર્પણ કરવા માટે ત્હેમણે ઘણી વખત ગાડે બે ગાઉની મજલ પણ કરી હતી.

પોતાની સર્વે મિલ્કત ધર્મ સ્થાનોમાં અર્પણ કરીને તે દાનવીરે શ્રી કૃષ્ણ ચંદ્રની

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासियत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

એ મહામૂલી આજ્ઞા અક્ષરશઃ ઉઠાવી છે, અને ગૃહસ્થાશ્રમી હોવાં છતાંયે યોગનો દિવ્ય અંચળો ધારણ કર્યો છે.

સત્યોતેર વર્ષની વયે, અવનિમાં નિજ સત્કર્મના સંસ્મરણો ગુંજાવતો તે અમ્મર આત્મા ફાલ્ગુન શુદી પષ્ઠીની રાત્રીએ કૈલાસ પ્રતિ સિધાવ્યો. ત્રણ દિવસથી મેધાડમ્બર સર્વત્ર વ્યાપ રહ્યો હતો, તે યે ત્હેમના કર્મ પ્રભાવથી, ત્હેમની શુદ્ધ સત્ય ભાવનાથી છીન્ન ભીન્ન થઈ ગયો અને ચન્દ્ર જ્યોત્સ્નામાં, નિજ સુવાસના, નિજ દિવ્ય કર્મ ભાવના, નિજ દાન વીરતાના પાઠો જગતને શણાવતો, તે આત્મા મળી ગયો. જગતમાં ત્હેના સત્કૃત્યોજ ત્હેની પ્રતિકૃતિ રૂપ તે જ્ઞાતનું ભવ્ય મકાનજ જ્યોતિ પુંજ શાં પ્રકાશી રહ્યાં છે.

મ્હારા તે કર્મયોગિ, મ્હારા તે દાદાને મ્હારા હૃદયની ઉર્મીઓ અર્પણ કરી, ત્હેમના મ્હારા પ્રતિના અનન્ય સ્નેહનું કંઈક ત્રાણ અદા કરૂં છું!

મધુમાવતી<br>કર્મયોગિની કર્મવાટિકા<br>ફાલ્ગુન શુકલ અષ્ટમી.

મગનલાલ શ્યામજી ત્રિવેદી.

---

સ્વર્ગસ્થ હરિરામ વિઠ્ઠલ ત્રવાડીને ત્હેના પૌત્રની સ્મરણાંજલિ.

આ પ્રમાણે મોટાભાઇ કેટલાક સિદ્ધાંતો અને દાખલાને હિસાબે એવા વિચાર પર આવ્યા કે પોતાના પિતાશ્રી તદન મૂર્ખ અને બુદ્ધિહીન છે, અને પોતે જે કંઇ અક્કલ હુશિયારીથી કર્યું છે તે વ્યાજબી છે.

નિર્મળાના વિવાહના સમાચાર સાંભળી દયાશંકરની અર્ધ-બેશુદ્ધ સ્થિતિ થઇ હતી. ઉકળાટમાં તેણે મોટાશંકરને પ્રશ્નો પૂછ્યાં પરંતુ તેનો તેમને ખ્યાલ હતો નહિ. આખરે કેટલીક મિનિટ વિત્યા બાદ તેઓ પૂર્ણ સાવચેત થતા તેમણે મોટાભાઇને જીવનરામની પ્રપંચ જાળોનો ખ્યાલ આપ્યો અને અથથી તે ઇતિ સુધી જીવનરામનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. પરંતુ તેમની કંઇપણ વાત મોટાભાઇના ગળે ઉતરી લાગી નહિ, ત્યારે તેઓએ તેને નીચે પ્રમાણે સમજાવવાની શરૂઆત કરી:—

"ભાઈ તું મોટો થયો પણ તારામાં બુદ્ધિની પુરેપુરી ખામી છે. વળી તેં જોઇએ તેટલી કેળવણી લીધી નથી. તને વાંચનનો બીલકુલ શોખ નથી તે હું સારી રીતે સમજું છું, આપણી જ્ઞાતિના માસિકો જો તું વાંચતો હોત તો તું સ્હેજે ખ્યાલ કરી શકત કે જીવનરામ જેવા વૃદ્ધ પુરૂષ સાથે નિર્મળાના વિવાહ કરવામાં તે કેવી ભૂલ કરી છે. બેટા એતો કન્યા વિક્રય કહેવાય, આ વિષય માસિકોમાં લાંબી મુદતથી ચર્ચાય છે, અને જે કોઈ કન્યા-વિક્રય કરે તેને સખ્ત દંડ કરવાનો ઠરાવ કેટલાક સુશિક્ષિત જ્ઞાતિ બન્ધુઓ આપણી આવતી પરિષદમાં રજુ કરનાર છે. આ ઠરાવ પસાર થાય તો મારા ધારવા પ્રમાણે કન્યા-વિક્રય જડ મૂળથી નાબુદ થાય તે નિઃશંક છે. તારા હાથથી પણ કન્યા-વિક્રયજ થયો છે. તેં તારા હાથે નિર્મળાને વેચી છે, ભાઈ! હજુ તું કન્યા-વિક્રયમાં કેટલું પાપ સમાયું છે તે નથી જાણતો. તું પુરૂષની પરિક્ષા કરી શકતો નથી. ભાઈ કહ્યું છે કે:—

કતાયાં

यथा चतुर्भिः कनकं परिक्ष्यते
निर्घषणच्छेदन ताप ताडनैः ॥
तथा चतुर्भिः पुरुषः परिक्ष्यते
श्रुतेन शीलेन गुणेन कर्मणा ॥

વિશેષ શું કહું ભાઇ! બુદ્ધિમાનને ઉપદેશનો એક ઉચિત શબ્દ બસ છે. પરંતુ મૂર્ખને જ્ઞાનની પોથી સંભળાવો તો પણ તે ભેંશ આગળ ભાગવત સમ છે.

"કન્યા એ પરાયુ ધન છે, અને જેની માલેકીનું હોય તેને તે યોગ્ય સમયે સુપ્રત કરવું જોઇએ. પુત્રી એ દાન-લક્ષ્મી ગણાય છે. દાન અર્થેજ તેનો ઉપયોગ થઇ શકે છે. આપણે હંમેશા દાન કોને કરીએ છીએ? દાન પાત્રને હોય, દાન યોગ્ય સ્થળે હોય. અપાત્રને દાન આપવાથી પાપને અનુમોદન અપાય છે, પાખંડ-વૃત્તિ પોષાય છે, અને આપણા હાથેજ અપાયેલું દાન ઝેરી સર્પની માફક આપણને ડંખે છે, આપણનેજ શાપ આપે છે. કિં બહુના! બાળ સંતાનના સુખમાંજ માબાપનું પરમ સુખ સમાયું છે, અને તેના દુઃખથી જરૂર તેઓને દુઃખ થાય છે. કન્યા-વિક્રય એ વિષયજ એવો છે કે તેના પર જેટલું લખવું હોય તેટલું લખાય, અને મોટું પુસ્તક પણ રચાય. સર્વનો સાર માત્ર એટલોજ છે કે સ્વ કન્યાના વિક્રયથી મનુષ્ય અનેક દોષો અને પાતકનો અધિકારી બની સર્વની ધિક્કારની દૃષ્ટિથી નિહાળાય છે, અને અન્તકાળે મહાન્ કષ્ટ પામે છે."

દયાશંકર શાન્ત થયા. મોરશંકરે મૌન્ય રાખી જે કહ્યું તે સાંભળ્યું. આથી પોતાના ઉપદેશની તેને કંઇક અસર થશે એવું દયાશંકરને જણાયું પરંતુ સાયંકાળે જ્યારે મોટાભાઈ કંઇ નજીવા કામ પ્રસંગે બહાર ગયા ત્યાં એચિંતો તેમને જીવરામભાઇનો ભેટો થઇ ગયો. જીવનરામે મોટાભાઇના મગજરૂપી ઘડીઆળાંને પુરેપુરી ચાવી દીધી અને કાંટના સ્ક્રુ મજબુત કર્યાં કે ફરીને સરી પડે (મોટાભાઇ ફરી જાય).

જીવનરામના મેળાપથી મોટાભાઇ વધારે મક્કમ બન્યા અને દિવસો, માસ કેવી રીતે ઉકેલી વિજેતી જરી રહી, તેનાજ વિચારમાં નિમગ્ન કરવા લાગ્યા. દયાશંકરની પ્રકૃતિ દિનપ્રતિદિન બગડતી જાય છે તે તેઓ સારી રીતે જાણતા હતા. એક દહાડો દયાશંકર ક્યા કમનીના નિત્ય કાર્યથી પરવારી ઘેર આવ્યા બાદ તેમને છાતીમાં પુષ્કળ દુઃખાવો થવાથી મુંઝવણ થવા લાગી. તેમણે તુરતજ મોરશંકરને તથા નિર્મળાને પોતાની પાસે બોલાવી મંગાવી અને તેમની આગળ ઉપદેશ નાખ્યો હતો, અને કેટલાક સમયની શાન્તિના અન્તે દયાશંકરના અવિનાશી આત્માએ આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો. નિર્મળાનું હૃદય તેના વૃદ્ધ પિતાજીના અવસાનથી ભરાઈ આવ્યું, અને અત્યંત રૂદન કર્યું.

(સ્નેહ-અર્પણ.)

---

# મંથનકાળ.



વર્તમાનકાળ એ પ્રગતિકાળ છે. કળિયુગ નથી, પણ કર્મયુગ છે. આ મંથનકાળમાં સારી આલમ સ્વતંત્રતાનો સંદેશ સૂણી રહી છે. ઇજીપ્તમાં શું કે કોરીયામાં શું! તુર્કસ્તાન, મોરોક્કો, આયર્લેંડ, અને આપણો ભારતવર્ષ સર્વમાં સ્વતંત્રતાનાં બ્યુગલો ફુંકાય છે. દરેક પ્રજા ગુલામીની બેડીઓ તોડી નાંખવાનો પરિશ્રમ ઉઠાવી રહી છે. તમે કહેશો, આપણાપર કઈ ગુલામીછે? સલ્તનતની ગુલામીને જવા દો. શું તમે રૂઢીની ગુલામીમાં સપડાયા નથી? તમે અસ્વીકાર્ય બાબતો શાસ્ત્રસિદ્ધ બતાવવાનો ખોટીરીતે ભારે શ્રમ વહોરી રહ્યા છો. બ્રાહ્મણ ધર્મના ત્રિકાલાબાધિત નીતિ નિયમોને તમે તમારા પગ તળે છુંદી નાંખ્યા છે. બ્રાહ્મણધર્મના ચાર આશ્રમો સાંગોપાંગ વ્યતિત કરનાર કોઇપણ ભાઇ તમારી દ્રષ્ટિએ ચઢવા પામ્યો છે? બાલકોને બ્રહ્મચર્યની અપાતી દિક્ષા તમે કેવળ ફારસરૂપ બનાવી દીધી છે. બ્રહ્મચારીને વસ્ત્રાલંકાર અને બીજાં કિંમતી આભૂષણોની શી જરૂર? બ્રહ્મચારીને અપાતાં ઉપદેશાત્મક નીતિ સૂત્રો સંસ્કૃત ભાષામાં છન્દો બદ્ધ થયેલ હોવાથી તેનું ભાષાંતર સંસ્કૃતજ્ઞો વિના કોણજ કરી શકે? બાલકોને અજ્ઞાનતામાં એટલા બધા રાખવામાં આવે છે, કે તેઓ બ્રહ્મચારી મટી મિથ્યાચારીજ બને છે.

આજના વિદ્યાર્થીઓને માબાપોએ વિદ્યાર્થીઓને બદલે દ્રવ્યાર્થી બનાવ્યાં છે.

તમારૂં પ્રાચિનત્વ ક્યું? તમારૂં દુનિયામાં ક્યાં સ્થાન છે? તમારાં કેલા અને સાહિત્યો કયે સ્થાને હતા, અને છે? એ બધું સમજાવવા માટે દેવદૂત ગાંધી ભારતવર્ષમાં આવ્યો છે, તેની તમને ખબર છે.ના?

તેની આત્મશુદ્ધિની હિલચાલ તરફ સારી આલમનું ધ્યાન ખેંચાયુંછે. હિંદુ ધર્મમાંની વિશિષ્ટતા જેટલા પ્રમાણમાં નિર્મિત છે, કુદરતના કાનુનો જેટલા પ્રમાણમાં મળવા જોઇએ; તે સર્વ તેણે પોતાના જીવનમાં ઉતારી બતાવ્યા છે. તેણે પોતાનું જીવન દેશદાઝમાં નીચોવી નાંખ્યું છે.

જેઓને જ્ઞાતિની દાઝ હોય, જેણે જ્ઞાતિ માટે પોતાનાં મગજને ધસી નાંખ્યું છે. જ્ઞાતિ-સેવાના કાર્યમાં જેના જ્ઞાન તંતુઓ નબળા પડી ગયાં છે, એવા પ્રત્યેકે પછી તે તરૂણ હોય, બાળક હોય વા વૃદ્ધ હોય, દરેકે આ મંથન કાળમાં કાંઇ ને કોઇ કરી બતાવવાનુંજ રહ્યું.

આપણા પરેલીઆઓ, એ આપણા માર્ગદર્શક ગણાય. તેમનો અનુભવ, તેમનું દીર્ઘદર્શીત્વ, જ્યારે સારે આપણને કામજ લાગવાનું. વિષમ સંયોગોમાં તેઓએજ આપણને સુમાર્ગ બતાવ્યા છે, બતાવશે. પરંતુ એટલું તો દિલગીરી સાથે જણાવવાનું રહેજ, કે તેઓ માત્ર ભુતકાળ તરફજ નિહાળે છે. વર્તમાનનું સંમિશ્રણ કરવાની તેમની કાળજી અને વ્યવસ્થાજ નથી. થોડા વર્ષો પહેલાં કેળવણી સુંદર સ્વરૂપમાં નહિ હોવાથી તેઓ બહુધા તેનો લાભ ઉઠાવી શકેલા નહિ. એટલે તેઓ તમને પૂછે છેઃ—

"અમે તમને કયે માર્ગ કેવી રીતે દોરી શકીએ ? દુનીયામાં શું ચાલી રહેલુંછે, તેની અમને ખબરજ નથી ! અમે તો ધીમે ધીમે ચાલીશું. તમારા જુવાનોના કાર્યમાં અમે નડતર કરીશુ નહિ. પણ સમજ્યા, અમે શાસ્ત્રને બાજુ રહેવા દઇશું નહિં."

વાત ખરી છે. **શાસ્ત્ર એટલે જીવનના સિદ્ધાંતો. શાસ્ત્ર એટલે ઇશ્વરી વાક્ય. શાસ્ત્ર એટલે પ્રતિજ્ઞા પત્ર. શાસ્ત્ર એટલે મર્યાદા. શાસ્ત્ર એટલે તત્વજ્ઞાન.** આ અને આવા બીજા અનેકાર્થ નીકળી શકે. પરંતુ શાસ્ત્રમાં રહેલું તત્વજ્ઞાન તમે અમલમાં મૂકશો તો તમને કોઈ કદી રોકશે નહિ. ભગવાન કૃષ્ણે ગીતામાં ઉપદેશાત્મક ઘણું કહેલું છે. આપણામાંના ઘણા ભાઇઓ દેવમંદિરોમા ગીતા અધ્યયન કરેછે. ઘણાઓ રૂદ્રાભિષેક કરે છે. અને સારા આસ્તિકો વેદાધ્યયનમાંજ પોતાનો અમૂલ્ય કાળ આપે છે. આ બધું ઠીક છે, પરંતુ **ગીતા વાંચી કોઇએ ક્રોધ છોડયો ? ગીતા વાંચી કોઇએ સત્ય બોલવા પ્રતિજ્ઞા કરી ? ગીતા વાંચી કોઇએ સ્વાર્થ માટે ગરિબોને ગુંગળાવી મારવાનો ધંધો તજ્યો ?** પ્રત્યુત્તર નકારમાંજ મળવા સંભવ છે. ત્યારે મિથ્યાડંબર શાને શું પાલવે ? શાસ્ત્રમાંના ઋષિમુનીપ્રણિત વેદ-વેદાંગનાં ઉત્તમ રહસ્યો જ્યાંસુધી નથી પળાયાં, ત્યાં સુધી તમારો અભ્યુદય કયાંથી થઈ શકે ? પરેલીઆઓ આ પ્રમાણે શાસ્ત્રને સ્વાધિન નથી, પણ રહીને સ્વાધિન છે. એમ હવે કહ્યાવિના ચાલે તેમ નથી જ.

ધોબી હજામત કરવા બેસે તો માથું કાપે, અજાણ દવા આપવા જાય તો રોગીને મારીજ નાખે. જેનો જે સ્વભાવ હોય તેજ તે કામ કરી શકે. દેશની પ્રગતિ-રૂપી નાવ કઇ દિશામાં કેવી રીતે જાય છે, એ જેણે નજરે નિહાળ્યું નથી, તેનાથી તે બની શકેજ કેમ ?

ત્યારે આ કામ કોનું છે?

જવાબ. સમજશક્તિવાળાનું, અનુભવીનું, માર્ગદર્શકનું, જ્ઞાતિહિતૈષીઓનું. તેઓએ જ્ઞાતિના પ્રત્યેક સ્થળોમાં મંડળો સ્થાપી દેવાં જોઇએ. આ બધું જરૂરી ધારણ કર્યાં વિના બનવું કેવળ અસંભવિતજ છે. જ્ઞાતિમાંથી પાંચ દશ ફકીરો એવા નીકળવા જોઇએ કે જેઓ રાત્રિદિવસ અથાગ પરિશ્રમ કરી અભ્યુદયના સીધા અને સાદા માર્ગ પર સર્વને દોરે.

આર્થિક સંગઠન વિના ઘણાં કાર્યો લગભગ પાંગળી દશામાં રહી જાય છે. દ્રવ્યપ્રાપ્તિ માટેના સુમાર્ગો ( અમલમાં મૂકી શકાય એવા ) શોધેજ છુટકો. લીંબડી પરિષદે કરેલું મહાન કાર્ય ઝળહળતુંજ રહેવાનું. જ્ઞાતિમાં ચાલતાં છાત્રાલયો અને નાતિહિત માટે પ્રગટ થતાં અભ્યુદય, શુભેચ્છક જેવાં ફંડની માસિકો જ્યાં સુધી ફાલ્યાં ફૂલ્યાં નહિ બનાવી શકાય, ત્યાં સુધી આપણો પ્રયાસ ફદકે અને ભૂસકે આગળ નથીજ વધવાનો. જ્ઞાતિવરાની વાત કરવા હું બેઠો નથી. હવે તેમાં મારૂં ખાસ લક્ષ પણ નથી. બીજા પયત્નો થશે તો એતો એની મેળેજ સુધારાપર આવશે.

**જ્ઞાતિ એ સંયમ કરવાનું સાધન છે. જ્ઞાતિ સંસ્થામાં સ્વરાજ્યનું બીજ છે. જુદી જુદી જ્ઞાતિઓ લશ્કરની ટુકડીઓ જેવી છે. જ્ઞાતિ એટલે મંડળ. જ્ઞાતિ એટલે ઐકયતા. જ્ઞાતિ એટલે સુધારાનું તત્વ.** જેમાં સુધારણા નથી, તે જ્ઞાતિ નથી. તેનો મૃત્યુઘંટ જ્યારે ત્યારે વાગવાનોજ.

જયંતિલાલ ન. ધ્યાની.

---

## जाहेरात.

# प्रासंगिक नोंध.

શ્રીમાળી શુભેચ્છકની ખાદને પહોંચી વળવા માટે આર્થિક મદદની યાચના કરવામાં આવી હતી જેના પરિણામે ગતાંકમાં જણાવ્યા પ્રમાણે રૂ. ૧૧ ની આર્થિક સહાય્ય મળી હતી. તે ઉપરાંત નીચે પ્રમાણે બીજી વધુ મદદ મળી છે જે ખાતે મદદ આપનાર ગૃહસ્થોનો અત્રે અમે જાહેર રીતે ઉપકાર માનીએ છીએ.

રૂ ૧૦૦ શ્રીમાન્ રા. રા. ચિમનલાલ દલપતરામ કવિ, અમદાવાદ.
૧)ા ચુનીલાલ રામજી ઓઝા, કંપાલા.
૧ા શ્રી. રામશંકર મણિશંકર અયાચી, કલકત્તા, જ્ઞાતિની કોઇ વિધવા બાઇને શ્રીમાળી શુભેચ્છક મફત મોકલવા માટે.

---

કુલ ૨૧૩-૧૦-૦ આજ સુધી.

શ્રીમાળી શુભેચ્છકને કુલ રૂ. ૮૦૦ ની ખાદ આવેલી છે તે પૈકી ઉપર પ્રમાણે આજસુધી રૂ. ૨૧૩ ની મદદ મળી છે. હજી રૂ. ૫૮૭ ની ખોટ બાકી રહી. શ્રીમાન્ ચિમનલાલ દલપતરામ કવિએ શ્રીમાળી શુભેચ્છકની ખાદ પેટે રૂ. ૧૦૦ ની મ્હોટી રકમની સહાય્ય આપી આ પત્રની સેવાની ઉત્તમ કદર કરી છે. જ્ઞાતિના અન્ય સાધન સંપન્ન ગૃહસ્થો પણ તેવીજ રીતે ઉદાર સહાય્ય આપી આ માસિકની સેવાની કદર કરશે એવી અમોને આશા છે.

-તન્ત્રી.

---

## અનાથ વિધવા બ્હેનોને.

જ્ઞાતિની અસહાય્ય વિધવા બ્હેનોને ૧૦ રેંટીઆ કલકત્તાવાળા દવે નરભેરામ માધવજી તરફથી આપવાના છે. જે બ્હેનોને ચરખા જોઇતા હોય તેમણે પોતાના પૂરા શિરનામા સહિત નીચેના શિરનામે તુરત લખી જણાવવું.

દોલતખાના ૪૧૦૩-૬
અમદાવાદ.
} વ્યવસ્થાપકઃ—શ્રીમાળી શુભેચ્છક કાર્યાલય.

# मारवाड़ प्रान्तीय श्रीमाली ब्राह्मण संमेलन.

મારવાડ પ્રાન્તીય શ્રી. બ્રા. સમ્મેલન તા. ૧૨, ૧૩, ૧૪ માર્ચના રોજ મોજત મુકામે ભરવામાં આવ્યું હતું. તા. ૧૧ મીને દિવસે પ્રમુખશ્રીને સરઘસના આકારમાં તેમના નિવાસાશ્રમમાંથી શ્રી સુરેશ્વરજીમાં તેમના ઉતારાના સ્થાનમાં લઈ જવામાં આવ્યા હતા. તા. ૧૨ મી એ બારે વાગ્યે સ્વાગતમંડળ તથા સ્વયંસેવકમંડળ, સ્થાનિક દર્શકો, ૨૦૦ પ્રતિનિધિઓ અન્ય સ્થાનિક દર્શકો ૩૦૦ તથા પ્રતિષ્ઠિત દર્શકો ૧૦૦ વગેરેથી સભામંડપ ભરાઇ ગયો હતો. કુલ ૫૦૦ જ્ઞાતિ ગૃહસ્થોની સભામંડપમાં હાજરી હતી. શરૂઆતમાં વેદમન્ત્ર મંગળાચરણ થયા બાદ સ્વાગત સભાના પ્રમુખનું ભાષણ, પ્રમુખની ચુંટણી તથા પ્રમુખશ્રીનું ભાષણ થયાં હતાં તથા વિષય નિર્વાચન માટે પ્રબંધ થયો હતો. રાતના ૯ વાગ્યે ઠરાવો નક્કી કરવા માટે ૧૧ ગૃહસ્થોની એક સભા આખી રાત વિચાર ચલાવવા બેઠી હતી. તા. ૧૩ મીના રોજ બાર વાગ્યે ફરી સમ્મેલનનું કાર્ય શરૂ થયું હતું. ત્રણ વાગ્યા સુધી પ્રસ્તાવો ઉપર વિવેચન થયાં હતાં અને કેટલાક ઠરાવો પસાર થયા બાદ પાંચ વાગ્યે બેઠક બંધ થઇ હતી. રાત્રે ૯ વાગ્યે વિષયો ઉપર વિચાર કરવા ફરીથી બેઠક મળી હતી. રાતના ૧ વાગતા સુધીમાં થોડા વધુ ઠરાવો નક્કી કરવામાં આવ્યા હતા. તા. ૧૪ મી એ બપોરે બાર વાગ્યે સ્તુતી ગાયન થયા બાદ સારા સારા વિદ્વાનોનાં ભાષણો થયાં હતાં અને ચાર વાગતાં સુધીમાં બાકીના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. જોધપુર નિવાસી આવરથી ચુનીલાલજી તથા ઇન્દોરવાળા પંડિત ગોપીનાથજી ઓઝાએ વિદ્યાલય માટે દ્રવ્ય એકત્ર કરવા માટે પ્રયાસ કર્યો હતો. બાદ સાંજે છ વાગ્યે સમ્મેલન વિસર્જન થયું હતું.

નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા.

ઠરાવ ૧ લો—આ સમ્મેલન શ્રી મારવાડ મહારાજાધિરાજ શ્રી ઉમેદસિંહજી સાહેબ બહાદુરે પોતે રાજ્યસત્તા ધારણ કરવા માટે ખુશ હૃદયથી હર્ષ પ્રગટ કરે છે અને શુદ્ધ હૃદયથી અભિનન્દન આપે છે અને તેઓ સદા સુખી રહે તથા દીર્ઘાયુઃ થાય તેવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરે છે, અને વિશેષમાં એવી પ્રાર્થના પણ કરે છે કે શ્રીમાળી જ્ઞાતિના વિદ્વાન પુરૂષોને

રાજ્યમાં ઉંચા હોદ્દા આપી શ્રીમાળી જ્ઞાતિને મારવાડ રાજ્યની સેવા કરવાનો લાભ આપે.

ઠરાવ ૨ જો—આ સમ્મેલન એવી ભલામણ કરે છે કે જાતિય ઉન્નતિને માટે શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિમાં પરસ્પર પ્રેમ વધારવાનો પ્રયત્ન કરવામાં આવે તે આવશ્યક છે.

ઠરાવ ૩ જો—આ સમ્મેલન શ્રીમાળી બ્રાહ્મણોને એવી વિનંતી કરે છે કે જ્ઞાતિમાં જ્યાં જ્યાં તડ હોય તે તોડવાને માટે પૂરેપૂરો પ્રયત્ન કરવામાં આવે અને સ્થાયી ફંડ સ્થાપિત થયા બાદ ચાર ગૃહસ્થો એવા નિયુક્ત કરવામાં આવે કે જે આ ઠરાવને વ્યવહાર બનાવવા માટે પ્રયાસ કરે.

ઠરાવ ૪ થો—આ સમ્મેલન એવી ભલામણ કરે છે કે જે જે ગામમાં પ્રારમ્ભીક પાઠશાળાઓ ન હોય તે ગામોમાં પાઠશાળાઓ કાયમ કરવામાં આવે અને તેમાં વ્યાવહારિક તેમજ ધાર્મિક શિક્ષણ દેવામાં આવે અને યોગ્ય ફાળો એકત્ર થયા બાદ જોધપુરની અંદર બોર્ડીંગ ખોલવામાં આવે અને ફાળો એકત્ર કરવા માટે સમ્મેલન તરફથી યોગ્ય વ્યવસ્થા કરવામાં આવે.

ઠરાવ ૫ મો—આ સમ્મેલન એવો ઠરાવ કરે છે કે વિવાહ તથા મરણોત્તર પ્રસંગે રેલગાડી કે બેલગાડીમાં અશ્લીલમિશ્રિત ગાવાવાળા ભાષાના પદો દેવામાં કે ગાવવામાં ન આવે જેથી તેનો વ્યવહાર હમેશાં માટે બંધ થઈ જાય અને જે અજ્ઞાન સ્ત્રીઓ કોઈ કોઈ વખત બજારમાંથી અભક્ષ્ય-વાળી ખોરાક ઉપયોગ માટે લાવે છે તે તદન બંધ કરવામાં આવે.

ઠરાવ ૬ ઠો—આ સભા એવો ઠરાવ કરે છે કે જ્ઞાતિની અંદર સ્ત્રી કેળવણીનો પ્રચાર કરવા માટે મોટા મોટા શહેરોમાં બની શકે તેટલા પ્રમાણમાં જ્ઞાતિની કન્યાશાળાઓ સ્થાપવામાં આવે.

ઠરાવ ૭ મો—સમયના પ્રભાવને લીધે જ્ઞાતિમાં સોળ સંસ્કારની પ્રથા લય થઈ ગઈ છે તેનો જ્ઞાતિમાં પુનઃપ્રચાર કરવાની આવશ્યકતા સમજી દરેક વ્યક્તિ એવું કરશે કે પોતાના બાળકોને એ યોગ્ય સંસ્કાર કરવામાં આવે.

ઠરાવ ૮ મો—ફાગણ માસમાં અથવા વિવાહ આદિ પ્રસંગોએ ગા

પુરૂષ અશ્લીલ ભાષા વાપરે છે અને સ્ત્રીઓ ઢોલપર નાચે છે અને વિવાહ પ્રસંગોએ વેશ્યાઓ નચાવવાનો અને આતશબાજી કરવાનો રિવાજ છે. તેથી જ્ઞાતિમાં પ્રચલિત ખરાબ રિવાજોનો આ સભા સર્વથા નિષેધ કરે છે.

ઠરાવ ૯ મો—કન્યાની ઉમ્મર કરતાં વરની ઉમ્મર ઓછામાં ઓછી પાંચ વરસ વધારે હોય તે સારૂં છે તેવો આ સભાનો અભિપ્રાય છે અને કન્યાના વિવાહ દશ વર્ષથી પહેલા અને વરના વિવાહ ૧૫ વર્ષથી પહેલા કરવા નહિં તેવી આ સભા ભલામણ કરે છે.

ઠરાવ ૧૦ મો—૪૫ વર્ષથી ઉપરની ઉમ્મરે પુરૂષે લગ્ન કરવાં તે યોગ્ય નથી તેથી તેવા લગ્નનો આ સભા નિષેધ કરે છે.

નોંધ—અપવાદ જેની પાછળ પુત્ર ન હોય અને નિર્વંશ જતો હોય તેના માટે છે. બાકી વૃદ્ધ વિવાહ નિષેધ રૂપ છે.

ઠરાવ ૧૧ મો—આ સમ્મેલન એવી ભલામણ કરે છે કે શ્રીમાળી બ્રાહ્મણ સમ્મેલનને સ્થાઇરૂપ દેવા માટે કોઈ યોજના કરવામાં આવે.

ઠરાવ ૧૨ મો—આ સમ્મેલનમાં વિદ્યાલય સ્થાપન કરવાનો, તેનો બંધ કરવા માટે કમિટિ નક્કી કરવાનો એવા ૨-૩ ઠરાવ પાસ થયા છે. તેમાં દ્રવ્યની જરૂર છે. તે આ સભામાં હાજર થયેલા ગૃહસ્થોમાંથી સંતોષકારક પ્રમાણમાં થઈ શકે તે વિષે સંજોગો જોતાં ઓછી આશા છે. તેથી તેમાં વધારો કરવા માટે જૂદે જૂદે ગામ ફરી વિનંતિ કરી ફાળો એકત્ર કરવાની ખાસ જરૂર છે. વળી આ કામ માટે બે સ્વાર્થ ત્યાગી, પરોપકારી, ઉત્સાહી જ્ઞાતિબંધુઓ પસંદ કરવામાં આવે.

ઠરાવ ૧૩ મો—આ સમ્મેલન એવો ઠરાવ કરે છે, કે હાલમાં સ્થાયી યોજના નહિ થવાથી સ્વાગત કારિણી સભાના હોદ્દેદારો આગળ કાર્ય ચલાવે.

ઠરાવ ૧૪ મો—આ સમ્મેલન એવો ઠરાવ કરે છે કે આ સમ્મેલનમાં થએલા ઠરાવોનો પ્રચાર કરવા માટે એક હિન્દી માસિક પત્ર કાઢવાની ઘણી જરૂર છે તેથી હિન્દી માસિક પત્ર કાઢવામાં આવે.

# जातीय समाचार.

---

**સરધારઃ**—રા. રા. ઉમીયાશંકર નથુભાઇ ઓઝા કવિને ત્યાં પુત્રીના લગ્ન થયાં હતાં. **જાન ચાર દિવસ રાખવામાં આવી હતી.**

ગ. રા. રવિશંકર લાલજી નવાડીના પુત્ર કેવળરામના લગ્ન આટકોટ મુકામે દારકાદાસ કરવા ઓઝાની પુત્રી વેરે થયાં હતા. વરોઠી નહિં કરતાં અમદાવાદ છાત્રાલયને રૂા. ૧૦૧) આપવામાં આવ્યા હતા.

**અંજારઃ**—ગીરજાશંકર રેવાશંકર ઓઝાના લગ્ન આટકોટ મુકામે દારકાદાસ ઓઝાની પુત્રી વેરે. વરોઠીના બદલામાં રા. રા. અમૃતલાલ લાલજી ઓઝા તરફથી રૂા. ૧૦૧) અમદાવાદ છાત્રાલયને આપવામાં આવ્યા હતા.

ઓઝા લાલજી રેવાશંકરના ભત્રીજી અને રા. મણિશંકર રેવાશંકરની પુત્રીનાં લગ્ન રા. ચકુભાઈ વલ્લભજીના પુત્ર કાંતિલાલ વેરે થયાં હતાં. **જાન ચાર દિવસ રાખવામાં આવી હતી.**

**મોરબીઃ**—રા. રા. ઇશ્વરલાલ ચત્રભુજ ઓઝાના પુત્ર ચી. બાબુનાં લગ્ન આટકોટ મુકામે કેશવલાલ કરવા ઓઝાની પુત્રી વેરે થયાં હતાં. વરોઠીના બદલામાં રૂા. ૧૦૧) રોકડા અમદાવાદ છાત્રાલયને ભેટ આપવામાં આવ્યા હતા.

**બીલખાઃ**—રા. રા. વનમાળી કાશીરામ ઓઝાની પુત્રી લીલાવંતીના લગ્ન પ્રસંગે રા. રા. વિઠ્ઠલદાસ ગિરિજાશંકર ત્રિવેદીની સૂચના અને આગ્રહથી **જાન ચાર દિવસ રાખવામાં આવી હતી.**

**ભાવનગરઃ**—ધોળકાવાળા સ્વ. મૂળશંકર જેઠાભાઇ ત્રિવેદીના પુત્ર ચંદ્રકાન્તનાં લગ્ન ભાવનગરમાં થયાં હતાં તે પ્રસંગે રૂા. ૫૦૦) ભાવનગરના વિદ્યાર્થીઓને મદદ માટે જાહેર કરવામાં આવ્યા હતા. તથા કુલિનોની રીત પ્રમાણે વરોઠી કરવા ઉપરાંત લાણું કરવામાં આવ્યું હતું.

**નોંધઃ**—રા. રા. ભાનુશંકરભાઇ તથા જયશંકરભાઇ બન્ને જમાનાની જરૂરીયાત સમજનારા છે તેથી તેમણે વરોઠી મરજીયાત કરવા માટે આ લગ્ન પ્રસંગે પરિષદના ઠરાવને માન આપી વરોઠી બંધ કરી, તેમજ જાન ચાર દિવસ રાખવા માટે આગ્રહ કરી જ્ઞાતિના ઉગવણી વિભાગ અને

વધુ ઉદાર રકમ અર્પણ કરી જ્ઞાતિમાં એક કાયમ દાખલો બેસાડવા પ્રયત્ન કર્યો હોત તો તે અધિક સારૂં ગણાત એમ અમારૂં માનવું છે.—તન્ત્રી.

સ્વ. મૂળશંકર જેઠાભાઈ ત્રિવેદીના જ્યેષ્ટ પુત્ર શંકરપ્રસાદનાં પત્ની એકદમ બીમાર થઈ જવાથી દેવલોક પામ્યાં છે.

**આટકોટઃ**–રા. રા. દ્વારકાદાસ કડવા ઓઝાની પુત્રીઓનાં લગ્ન તથા રા. રા. કેશવલાલ કડવા ઓઝાની પુત્રીનાં લગ્ન ફાગણ વદ ૬ નાં રોજ થયાં હતાં. **જાન ચાર દિવસ રાખવામાં આવી હતી.** ઉપરાંત વરોઠીઓ કરાવવામાં આવી ન હતી. તે ઉપરાંત અમદાવાદ છાત્રાલયને અને રૂા. ૨૫) રાજકોટ બોર્ડિંગને રૂા. ૨૫) ભેટ આપવામાં આવ્યા હતા.

**મોરબી**—સામવેદી ચત્રભુજ રેવાશંકરની બ્હેન (સવેલી કન્યા) નાં લગ્ન અંજારવાળા પ્રાગજી મૂળશંકર દવે દુધવાળા (હાલ મુંબાઇ) તેમની સાથે થયાં છે.

છગનલાલ કલ્યાણજી દવેએ પોતાની દીકરી લલિતાનું સગપણ જામનગરના રહીશ વેદીઆ મણિશંકર લાલજીના દીકરા જગન્નાથ વેરે સં. ૧૯૬૮ માં સામ સામું એટલે રા. છગનલાલના ભાઈ મુગટલાલને વેદીઆ મણિશંકરે કન્યા ઘણી મુદત પહેલાં આપેલ, પરન્તુ હવે છગનલાલે જગન્નાથ વેરેનું સગપણ તોડી વીરમગામ મુકામે ચુડાના દવે સુંદરજી ઘેલાભાઇના દીકરા પ્રાણશંકર વેરે કરેલ છે.

---

## સભાસદોને.

શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. મંડળના સંવત ૧૯૭૮ માં થયેલા પહેલા તથા બીજા વર્ગના સભાસદોને તેમની સંવત ૧૯૭૯ ની સાલની ફી વેળાસર મોકલી આપવા વિનંતિ છે.

દોલતખાના ૪૧૦૩-૬ અમદાવાદ. } મન્ત્રીઓ, શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.

## સોજતમાં નવ યુવાનોની સભા.



તા. ૧૫મીના રોજ શ્રીમાળી બ્રાહ્મણ યુવકોની એક સભા મળી હતી જેમાં નીચે જણાવેલા ઠરાવો પસાર થયા હતા.

ઠરાવ ૧ લો—મારવાડ પ્રાન્તીય સમ્મેલનની છેલ્લી બેઠકમાં પરસ્પર પ્રેમની વૃદ્ધિ કરવાનો ઠરાવ પસાર થયો છે. અને કેટલાક ગૃહસ્થોએ સૌની સમક્ષ ગુજરાતી કાઠીયાવાડી આદિ જ્ઞાતિબન્ધુઓની સાથે ભોજન વ્યવહાર રાખવાનો હક્ક સાથે સ્વીકાર કર્યો હતો તેનો કાંઈ પ્રતિરોધ થયો નહોતો. તેથી ગુજરાત કાઠીઆવાડમાં જ્યાં આગામી પરિષદ્ હોય ત્યાં જવાનો ઘણોજ પ્રયત્ન કરવો.

ઠરાવ ૨ જો—નીચે જણાવેલા કુરિવાજો અને કુપ્રથાઓની બાબતમાં વિશેષ રૂપે કાંઇ નિશ્ચય થયો નથી. એ કારણને લીધે તેના નિવારણ અર્થે આ વખતે અસહયોગ કરવાની શરૂઆત કરવી. (क) ઢોલપર નાચવાની બાબતો (ख) અશ્લીલ શબ્દયુક્ત ગીત ગાવાં અથવા ગાળો દેવી તેમાં ભાગ ન લેવો. (ग) વિવાહ પ્રસંગે ૪ સીરામણ થાય છે તે કરવાની બાબતમાં (घ) ખુલ્લે ખુલ્લો કન્યાવિક્રય હોય તેવી બાબતમાં.

ઠરાવ ૩ જો—સમ્મેલને કરેલા ઠરાવ નં. ૯ તથા ૧૦ નું પૂરેપૂરૂં પાલન થાય નહિં તો અસહયોગ કરવો.

ઠરાવ ૪ થો—સ્ત્રી કેળવણીની બાબતમાં પૂરેપૂરો પ્રયત્ન કરવો તે પ્રત્યેક સભાસદનું કર્તવ્ય છે.

ઠરાવ ૫ મો—જ્ઞાતિના પંચ મારફત કોઇ વ્યક્તિ ઉપર અનુચિત આક્ષેપ કરવામાં આવે તો તેની મદદે ઉભા રહેવું તે દરેક સભાસદનું મહાન કર્તવ્ય છે.

નોંધ—જે ગૃહસ્થો ઉપર જણાવેલા ઠરાવો પાળવા સમર્થ હોય અગર તો તે વિષે વધુ માહિતિ માગવા ઇચ્છતા હોય તેમણે (૧) ગોપીનાથજી ઓઝા, ઘંટાઘરની પાસે ગોપેશ્વર મન્દિર ઇન્દોર સીટી અથવા (૨) માંગીલાલજી શર્મા, બી. એ., એલ. એલ. બી., હાઇકોર્ટ વકીલ, જુના તોપખાના, ઇન્દોર સીટી એ શિરનામે પૂછાવવું.

# શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને.

શ્રીમાળી શુભેચ્છકની ૧૯૭૨ ની સાલની ભેટ જ્યોતિ જે ગ્રાહકોનાં લવાજમ અગાઉથી મળેલાં નહિ, તેમને વી. પી. થી અને જેમનાં લવાજમ વસુલાં થએલ. તેમને ખુકપોસ્ટથી રવાના કરવામાં આવેલ છે. જે ગ્રાહકોને ભેટનાં પુસ્તક મળ્યાં ન હોય તેમણે અમોને તુરત જણાવવું. મુંબાઈ, વડોદરા ધોળકા, મોરબી, જામનગર, ભાવનગર, મહુવા, તથા વઢવાણનાં ગ્રાહકોને વી. પી. મોકલવામાં આવ્યાં નથી. જેથી તે સ્થળોના ગૃહસ્થોને વિનંતિ જે શ્રીમાળી શુભેચ્છકના માર્ચના અંકમાં જણાવેલાં સ્થળોએ જઈ ભેટનું પુસ્તક લઇ આવવું. સદરહુ સ્થળોના જે ગ્રાહકોએ લવાજમ ભર્યાં ન હોય તેમને લવાજમ ભરી ભેટનું પુસ્તક લઈ જવા વિનંતિ છે. જે ગૃહસ્થોને વી. પી. રવાના કરવામાં આવ્યાં છે તેમણે તે સ્વીકાર્યાં હશે એવી અમે આશા રાખીએ છીએ. જેમણે હજી તે સ્વીકાર્યાં ન હોય તેમને તે તુરત સ્વીકારી લેવા વિનંતિ છે. ઉપર જણાવેલાં સ્થળોના ગ્રાહકોને લીંબડી પરિષદના રિપોર્ટની પ્રતો પણ તે સ્થળોએથી મળશે. તા. ૨૫મી એપ્રીલ સુધીમાં ઉપર જણાવેલા સ્થળોના જે ગૃહસ્થો લવાજમ ભરી જણાવેલા સ્થળોએથી ભેટનું પુસ્તક લઈ ગયા નહિં હોય તેમનું લવાજમ વસુલ લેવા માટે ત્યારબાદ વી. પી. કરવામાં આવશે તેથી તે સ્થળોના જે ગ્રાહકો ગ્રાહક રહેવા ખુશી નહોય તેમણે તે તારીખ દરમ્યાન અમોને લખી જણાવવું જેથી વી. પી. ખર્ચ અમારે કરવું ન પડે.

તન્ત્રી.

---

## લીંબડી પરિષદ્‌નો રિપોર્ટ.

લીંબડી પરિષદ્‌નો રિપોર્ટ તૈયાર થઈ ગયો છે. જે ગ્રાહકોએ, તેની કીંમત મોકલી આપી હતી તેમને તે રવાના કરવામાં આવેલ છે. તથી જેમને તે ન મળ્યો હોય તેમણે તુરત મંગાવી લેવો. રીપોર્ટની કીંમત શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકો માટે મૂળ ચાર આના રાખવામાં આવી હતી તેમાં વધારો કરી ગતમાસના અંકમાં તેની કીમત ૭ આના રાખ્યાનું જણાવવામાં

આવ્યું છે. પરન્તુ તેટલી કીંમત પણ રિપોર્ટના ખર્ચને પહોંચી વળવા માટે પૂરતી નથી. તમામ હિસાબ કરતાં રિપોર્ટની એક પ્રતની કીંમત લગભગ સાત આના પડે છે. તેથી **શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને તે આઠ આનાની કીંમતે મળશે. ગ્રાહક સિવાયનાને તે એક રૂપીએ મળશે.** મુંબઇ, ભાવનગર, જામનગર, મોરબી, પાટણ, વડોદરા, મહુવા વગેરે સ્થળોએ ભેટના પુસ્તકની સાથે રિપોર્ટની પ્રતો પણ મોકલવામાં આવી છે. તેથી તે સ્થળોના ગ્રાહકો તેમજ અન્ય જ્ઞાતિ બન્ધુઓને તે ગતાંકમાં જણાવેલા સ્થળોએથી મળી શકશે. અન્ય સ્થળના ગ્રાહકો તેમજ જ્ઞાતિ ગૃહસ્થોને તે રિપોર્ટ **શ્રીમાળી શુભેચ્છક** કાર્યાલયમાંથી મળશે. રિપોર્ટ દરેક ઘરમાં રાખવા લાયક છે તેથી શ્રીમાળી શુભેચ્છકના તમામ ગ્રાહક ઓછામાં ઓછી એક પ્રત ખરીદશે એવી આશા છે. પોતાના મિત્રોને પણ તે ભેટ કરી શકાય તેમ છે. ગ્રાહકોને ૮ આનામાં માત્ર એકજ પ્રત મળી શકશે. એકથી વધારે પ્રત જે ગ્રાહકોને જોઇતી હશે તેમને દરેક વધારાની પ્રતે એક રૂપીઓ કીંમત આપવી પડશે. દરેક ગ્રાહક તેની એક પ્રત તો જરૂર મંગાવી લેશે તેવી વિનંતિ છે.

વ્ય. શ્રી. શુ. કાર્યાલય.

---

## જાહેરાત.

અમદાવાદ જ્ઞાતિ છાત્રાલય તથા શ્રીમાળી શુભેચ્છકના લાભાર્થે એક સીનેમાનો ખેલ મુંબાઇની અંદર લગભગ ચૈત્રવદ અમાસના દિવસનો મળેલ છે. તેની ટીકીટો "કાલબાદેવી ભાંગવાડી હાથીબીલ્ડીંગ, ગુજરાત આયુર્વેદીક ફાર્મસી" તથા "સેન્ડહર્સ્ટ રોડ રાષ્ટ્રીય શાળામાં કાલિદાસ વસનજી દવે" પાસેથી મળી શકશે. મુંબાઇના જ્ઞાતિ ગૃહસ્થો પોતે જાતે તે ટીકીટો લેવા ઉપરાંત પોતાના લાગવગ વાળા ગૃહસ્થોમાં તે ટીકીટો ખપાવવા પ્રયત્ન કરશે અને એ રીતે છાત્રાલય તથા શ્રી. શુ. ને આર્થિક સારી સહાય મેળવી આપવામાં મદદરૂપ થશે એવી અમારી ખાસ વિનંતી છે.

તન્ત્રી.

## શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ કેળવણી ફાળો

### મકાન ફાળાની રૂપીઆ એકવાળી ટીકીટો.

દા. રા. નવનિધરાય પેપટલાલ ઓઝા, મુંબાઇ.

૧ પરશોત્તમદાસ મગીજી, કપડવંજ
૧ હીરાલાલ પરમાણંદદાસ, પેરવડી
૧ હીંમતલાલ એન્ડ કું. મુંબાઈ
૧ સૌ. કંચનગૌરી હીરાલાલ દામનગર
૧ કેશવલાલ જાદવજી મ્હેતા મુંબાઈ
૧ નાગરદાસ રામજી ,,
૧ જયંતીલાલ બચુભાઈ ,,
૧ સૌ. દેવકુંવર નાગરદાસ ,,
૧ સ્વ. જેકુંવરબાઈ ભગવાનદાસ સરૈયા મુંબાઇ
૧ વૃજલાલ માધવજી ખત્રી મુંબાઇ
૧ ફુલચંદ વલ્લભદાસ ,, ,,
૧ વલ્લભદાસ જીવરાજ શાહ ,,
૧ એક સદ્‌ગૃહસ્થ ,,

૧ જીવરાજ કલ્યાણજી પરવડી
૧ પરભુદાસ જીવરાજ ,,
૧ વૃજલાલ નથુભાઇ મુંબાઈ
૫ શેઠ વિઠ્ઠલદાસ ભાણજી
૧ રતીલાલ જેઠાલાલ ઉમરાળા
૧ એક સદ્‌ગૃહસ્થ મુંબાઇ
૧ ભટ્ટ ઉમીઆશંકર મગનલાલ ભાવનગર
૧ ચિમનલાલ મગનલાલ શાહ મુંબાઇ
૨૫ જટાશંકર ગંગારામ ઓઝા.
—
૫૦
૩૧૧ અગાઉ જાહેર કરેલા.
—
૩૬૧ કુલ

અન્ય જ્ઞાતિ બન્ધુઓને પણ ટીકીટ બુકો મંગાવી જ્ઞાતિના તેમજ અન્ય જ્ઞાતિના ગૃહસ્થો પાસે ટીકીટોભરાવવા માટે આગ્રહપૂર્વક વિનંતિ છે.

મન્ત્રીઓ.

શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ કેળવણી મંડળ-અમદાવાદ.

---

### जाहेर खबर.

श्रीमाली स्वयं सेवक मंडल, सोजत का द्वितीय वार्षिकोत्सव मिति वैशाख कृष्ण १०, ता. १० ४-२२ को संस्कृत पाठशाला भुवनमें होगा. समस्त जाति हितचिन्तक सज्जनोंसे प्रार्थनाकी जाती है कि इस शुभ समयपर पधारकर अवश्य लाभ उठावें.

## સ્થાનિક સમાચાર.

અગાઉ શ્રીમાળી બ્રાહ્મણ યુવક મંડળ તરફથી દર વર્ષે સ્થાનિક જ્ઞાતિ વિદ્યાર્થીઓને મેળાવડો ભરી પુસ્તકો ઇનામમાં આપવામાં આવતાં હતાં. તે પ્રથા બે વર્ષ થયાં બંધ હતી. શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ તરફથી ગુજરાતી શાળાઓમાં ભણતાં સ્થાનિક વિદ્યાર્થીઓને ઇનામો આપવાનો મેળાવડો શ્રીમાન્ દામોદરદાસ બાઇશંકર ઓઝાના પ્રમુખપણા નીચે પુનઃ કરવામાં આવ્યો હતો અને રા. રા. ગીરધરલાલ લલ્લુભાઇ દવે તરફથી શહેરની પ્રાથમિક શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ તથા કન્યાઓને પુસ્તકો ભેટ આપવામાં આવ્યાં હતાં તેમજ રા. ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી તરફથી રાષ્ટ્રીય પુસ્તકો ભેટ આપવામાં આવ્યાં હતાં તથા વિદ્યાર્થીઓને પતાસાં વહેંચવામાં આવ્યાં હતાં.

---

## લેખકો તથા ગ્રાહકોને સૂચના.

૧. ઉત્તમ વાર્ય, સ્વચ્છ લખાણ તથા કાગળની એક બાજુપર, જેમ બને તેમ ટુંકા પરંતુ અર્થ ગર્ભિત લેખો લખી મોકલવા લેખકોને વિનંતિ છે. માત્ર ઉત્તમ અને અતિ ઉપયોગી કાવ્યોનેજ સ્થાન આપવામાં આવશે–લાંબા લેખોને સ્થળના અભાવે સ્થાન નહીં મળવાનો ભય છે.

૨. લેખોને માસિકમાં સ્થાન આપવા સંબંધી મુખત્યારી તન્ત્રીની છે.

૩. લેખક પોતાનું નામ છપાવવું હોય તો લેખ નીચે, નહિતર તન્ત્રીને જાણ માટે પૂરેપૂરાં નામ ઠામ લખવાં.

૪. જે લેખને માસિકમાં સ્થાન ન મળે તેવા લેખો પાછા મોકલવા માટે તન્ત્રી બંધાતા નથી.

૫. ઘણીવાર ગ્રાહકો પોતાનું શિરનામું બદલાવે છે અને તે ફેરફાર જણાવતા નથી તેથી માસિક ગેરવલ્લે જાય છે, અને પછી માસિક નહીં મળ્યાની ફરિયાદ કરે છે. તેથી દરેક ગ્રાહકે પોતાનું સ્થળ બદલાવતાંની સાથે શિરનામાનો ફેરફાર અમોને જણાવવો જેથી ફરિયાદનું કારણ રહે નહીં.

વેવાઇ બન્ને કહી શકે કે ભાઇ, આ બોજો તમે ગણુશો નહિ. તમે ગરીબ માણસ કંકુને છાંટે કન્યા દેતા હો તો, અમે જ્ઞાતિ રાજી છીએ કે તમે તમારાં સગાં બે દીવસ જમી-ખાઇને સંતોષ માનશો. અને વેવાઇ કહે કે અમે માત્ર વર અને બે 'કજેવાતી', 'મોડાતી' અને બીજા એક બે માણુસ મળી પાંચ છ માણસજ આવશું અને તમારે ત્યાં વરઘોડીઆં પરણી ઉતરે એટલે અમે ચાલ્યા જઇશું. સારી સ્થિતિનો માણસ હોયતો પોતાને ઉતારે પોતાનું રસોડું કરે અને વેવાઇને માંડવે વેવાઇનું સારૂં દેખાડવા ખાતર જ પાંચ માણસોને ત્રણ દિવસ "કજેવા, લગ્ન, ચોરી અને વરઘોડીઆં વળાવવાને દિવસે" મોકલશે. મતલબમાં આ પક્ષ ગૌણ છે. અને તે ગૌણ પક્ષ હોવાથી તેનો ઉપાય પણ સામાન્ય છે. જરા નાતની અંદરનો પ્રતિષ્ઠિત ને આગળ નીકળતો એક માણસ ગરીબ માણસનો વાંસો થાબડે અને વરવાળા, દીકરીના માંડવે પોતાની મોટાઇ ન મહાલતાં પોતાને ઘેર પોતાની મોટાઈ રાખે, અને પોતાનાં સગાં વહાલાંને પોતાને ત્યાં દીકરીનાં લગ્ન હોય ત્યારે બોલાવવાનું ધોરણ રાખે એટલે આ કારણ જે વિક્રયના કારણો પૈકીનું એક મનાય છે તે સ્વતઃ દૂર થાય છે.

હવે પ્રથમ વિભાગ એ ખરેખરો અગત્યનો પ્રશ્ન છે. સામાન્ય સ્થિતિનો માણસ હોય, અને તેને એક દીકરો અને એક દીકરી હોય તેવા પ્રસંગમાં પણ જ્યાં કંકુને છાંટે કન્યા આપતાં છતાં અથવા આપવાની ઇચ્છા છતાં દીકરાને માટે શંકાશીલ રહે છે સાં થી રીતે આ શંકા દૂર કરવી તેજ મહાન પ્રશ્ન છે. જ્ઞાતિના ડહાપણુની અને કાર્યદક્ષતાની જરૂર આ આંટી ઉકેલવામાં જ છે. આ આંટી ઉકેલવી તે પણ મુશ્કેલ નથી. આ આંટી ઉકેલવા માટે વેપારી થોડી મુડી છતાં પોતાની "આંટ", આબરૂ (credit) ઉપર કળી ખાય તેમ "આંટ" ઉત્પન્ન કરવામાંજ જ્ઞાતિના ડાહાપણુની જરૂર છે. પરિષદના પ્રમુખ તરિકેના ભાષણમાં "ધોળકા વિભાગ"ની વ્યાખ્યામાં આવતા બ્રાહ્મણો આ "આંટ" ઉપરજ પોતાનો વહેવાર ચલાવે છે એમ મેં કહ્યું છે. તે વર્ગમાં જે કચરો છે અને જે વર્ગ બેશરમ છે તે વર્ગને બાજુએ રાખતાં આખો મોરો વર્ગ એમ માન્યતા ધરાવે છે કે "હું મારા કુળને પૈસા લઈ ડાઘ બેસવા નહીં દઉં તો મારા દીકરા ભલે પાંચ હશે તોએ પણ મને કંકુ કન્યા મળશે કારણ કે હું જ્ઞાતિના પગની 'રજ' છું. હું ધનવાન કે ગૃહસ્થ નથી પણ હું ગરીબ માણસ છું. તો પણ મારે ) દીકરીનો 'ચોખો' ખરવા દઇશ નહિ. આવી માન્યતા ઉપર

મુસ્તકિમ રહી આ જથ્થાના ખરા ટેકીલા બ્રાહ્મણો પોતાને સાત દીકરીઓ હોય તો તે સાતે દીકરીઓને "નાડા વીંટી" કન્યાદાનમાં આપે છે અને દરીઆવર વખતે વેવાઇને ઉપર મેં કહ્યું તેમ "હાથ જોડીને" ઉભા રહે છે અને કહે છે કે ભાઇ "આપ્યું લીધું" ન કરશો પણ મારા સગા થયા છો માટે હવે મારી લાજ વધારશો.

હવે આ "ધોળકા વિભાગ"વાળા બ્રાહ્મણોના રીત રિવાજે ધોળકામાં બંધાયા અને તે રૂા. ૧૦૧] પહેલાના લેવા; રૂા. ૫] અંગુઠો ઝલાવણના, રૂા. ૫] માંડવાના અને રૂા. ૨] જટ વાસવાના મળી રૂા. ૧૧૩] લેવાનો રિવાજ શરૂ થયો હતો. ઓઢણું રૂા. ૨૫] પચીશનું મૂરતવંતું કન્યા ચુંદડી ઓઢવા આવે ત્યારે ઓઢાડવું એ પ્રમાણે રીતની શરૂઆત થઈ હતી.

કાળક્રમે ચુંદડી અથવા ઓઢણું મૂરતવંતું થોડી અથવા ઝાઝી કીમતનું રહ્યું અને માબાપો રૂા. ૧૩૭-૩૮ ના આંકડા ઉપર આવ્યા અને વળી ઓઢણું રૂા. ૫૦] ની કીમતનું બોલાવા લાગ્યું ત્યાં આંકડો રૂા. ૧૬૨-૬૩ નો થઇ ગયો. રૂા. ૧] તો પાછો આપવાનો છે એટલે આંકડો, રૂા. ૧૧૨, ૧૩૭, રૂા. ૧૬૨ નો કહેવાય છે.

જમાના પ્રમાણે દીકરીના શણગારની માવતરોને ઈચ્છા થઇ અને જ્યાં પોતાની દીકરીને પોતાને ઘેરથી પૂરતો શણગાર કરવા સ્થિતિ ન હોય ત્યાં ઘરેણું રૂા. ૧૦૦ અથવા ૧૫૦ નું થયું. આ ધોળકા વિભાગ, જેમાંથી મેં ઉપર કહ્યું તેમ બેશરમ કચરો બાદ કરીએ તો હજી શાસ્ત્રોક્ત રાખી આ રૂા. ૧૧૨; રૂા. ૧૩૭, રૂા. ૧૬૨] અને કન્યા માટે રૂા. ૧૦૦-૧૫૦ ના ઘરેણાં આગળ અટકીને અડગ રીતે આવીને ઉભો રહ્યો છે.

કોઇ પ્રશ્ન કરશે કે આ રૂા. ૧૧૨, ૧૩૭, ૧૬૨ એ વિક્રય નહિ? તો તેનો જવાબ એ છે કે "હા, વિક્રય જ છે." પણ કોઈ જનસમાજને ફત્તેહમંદ રીતે જીવનવાળો અને ચાલક બનાવવો હોય તો ઉચું આદર્શ (High Ideal) સંપૂર્ણ પવિત્રતા (complete purity)નું રાખવું. **પણ વ્યવહાર સામાન્ય ધોરણ રીતે એવો રાખવો કે તે સર્વ વ્યક્તિઓને પરવડી શકે.** ધોળકામાં આ ધોરણ દાખલ થયું ત્યારે શાસ્ત્રમાં દૈવ, બ્રાહ્મ, આર્ષ, પ્રાજાપત્ય એ વિવાહ સ્વરૂપના ઉંચા સ્વરૂપ શાસ્ત્ર અન્વય હતા. તે મધ્યેનું આ પ્રાજાપત્ય સ્વરૂપ સ્વીકારાયું લાગે છે. બીજા ચાર નીચ સ્વરૂપ ગાંધર્વ, આસુર, પિશાચ અને રાક્ષસ પડતાં મૂકવામાં આવ્યા છે.

(૧) દેવ સ્વરૂપમાં કન્યાને સારી રીતે અલંકારો પહેરાવી સાર ગુણી બ્રાહ્મણને આપવાનો વિધિ છે. (૨) બ્રાહ્મ વિવાહ પણ આનાક પણ જરા ઉતરતા સ્વરૂપના લગ્ન છે, (૩) આર્ષ વિવાહમાં આપણે ઉપર કહ્યું તેમ ગરીબ બ્રાહ્મણ, ગરીબ ભણેલા બ્રાહ્મણને દર્ભના છર્વીટીઅ વીંટીને આપે છે. (૪) પ્રાજાપત્યમાં બે ગોધાનું મૂલ્ય લઈ કન્યા આપે દે બે ગોધાના મૂલ્ય તરિકે ધોળકા વિભાગે રૂ. ૧૦૧) મુકરર કર્યા લાગે છે.

ધોળકા વિભાગે આ પ્રમાણે જે બંધારણ બાંધ્યું તે આજસુધી અપ વાદરૂપ કાળા મેંઢાઓ જે દરેક સમાજમાં દરેક કાળમાં હોય છે તે બા કરતાં ધોળકા વિભાગે પાળ્યું છે. જેમ આ ધોળકા વિભાગમાં કોઇ થોડ બોત માણસોએ પોતાની ટેકને છોડી પોતાના કુળને કલંક લગાડયું છે તેમ સામા એવા પણ કુટુંબ છે કે જે પોતાના દીકરાઓને પરણાવતી વખતે ઉપર બતાવ્યા રૂા. ૧૧૨, ૧૩૭, ૧૬૨ ભરવામાં જરાએ "નાનપ" સમજતા નથી અને છતાં પોતાની દીકરીઓને ત્રણ ત્રણ પેઢી થયાં, ચાર ચાર પેઢી થયાં આપી દેવ વિવાહમાં વિધિ બતાવી તેમ સારી રીતે અલં કારીને આપે છે.

વળી આ વિભાગનો ગરીબ બ્રાહ્મણ આ બે ગોધાના મૂલ્યની રકમ સ્વીકારતાં છતાં અભિમાનથી એમ ઇચ્છે છે કે પોતાની પુત્રીનો (દોહિત્ર) થાય અને તેના લગ્ન થાય ત્યારે પહેલું પોતે ભરવા સમર્થ થાય. એટલે એ રીતે આ સ્વગૌરવ માટે અભિમાન ધરાવતો બ્રાહ્મણ આ રકમને પણ "થાપણ" ગણે છે.

હવે આ પ્રમાણેનો વ્યવહાર થયો છે. તે વ્યવહાર "વ્યાવહારિક" હોવાથી આજ ૨૫૦-૩૦૦વર્ષ થયાં ચાલ્યો છે અને આ જથ્થાના વિભા ગને વિક્રયની નીચી કોટિએ લઈ જતાં બચાવી શક્યો છે. આ જથ્થાન માણસોમાં જ્યાં એક પેઢીમાં "અખજ" ખાવાના દાખલા બને છે ત્યાં જરા સારી સ્થિતિ પ્રાપ્ત થતાં બીજી પેઢીમાં "સારૂં જોણુ" જોઇ સદ્વર્તન પુનઃ સ્થાપન કરવાના દાખલા ઘણા મોટા જથ્થામાં બન્યા છે. મતલબમ આ ધોરણે વેપારી કહે છે તેમ "આંટ" સ્થાપન કરી છે અને તેથી "આંટ ના કરણથી આ જથ્થાના માણસોને દીકરીઓ કે દીકરા ઓછા વધત પ્રમાણમાં હોય તો તેમને શંકા લાવવાનું કારણ રહેતું નથી.

હવે આ "વ્યવહાર" હું શાંતિ પારો મુકું છું અને પૂછુ છું કે આવે

# માબાપોને.



( મહુવામાં એક વખત એક કન્યાને હેને સાસરેથી કંઇપણ વાંક વિના કહાડી મૂકવામાં આવી. કોઈ સમજુતી સમાધાનીથી તે કન્યાને પાછી તેડાવી. ફરી પાછું તેની તેજ વાત જ્ઞાતિ ગૃહસ્થો સમીપ મુકવામાં આવી. તે વાદવિવાદમાં જ્ઞાતિના એક પરદેલે નીચેના ઉદ્દગારો કહાડયા હતા.)

યાદ રાખજો કે ત્હમારી પુત્ર-વધુ તે ત્હમારા ગૃહની લક્ષ્મી છે, ત્હમારી પુત્રી કરતાંયે તે મોંઘી છે. એક કુટુમ્બમાંથી પોતાના સર્વ સમ્બન્ધીઓને ત્યજી બીજા કુટુમ્બમાં નવા સમ્બન્ધ બાંધવા આવતી એક અજ્ઞાન બિનઅનુભવી-સરળહૃદયા-નિર્દોષ બાલિકાને તે પરિવર્તન કેટલું વિષમ લાગતું હશે ? પોતાનું નિર્દોષ મ્હાલવું, પોતાનું સ્વતંત્રપણું, સર્વ ત્યજી તે ત્હમારા કુટુમ્બમાં આવે છે. આશા-નિરાશામાં ઝોલાં ખાતી તે નવા જીવનમાં પ્રવેશ કરે છે. તે બાલિકા પ્રત્યે જરી પણ બીજા ભાવ રાખવો, ત્હેના કુણા જીગરને દુભાવવું, ત્હેના સમ્બન્ધીઓના વિયોગથી થતાં અસહ્ય દુઃખમાં ઉમેરો કરવો, એ ત્હમારા નાશની નિશાનીજ છે. ત્હેના બળતા અંતરની છુપી હાય ત્હમારા કુળનું નિકંદન કાઢશે, ત્હેના આંસુઓમાં ત્હમારા સર્વ વૈભવ તણાઈ જશે.

માટે જો ત્હમે ત્હમારૂં શ્રેય ઇચ્છિતા હો, તો કદાપિ ભૂલ્યે ચૂક્યે એ ત્હમારા ઘરમાં આવી વસેલી ત્હમારી પુત્રવધુને દુખાવતા નહીં. તે ત્હેના માબાપને ત્યજી ત્હમારી પાસે આવી છે. ત્હમે ત્હેના માબાપ બની રહેજો. ત્હેને ત્હમારી પુત્રી કરતાંયે વધારે વ્હાલથી પાળજો. અને નિજ કુટુમ્બના વિયોગથી થતું દુઃખ તે કયમ વિસરી જાય, તે પ્રતિજ હમ્મેશાં પ્રયત્ન આદરજો. ત્હમારી તે ગૃહલક્ષ્મી છે, ત્હમારી તે કુલમર્યાદા છે, ત્હમારી તે વંશોદ્ધારક વેલી છે. એના સંતોષમાંજ ત્હમારૂં શ્રેય છે એ નિશ્ચય માનજો.

તા. ૯-૩-૨૨.

સંપાદક,

મગનલાલ શ્યામજી ત્રિવેદી.

# प्रासंगिक नोंध.

**અમદાવાદ છાત્રાલય તથા શ્રીમાળી શુભેચ્છકના લાભાર્થે સીનેમાઃ-**

દાન આપવાના કે મદદ કરવાના અનેક રસ્તા છે, પરભાર્યું આપવાથી કે કોઇને આપવાને પ્રેરવાથી મદદ કરવાનો ઉદ્દેશ પાર પડે છે, મુંબઈમાં વસતા રા. રા. ભાઈ દલપતરામ ભગવાનજી ત્રિવેદીએ અમદાવાદના આપણા જ્ઞાતિછાત્રાલયના મકાન ફાળામાં તથા "શ્રીમાળી શુભેચ્છક" ની ખાદની પૂરતી અર્થે સીનેમાનો એક ખેલ અપાવવા શ્રીમાન્ મોહનલાલ ગોપાળજી દવેને ભલામણ કરી હતી; જે પરથી શ્રી. મોહનલાલ ભાઈ કે જેઓ ઉદિચ્ય બોર્ડિંગના એક મુખ્ય કાર્યવાહક છે તેમણે બ્રાહ્મણ જાતિ તરફના પોતાના સ્વાભાવિક અભિમાનથી પ્રેરાઇને પોતાની લાગવગથી ઇમ્પીરીઅલ સીનેમા કુના માલિક વહોરા ગૃહસ્થ પાસેથી "સતી અંજની" નામનો ધાર્મિક ખેલ ગયા અમાસના રોજ અપાવવાની ગોઠવણ કરી આપી હતી. અમદાવાદ છાત્રાલયના મકાન ફાળામાં મદદરૂપે તથા શ્રીમાળી શુભેચ્છકને આવેલી ખાદની પૂરતી અર્થે મુંબાઈની અંદર ઇમ્પીરીઅલ સીનેમા કુ. તરફથી એક ખેલ ચૈત્ર વદ અમાસના રોજ સાડા ત્રણ વાગે આપવામાં આવ્યો હતો. શ્રીમાન્ મોહનલાલ ગોપાળજી દવેની શુભેચ્છાના પરિણામે આ ખેલનો લાભ મળ્યો હતો તેથી અત્રે અમે પ્રથમ તેમનો ઉપકાર માનીએ છીએ. તે ઉપરાંત સીનેમાના ઉદાર માલેકે કાંઈપણ ખર્ચ લીધા વિના ખેલ આપવા માટે તેમનો પણ ઉપકાર માનીએ છીએ. જે જે ગૃહસ્થોએ ટીકીટો ખપાવવા પ્રયાસ કરેલો તેમનો પણ સામાન્ય રીતે અમે અત્રે ઉપકાર માનીએ છીએ. ખેલની કુલ ઉત્પન્ન રૂ. ૩૪૫-૨-૦ થઇ છે. હજી લગભગ રૂ. ૫૦)ની ઉઘરાણી બાકી છે. તેથી કુલ ઉત્પન્ન લગભગ રૂ. ૪૦૦) સુધી પહોંચશે. તેમાંથી લગભગ રૂ. ૨૦૦) અમદાવાદના જ્ઞાતિ છાત્રાલયના મકાન ફાળામાં જશે અને બાકીના લગભગ રૂ. ૨૦૦) શ્રીમાળી શુભેચ્છકની ખાદ ખાતે મદદ તરિકે જશે.

**શ્રીમાળી શુભેચ્છકની** ખાદઃ—શ્રીમાળી શુભેચ્છકને રૂ. ૮૦૦)ની ખાદ આવેલી છે. તે પેટે રૂ. ૧૧૩)ની મદદ મળ્યાનું ગતાંકમાં અમે જણાવી ગયા છીએ. તે ઉપરાંત રૂ. ૧૭૨-૯-૦ મુંબાઈમાંથી મળેલા સીનેમાના ખેલની આવકના અર્ધ ભાગે જમા થયા છે. અને હજી પણ લગભગ બીજા

રૂ. ૨૫) આવશે એટલે શ્રીમાળી શુભેચ્છકની કુલ ખાદ રૂ. ૮૦૦)ની તેમાંથી લગભગ રૂ. ૩૧૦)ની આવક આ રીતે થઇ છે. હજુ રૂ. ૪૯૦)ની ખાદ ઉભી રહેલીછે. જ્ઞાતિના કદરદાન શ્રીમંત ગૃહસ્થોને યથાશક્તિ પોતાની સહાય મોકલવા માટે અમે વિનંતિ કરી ચૂક્યા છીએ. તેથી તેઓ યથાશક્તિ આર્થિક સહાય્ય મોકલવા ચૂકશે નહિં એવી અમોને શ્રદ્ધા છે. ઉપરાંત જે ગૃહસ્થો શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહક થયા ન હોય તેમજ જે ગ્રાહકો બંધ થયા હોય તેઓ ફરીથી ગ્રાહક થશે એવી અમોને આશા છે. શ્રીમાળી શુભેચ્છકના કદરદાન ગ્રાહકોને અમારી આગ્રહપૂર્વક એટલીજ વિનંતિ છે કે તેઓ પોતાથી બનતી યથાશક્તિ આર્થિક સ્હાય્ય મોકલી આપશે અગર તો થોડાં નવાં ગ્રાહકો મેળવી આપવા પ્રયત્ન કરશે.

લીંબડી પરિષદ્‌નો હેવાલઃ—લીંબડી પરિષદ્‌નો હેવાલ તેના મન્ત્રીઓ તરફથી બહાર પડી ચૂક્યો છે. રિપોર્ટ ઘણો સુંદર, આકર્ષક અને સંપૂર્ણ છે. પરિષદ્‌ની ઉપસ્થિતિ, તેને ફત્તેહમંદ કરવા માટે થએલા પ્રયાસો, લીંબડીમાં ભરાએલો ભવ્ય મેળાવડો, પરિષદ્‌માં થએલી ચર્ચાઓ, ઠરાવો તથા ભાષણો લગભગ સંપૂર્ણ રીતે રિપોર્ટમાં આપવામાં આવ્યા છે. પરિષદ્‌માં હાજર રહેનાર ગૃહસ્થોની નામાવલિ, સ્ત્રી પ્રેક્ષકોની નામાવલિ, સ્વયંસેવકોની નામાવલિ વગેરે નામાવલિઓ, પરિષદ્‌ની યોજના અને બંધારણ, સ્વાગત મંડળના પ્રમુખ તથા પ્રમુખશ્રીનાં સંપૂર્ણ ભાષણો, શ્રીમાન્ છવરામભાઇને આપવામાં આવેલ માનપત્ર, પરિષદ્‌માં ગવાએલાં સ્વાગત ગીતો તથા અન્ય ગીતો વગેરે વસ્તુઓનો રિપોર્ટમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પરિષદ્‌માં હાજર રહેલા ગૃહસ્થોનો એક ફોટો, કાર્યવાહકો તથા સ્વયંસેવકોનો એક ફોટો, સ્વાગત મંડળના પ્રમુખ તથા પ્રમુખશ્રીના ફોટા એમ ચાર ફોટાઓ પણ આપવામાં આવ્યા છે. છપાઈ ટાઇટલ તથા કાગળ પણ સુંદર છે. રિપોર્ટની કીંમત માત્ર રૂ. ૧) રાખવામાં આવેલો છે તે તદન વ્યાજબી છે. શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને માટે રિપોર્ટની કીંમત આઠ આના રાખવામાં આવી છે. એકંદરે મન્ત્રીઓએ ઘણીજ તસ્દી લઇ રિપોર્ટ તૈયાર કરેલો છે. તેમાં આપેલી વસ્તુ, તે તૈયાર કરવામાં પડેલો શ્રમ અને તે છપાવવાના ખર્ચના પ્રમાણમાં તેની કીંમત કાંઈ હિસાબમાંજ નથી. દરેકે દરેક જ્ઞાતિ ગૃહસ્થે તે રિપોર્ટની એક પ્રત પોતાના ઘરમાં રાખવા ચૂકવું નહિ, તેવી અમારી ખાસ ભલામણ છે.

શ્રીમાળી શુભેચ્છકના તમામ ગ્રાહકોએ રિપોર્ટની ઓછામાં ઓછી એક પ્રત તો અવશ્ય લેવીજ જોઇએ. જે ગૃહસ્થો લીંબડી પરિષદમાં હાજર હોય તેમણે તો જરૂર એક પ્રત રાખવી જોઇએ. જોએલી અને અનુભવેલી વસ્તુનું મનન કરવામાં રિપોર્ટ ઘણો લાભકારક નીવડશે.

**આપણી શરમઃ**—એક તરફ જ્યારે જ્ઞાતિની પરિષદ ભરાય છે, જ્ઞાતિ ઉન્નતિનાં કાંઇક ચિન્હો જણાય છે, જ્ઞાતિની ઉચ્ચ સ્થિતિને માટે કાંઇક આશા રાખી શકાય છે તેવા સમયે બીજી તરફ કોઇપણ વખતે ન બન્યાં હોય તેવાં અને તેથી વધુ સંખ્યામાં કન્યા વિક્રય તથા સવેલી કન્યાઓનાં લગ્ન થયાં છે. જામનગર જેની પાસેથી ઉત્સાહની કાંઇક વધુ આશા રાખી શકાય ત્યાં તો ગત અને ચાલુ વર્ષમાં જથ્થાબંધ સવેલી કન્યાઓનાં લગ્ન થયાં છે. વધારે શોચની વાત તો એ છે કે જ્ઞાતિના ઉત્સાહી પટેલો, જ્ઞાતિના ઉત્સાહી ગૃહસ્થો જેમના હસ્તે કાંઇક જ્ઞાતિ ઉન્નત્તિના કાર્યોની આશા રાખી શકાય તેવાઓના હસ્તે આ કન્યાઓનાં સાટાં અને સવેલી કન્યાઓનાં લગ્નો થએલાં છે. જ્ઞાતિ ઉન્નત્તિના પહેલા પગથીએ આ કાંઇ ઓછી શરમની વાત આપણા માટે ન ગણાય. આપણે આશા રાખીએ કે આપણી શરમની જ્વાળાનો આ છેલ્લોજ ભડકારો હોય.

**સ્વર્ગસ્થ વૈદ્યરાજ જટાશંકર લીલાધરનું સ્મારકઃ**—સ્વર્ગસ્થ વૈદ્યરાજનું સ્મારક રાખવાની ગોઠવણ શ્રી. મ. આ. શ્રી. બા. કે. મંડળ તરફથી દરેક વર્ષે થયાં કરવામાં આવી છે. તેમા સ્વર્ગસ્થના પુત્રોએ રૂા. ૨૫૦૦) ભર્યા છે. ઉપરાંત તેના સગાં સ્નેહીઓએ પણ યથાશક્તિ રકમો નોંધાવા છે. પરંતુ હજુ તેમનાં ઘણાં સગાંસ્નેહીઓ છે કે જેઓએ સ્વર્ગસ્થ પ્રત્યેની પોતાની ફરજ બજાવી નથી. સ્વર્ગસ્થનું કુટુંબ અને તેમનો સ્નેહી વર્ગ ઘણો વિશાળ છે. તેમના દરેક કુટુમ્બી અને સ્નેહીજન તેમના પ્રત્યેનો પોતાનો ભાવ તેમના સ્મારકમાં યથાશક્તિ રકમ નોંધાવી અવશ્ય દર્શાવવા ચૂકશે નહિં એવી અમારી વિનંતિ છે.

તન્ત્રી.

# "सनम् ना छोडशो अमने—"

સનમ્! ના છોડશો અમને–અમારી મરતી વસમી છે;
તમારી બેકદરદાની થકી–અમ દીલ ઝખમી છે.
તમે કુરબાનના કાતિલ, મરતમાં યારી ફેંકી છે;.
તમારા ચશ્મમાંના નમ–ખુમારી ચીજ બ્હેકી-છે.
ભલે બનતા અમે પાગલ, તમે ના આવશો આગળ;
અમારી ખાનદાનીમાં તમારે–પાય તો લાગેલ.
સનમ્! ના રોકશો આંસુ; તમે હરરોઝના પાગલ;
અમારાં ચશ્મ ખુલ્લાં છે; તમે આવો અહીં આગળ.
મળીશું જાનમાં ઘાલી; દળીશું દુ:ખડાં સરવે;
ગળીશું પ્રેમ–રસ પાને; તરીશું સ્હેજ આલમને.
બજે પાયલ ઝમકારી, સનમ તાને ચડી ગઈ છે;
મગર અફસોસ! અમ ખ્વાબો–અધૂરાં મૂકતી ગઈ છે.

ન. પ્રા. દવે.

## રૂપીઆવાળી ટીકીટ બૂકો!

જે જે જ્ઞાતિ ગૃહસ્થોને શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. કેળાની મકાન શાળાની. શ્રી મહાલક્ષ્મીની છબીવાળી રૂા. એકની ટીકીટ બુકો મોકલવામાં આવી છે તેમણે તે ભરાવી હશે. ભરાવવી બાકી હોય તેમણે તુરત ભરાવી લેવા તથા બીજી બુકો ભરાવી શકાય તેમ હોય તો તે મંગાવી લેવા તેવા તમામ જ્ઞાતિ ગૃહસ્થોને વિનંતિ છે. અન્ય જ્ઞાતિ ગૃહસ્થો પણ તેવી રીતે મકાન કેળાની ટીકીટો ભરાવવામાં સહાયભૂત થઇ જ્ઞાતિનું સરસ્વતી મન્દિર ઉભું કરવામાં મદદગાર થશે. મકાન માટે રૂા. ૨૫૦૦૦) જોઇએ છે તે જ્ઞાતિના તમામ ઉત્સાહી ગૃહસ્થોની મદદ વિના બનવું મુશ્કેલ છે. તેથી જ્ઞાતિના ઉત્સાહી ગૃહસ્થોને અમારી આગ્રહપૂર્વક વિનંતિ છે કે તેઓ ટીકીટો ભરાવવા યથાશક્તિ જરૂર પ્રયાસ કરશે.

રાસતખાના ૪૧૦૩-૬. } મન્ત્રીઓ-શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.
અમદાવાદ.

# જીવન-પ્રપંચ.

( લેખક:—નવનિધરાય પોપટલાલ ઓઝા ).

ગતાંકથી ચાલુ–રચેલું.

સમય જેમ વીતતો ગયો તેમ વૃદ્ધ પિતાશ્રીનું સ્મરણ ઝાંખુ થયું, પરંતુ નિર્મળાને તો તે નિત્ય હૃદયે રહ્યું. હવે જીવનરામના કાર્યક્ષેત્રમાંથી સર્વે નડતર દૂર થઇ. તેના પ્રપંચના પ્રભાવ અને વિશાળતા વધ્યાં.

હજી તો રૂઢી મુજબના ડોસાના દહાડાને ચાર પાંચ દિવસ થયાં નથી, ત્યાં તો જીવનરામ ભોટભાઇને લગ્ન માટે ઉતાવળ કરવાનું કહેવા લાગ્યા.

"તમારી વાત સાંભળીને મને બહુજ લાગી આવેછે. હજી તો મારા પિતાશ્રીના મરણને વીસ દિવસ પુરા થયા નથી, ત્યાં તો તમે આ પ્રમાણે લગ્ન કરવાનું કહો છો, તે ખરેખર અઘટિત અને નિન્દાપાત્ર વિચાર છે. જ્ઞાતિજનો જાણે તો મારી નિન્દા કરે, અને મારે અમરપુરમાં રહેવું ભારે પડી જાય. યોગ્ય સમયે હું લગ્ન કરીશ તેમાં સંશય જેવું કંઇ નથી," ભોટશંકરે ખુલાસો કર્યો.

"ખરેખર ભોટશંકર, તમે બહુ કરકણુ માણસ લાગો છો. સ્વકાર્ય સિદ્ધિમાં શું આપણે મુઠ્ઠી જેટલા જ્ઞાતિબન્ધુથી ડરી જવું! કદાચ તેઓ તમારી નિન્દા કરે, તો તેમાં તમારૂં શું જવાનું હતું. વળી આપણી પાસે અન્ય માર્ગો ક્યાં ઓછાછે. જુઓ! સાંભળો, કોંઇ! આપણેછે ને અહીંથી કોઇ બીજા ગામમાં જઇએ, અને ત્યાં સપાટામાં લગ્ન ક્રિયા ઉકેલી હુમ પછી બસ.....તમારૂં કામ ફત્તેહ, તમારી ને અમારી ભરની બીડો ભાંગશે ને લાડી ઘેર આવશે." જીવનરામે કપટ અને પ્રપંચથી મિશ્ર થયેલી વાચાનો ઉપયોગ કર્યો અને ભોટભાઇને હાજી હા કરવાની ફરજ પડી.

ભોટશંકરે કેટલાક દિવસો વીતવા દીધા. એક દિવસ તેણે નિર્મળાને કહ્યું, "બેન! મારે માટે નોકરીનો બંદોબસ્ત જીવનરામભાઇએ પાટનગરમાં કર્યો છે, અને ત્યાં જઇ વેળાસર નોકરીમાં દાખલ થઇ જવું એ ઉચિતછે. જીવનરામે પણ આપણી સાથે આવી યોગ્ય સગવડ કરી આપવા વચન આપ્યું છે."

બીજેજ દિવસે સવારમાં, ભોટશંકર સરસામાન બાંધી સ્ટેશનપર રવાના થયા, અને પ્રથમથીજ કરેલી યોજના મુજબ જીવનરામ પણ પાટનગરની ત્રણ ટીકીટ લઇ, તેઓને મળ્યા. ત્યાં એક જુદું ગૃહ વિષે ભોટશંકરે રોકાણ રાખ્યું.

વાંચકની અત્રે જણાવવાની જરૂર પડેછે કે પાટનગરમાં ભોટભાઈ માટે નોકરી છે, તે એક પ્રપંચજ હતો, અને તે પ્રપંચના કર્તા આપણા પ્રપંચ-પ્રેમી જીવનરામજ હતા. લગ્ન જલદી કરી લાડી ઘરમાં લાવવી તે તેનો ઉદ્દેશ હતો, અને તીવ્ર પ્રપંચ શસ્ત્ર વિના પોતે ફાવશે નહિ તેની તેઓને ખાત્રી હતી. ભોટશંકર આખો દિવસ ઘર બહારજ રહેતા, અને જાણે પોતે નોકરી કરે છે તેવોજ ડોળ રાખતા.

ઓચિંતા એક સવારમાં નિર્મળાને કાને કંઇ અવાજ સંભળાયો. તે અવાજ ઢોલ ત્રાંસા અને શરણાઇનો છે, તેમ તેને માલુમ પડ્યું. તેણે ધાર્યું કે ગામમાં કોઇના લગ્ન હશે, જેથી ઢોલ વાગતાં હશે. તે બીચારીને બીજી પ્રપંચ બાજીની શી ખબર હોય! અવાજ ધીમે ધીમે નજીક આવવા લાગ્યો; અને છેવટે પોતાના ઘરના દરવાજાની સામેજ આવી તેઓ ઉભા. આ સર્વ શું છે, એ હજી તો નિર્મળા વિચાર કરે છે ત્યાં કેટલાક સ્ત્રી પુરૂષો દરવાજામાં દાખલ થયાં, સ્ત્રીઓ નિર્મળાનું નામ લઈ, વિવાહમાં ગવાતાં મંગળ ગીતો ગાતી હતી.

નિર્મળા ચમકી. તે વિચારમાં પડી. ઘડીભર તેને પોતાના દેહનું પણ ભાન ન રહ્યું, આ સર્વ શું? આની શું મતલબ? શો અર્થ? તે તેનાથી તુરત કંઇ ન સંભળાયું. એટલામા ભોટશંકર દાખલ થયા. તેણે મ્હેમાનોનું સ્વાગત કર્યું. ખારેક અને પતાસાં વહેંચાયાં. પાનસોપારીના મુખવાસ કરાવી, સર્વેને શાન્તિથી વળાવ્યાં. પછી તેઓ અર્ધ દિગ્મૂઢ બની ગયેલી નિર્મળા પાસે જઇ કહેવા લાગ્યા. "બેટા, તારા લગ્નનું આવતી કાલનું શુભ મુહૂર્ત છે. આજે મંડપ મુહૂર્ત હતું તે આપણે નિર્વિઘ્ને ઉકેલ્યું છે. ખરેખર ઇશ્વર આપણને સ્હાય છે. તેની કૃપા વિના લેશ માત્ર પણ કાર્ય મનુષ્યથી થઇ શકતું નથી. તારા લગ્ન જીવનરામ સાથે વેળાસર થાય, તેવી મહાન્ કૃપાળુ પરમેશ્વરની ઇચ્છા જણાય છે અને તેની ઇચ્છા મુજબ કાર્ય કરવું તે પ્રત્યેક મનુષ્યની ફરજ છે. માટે બેન ઉઠ! તૈયાર થા આ તારા માટે હું દાગીના લાવ્યો છું, તે સ્નેહથી પહેરી વિભુષિત થા. વળી આ સુંદર વસ્ત્રો પણ

સાથેજ લાવ્યો છું. હે બેન! તે તું પ્રેમથી અંગે ધર. પિતાશ્રીની ઇચ્છાને આધિન થવું, તે સંતાનનું મુખ્ય ધ્યેય હોવું જોઇએ. હું તને ફરમાન કરૂં છું તેનો તું-અમલ કર. અત્રે ઢીલ કરવી ઉચિત નથી." બોટરકરે શાન્તી સાથે ક્રોધથી મિશ્ર થયેલી ભાષાથી ધમકીરૂપે નિર્મળાને જણાવ્યું.

બોટરકરનું અકસ્માત આગમન, ધમકી અને જોયેલા નાટકથી બીચારી નિર્મળા બ્હાવરી બની ગઇ. તેનાથી એક શબ્દ પણ આં સમયે તુરત બોલી શકાયો નહિ. તે બરાબર સમજી કે આ સર્વ તેના પિતાશ્રીનો તથા જીવનરામનો પ્રપંચ છે. પરંતુ આટલાથી તે ડરે તેમ ન હતી, અને આખરના અસરકારક શબ્દોથી લોભાન્ધ પિતાશ્રીને સમજાવવાનો પ્રયત્ન અફળ થશે તેમ જાણ્યા છતાં તેણે કર્યો.

"પિતાશ્રી લોભ એ મહા પાપનું મૂળ છે, અને તેનાથી નીપજતા અનર્થનાં ફળ લોભી મનુષ્યને જરૂર ચાખવાં પડે છે. દુનિયામાં લોભની એક દોષ (vice) તરીકે તુલના થઇ છે, અને તેથીજ પ્રત્યેક જ્ઞાની પુરૂષે તેનાથી દૂર રહેવું જોઇએ. કહ્યું છે કે લોભની પણ સીમા હોવી જોઇએ. લોભવશ થઈ અનેક નરનારીઓએ શાથાં પાતક કર્યાં છે, તેનો ખ્યાલમાત્ર એક સાધુ પુરૂષને સખ્ત આઘાત કરે છે. લોભી પુરૂષ ભલે પછી તે એક નામાંકિત વકીલ હોય અગર તો વેપારી હોય અગર તો વૈદરાજ હોય તથાપિ પોતાની અંદર રહેલી મલીન લોભાસક્તિના કારણે કેવા કેવા પાપ કરે છે તેનું સાધારણ દ્રષ્ટાંત પણ એક સંત પુરૂષનું હૃદય ચીરી નાંખે છે. લોભાધીન પુરૂષ હમેશાં નિર્ધન અને સાધારણ સ્થિતિવાળો હોય તેવું હોતુંજ નથી. અતિ ઉચ્ચ પદ ભોગવનો પૂર્ણ કેળવાએલ, મહાસભાઓમાં અસામાન્ય માન પામતો પુરૂષ પણ ઘણી વખત લોભાસક્ત હોય છે, અને તેમ હોઇ હૃદયનો પાપી, ભીરૂ અને દુષ્ટ હોય છે. આવા અનેક પુરૂષો વિષે આપણે વાંચ્યું છે અને ચાલુ નજરે પણ જોઇએ છીએ. પિતાશ્રી હું સત્ય કહું છું કે તેવા પુરૂષોમાં તમારૂં નામ પણ પરમેશ્વર ઉંચકું નોંધશે. તે દુષ્ટાત્માઓને અહીં નહિ તો પરલોકમાં પણ પોતાના કુકર્મો માટે જવાબ આપવો પડશે. અને પરિણામે ભોગવવાં પડશે. જાણો છો છતાં ભૂલી જાઓ છો, પિતાશ્રી! કે ઇશ્વર સત્યનો બેલી છે. લલાટે લખ્યું મિથ્યા

થનાર નથી. લક્ષ્મી ચલિત છે આજ છે ત્યાં કાલે નહી હોય, તો પછી. એવા નિર્જીવ લોભમાં તમે કયા પડો છો? સન્માર્ગે જે તમારૂં પેટ ન ભરાતું હોય તો ફોડી નાખો, પરંતુ આવા પાપી કૃત્યોથી તો જરૂર દૂર નાસો. જીવનરામ જેવા મ્લેચ્છ સાથે મારાં લગ્ન કરતાં પહેલાં મને અફીણ ઘુંટીને આપો, તો હું ઘણી ખુશીથી તે અમૃત ગણી પી જઇશ. પિતાજી, શા માટે દયા ખાઓ છો? શું જુઓ છો? જો તમારો વિચાર મને પરણાવી રીબાવી રીબાવી મારવાનો હોય તો શા માટે આજેજ નિકાલ નથી કરતા? જો તમને દયા આવતી હોય તો લાવો આપો અને પીવા ઘો મને વિષનો પ્યાલો. પ્રભુ તમારૂં ભલું કરે. પણ યાદ રાખજો પિતાશ્રી કે આ તમારી પુત્રી રીબાઇ રીબાઇને મરશે અને તેનું કાળુ કલંક તમારા નામને ચોંટશે. જો ઇશ્વર હજુ હોય તો ચેતો. હું તમારા સ્વાર્થની વાતો કરૂં છું. મારા હિતમાં તમારૂં અને તમારા હિતમાં મારૂં હિત સમાયું છે. વધુ શું કહું! માત્ર ભાવિપર આધાર ગણી ગાયને જેમ દોરે તેમ, દોરાઉં છું!"

નિર્મળાએ બોલવું બંધ કર્યું. આ તેના મોઢાના શબ્દો નહિ પણ હૃદયની દાઝની જ્વાલા હતી. પૂર્ણ અજ્ઞાન છતાં મહેશ્વરીની કુદરતી બક્ષિસથી વાચા ખુલી થઇ. તે મોહિની સ્વરૂપીણીનું સ્વરૂપ પ્રગટયું, અને ભોટભાઇને એમજ લાગ્યું કે કોઇ દૈવી અંશ તેના શરીરમાં દાખલ થયો છે અને તેનાજ પ્રભાવ અને પ્રેરણાથી નિર્મળાએ આ ખુલાસો કર્યો છે. આ શબ્દો નિર્મળાના નહિ, પરંતુ દેવી નિર્મળાનાજ હોય, એમ તેને લાગ્યું, અને તુરતજ ત્યાંથી ચાલી નિકળ્યાં.

નિર્મળાના હૃદયભેદી વાકયોના શ્રવણાન્તે પણ ભોટભાઇના નિર્દય હૃદયમાં લેશમાત્ર પણ દયા ન આવી કિંતુ તેઓ વિશેષ મક્કમ બન્યા. "વાત માત્ર એક રાત્રિનીજ છે. સવારમાં તો હસ્ત મેળાપ થઇ જશે-અને આ ભોટશંકરનો બેડોપાર."-ભોટશંકર મનમાં બબડયા.

અન્ય દીવસે પૂર્વેથીજ ચોક્કસ કર્યા મુજબ શુભ મુહૂર્તે જીવનરામ વરરાજાનો વરઘોડો ચડયો. અને નગરજન અને નારીઓના ટોળેટોળા તે જોવાને અહીં તહીં દેખાયાં. ભાગ્યેજ આ નગરે પ્રેક્ષકોના મુખમાંથી અરરર !!! હાઇ! હાઇ! સિવાયના અન્ય શબ્દો તો નીકળ્યા હશે "આતો કંઇ કે કાકા એ શબ્દો તો સૌ કોઇ બબડયા હશે. બાળકો તો

તેનો દેખાવજ જોઈ ગભરાટથી રડતાં કારણ કે "આ બાવો પકડી જશે" તેવી બીતિ તેમને લાગી. ઢોલ ત્રાંસા અને શરણાઇ જો કે વાગતાં હતાં, છતાં કુતરાઓના ભસવાનો અવાજ એટલો તો મોટો હતો કે આ ઘોઘારી બેન્ડની ત્યાં કશી અગત્યજ ન હોય તેવું અનુમાન તુરત એક કરકસરીયો-જીવ (economist) કરી શકતો. વરરાજાની આગળ પુરૂષો અને પાછળ સ્ત્રીઓ મંગળ ગીતો ગાતી માલુમ પડતી હતી. આ સઘળા નરનારીઓ જીવનરામે ક્યાંથી જમાવ્યાં તે એક પ્રપંચી-પુરૂષ પહેલોજ સમજી શકશે. ગમે તેમ હોય, પરંતુ જીવનરામની પ્રપંચ-શક્તિનો પ્રભાવ અને પ્રાબલ્યનું માપ ભાગ્યેજ કોઇ કરી શકે તેમ હતું.

અપૂર્ણ.

## સ્વ. શિવશંકર ભગવાનજી ત્રિવેદી સ્મારક શિષ્યવૃત્તિઓ.

જુનથી ઓકટોબર માસની મુદત માટે ઉપરોક્ત શિષ્યવૃત્તિઓ કાઠીઆવાડની શાળાઓ તથા કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓને આપવાની છે. જે વિદ્યાર્થીઓને તે સ્કોલરશીપ લેવા ઇચ્છા હોય તેમણે પોતાની આર્થિક સ્થિતિ, ચાલચલગત, અભ્યાસ વગેરેનાં શાળાના યોગ્ય શિક્ષક, પ્રીન્સીપાલ અગર તો કોઇ સંભાવિત જ્ઞાતિ ગૃહસ્થના પ્રમાણપત્ર સહિત તા. ૧૫ મી જુન સુધીમાં નીચેના શિરનામાએ અરજી કરવી.

દોલતખાના ૪૧૦૩-૬ અમદાવાદ. } મન્ત્રીઓ શ્રી. મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.

## સ્વ. મણીકુંવર સ્મારક આખી માફી.

અમદાવાદ છાત્રાલયમાં દાખલ થવા ઇચ્છતા વિદ્યાર્થીઓ પૈકી કોઇ લાયક વિદ્યાર્થીને "સ્વ. મણીકુંવર સ્મારક" આખી માફી આપવાની છે. જે વિદ્યાર્થી આ માફીનો લાભ લેવા ઇચ્છતા હોય તેમણે પોતાની આર્થિક સ્થિતિ, અભ્યાસ, વર્તણુક વગેરેનાં લાયક પ્રમાણપત્રો સહિત સવિસ્તર અરજી નીચેના શિરનામે તા. ૧ લી જુન પહેલાં કરવી.

મન્ત્રીઓ-શ્રી. મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.

# શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય—અમદાવાદ.

## રૂ. માર્ચ એપ્રીલમાં મળેલી નવી મદદ.

૨ શ્રી. રૂગનાથ મંગળજી ઓઝા, જમશેદપુર.

૫ શ્રી. પ્રાણજીવન મહાશંકર ત્રિવેદી (આફ્રીકા) સં. ૧૯૭૯ ના પ્રથમ વર્ગના સભાસદના.

૨ શ્રી. અંબાશંકર ભીમજી ઓઝા, આટકોટ. ચી. પ્રભાશંકરના લગ્ન પ્રસંગે ભેટ.

૧૦૧ શ્રી. ઈશ્વરલાલ ચત્રભુજ ઓઝા, મોરબી ચી. બાબુના લગ્ન પ્રસંગે ભેટ.

૨ શ્રી. ભાઇશંકર અંબારામ ત્રવાડી ગઢાળી ચી. નંદલાલના લગ્ન પ્રસંગે ભેટ

૫૧ શ્રી. રવીશંકર લાલજી ત્રવાડી, સરધાર, ચી. કેવળરામના લગ્ન પ્રસંગે રૂ. ૧૦૧ પૈકી.

૫। સ્વ. શાન્તાલક્ષ્મી તે રા. નવનિધરાય પો. ઓઝાના પત્નીના પુણ્યાર્થે.

૧૦ શ્રી શિવલાલ રેવાશંકર ઓઝા પ્રાંગધ્રા તેમના લગ્ન પ્રસંગે.

૯ શ્રી. મગનલાલ જીવન દવે, ચૂડા.

૫૦ શ્રી. શેઠ હીમ્મતલાલ જુગલદાસ તેમનાં સ્વ. પત્ની કમળાલક્ષ્મીના પુણ્યાર્થે ભોજન માટે.

૩ શ્રી. પ્રભાશંકર મૂળજી ત્રિવેદી, ભાવનગર, સં. ૧૯૭૯ના બીજા વર્ગના સભાસદની ફીના.

૨૦ શામજી હરિરામ ત્રિવેદી, હા.-ગૌરિશંકર શામજી ત્રિવેદી, જામનગર. ડેસ્ક બનાવવા માટે.

૧ ગૌરિશંકર શામજી ત્રિવેદી, જામનગર.

૫૯॥ ખેતર ખેડવા આપેલું તેની ઉપજના.

૨૫ શ્રી. દોલતરાય રેવાશંકર ત્રિવેદી, કલકત્તા મ. ગાંધીની કારાવાસની પુણ્યતિથિ નિમિત્તે.

૧૫ શ્રી રવિશંકર વિષ્ણુરામ ઓઝા, સંખેડા તેમના પુત્ર કમળાશંકરના યજ્ઞોપવિત પ્રસંગે મહારૂદ્ર કરેલ તે પ્રસંગે.

૧૦ શ્રી. પ્રભાશંકર આણંદરામ ઓઝા અંજાર તેમના સ્વ. ભત્રીજા લક્ષ્મીશંકર ઇશ્વરલાલની સંવત્સરી નિમિત્તે ભોજન માટે.

૩ શ્રી જટાશંકર હનુજી ત્રવાડી લીંબડી, સં. ૧૯૭૯નાં બીજા વર્ગના સભાસદની ફીના.

૧૦૧ સ્વ. રેવાશંકર નારણજી ઓઝા, અંજાર હા. અમૃતલાલ લાલજી ઓઝા રા. ગીરજાશંકર રેવાશંકર ઓઝાના લગ્ન પ્રસંગે.

૫ શ્રી. ભાઇશંકર ઓધડલાલ ઓઝા , મુંબાઇ તેમના સ્વ. માતુશ્રીના પુણ્યાર્થે.

૧૨॥ શ્રી. પ્રાગજી મૂળશંકર દવે, મુંબાઇ, ભોજનના.

૧૭૨॥~ મકાન ફાળા ખાતે મુંબાઇની કમીટીમાંની આવકના.

૧ દુર્લભજી ત્રિભુવન ત્રિવેદી લોઢા, તેમની સ્વ. પુત્રી જયાલક્ષ્મીના પુણ્યાર્થે.

૧૦ શ્રી. જગન્નાથ ધીજાભાઈ ઓઝા, અમદાવાદ, તેમના પુત્રના યજ્ઞોપવિત પ્રસંગે.

૫ શ્રી. મૂળશંકર મુધાશંકર ઓઝા, સરધાર, તેમના ચી. અમૃતલાલના લગ્ન પ્રસંગે ભેટ.

૧૯ ≈ હરીલાલ તથા અમૃતલાલ જાની જંગબાર, ભોજન માટે.

---

કુલ ૭૦૦ તે ઉપરાંત એક રૂ૨૧ છાત્રાલયની દવાશાળા માટે ગૌરિશંકર શામજી ત્રીવેદી જામનગરવાળા તરફથી.

## શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય—અમદાવાદ.

ઉન્હાળાની રજાઓને લીધે ઉપરોક્ત છાત્રાલય તા. ૫ મી મે થી તા. ૧૬ મી જુન સુધી બંધ રહેશે. તા. ૧૭ મી જુનથી છાત્રાલયનું નવું સત્ર શરૂ થશે. આ સત્ર ન્હાનું હોવાથી તેની ફી સત્રની રૂા. ૪૦) રાખવામાં આવી છે. જે વિદ્યાર્થીઓને છાત્રાલયમાં દાખલ થવાનું હોય તેમણે દાખલ થવાની અરજનાં છાપેલાં ફોર્મ્સ નીચેના શિરનામેથી મંગાવી તા. ૧ લી જુન પહેલાં મોકલી આપવાં.

ખાનપુર ૪૧૯૩-૬ } મંત્રીઓ-શ્રી. મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.
અમદાવાદ.

# जातीय समाचार.

**માણાવદરઃ**—શ્રીમાન્ મૂલશંકર લીલાધર ત્રિવેદીનાં પૌત્રી તથા અહીંના દિવાન સાહેબ રા. ત્રીભોવનદાસ મૂળશંકર ત્રિવેદીનાં પુત્રી જયાગૌરીનાં લગ્ન વૈશાખ શુદ ૪ ના રોજ જામનગરવાળા ઓઝા મૂળશંકર મયાશંકરના પુત્ર અમૃતલાલની સામે થયાં હતાં. પરિષદ્‌ના ઠરાવને માન આપી **જાન ચાર દિવસ રાખવામાં આવી હતી.** શ્રીમાન્ મૂળશંકર લીલાધર ત્રિવેદી તરફથી સ્વર્ગસ્થ વૈદરાજ જટાશંકર લીલાધરના સ્મારક ખાતે રૂા. ૨૫૧) નોંધાવવામાં આવ્યા હતા. રા. મૂળશંકર મયાશંકર ઓઝા તરફથી લગ્ન પ્રસંગે અમદાવાદ છાત્રાલયને રૂ. ૫) ભેટ આપવામાં આવ્યા હતા.

**મહુવાઃ-શ્રીમાળી બ્રાહ્મણ મિત્ર-મંડળનો સપ્રેમ મહોત્સવ. શ્રી. છોટાલાલ દલપતરામ** કવિના પ્રમુખપણા નીચે જ્ઞાતિ બાળકોને ઇનામ વહેંચવાનો એક મેળાવડો અંગ્રેજી નિશાળમાં ભરવામાં આવ્યો હતો. તે વખતે વિદ્યાર્થીઓને પુસ્તકો અને મીઠાઈ વહેંચવામાં આવ્યા હતા. ગત શરદ્ પુર્ણિમાની રાત્રિએ ભજવેલા **સ્નેહ સમ્મેલનમાં** ભાગ લેનાર વિદ્યાર્થીઓને તેજ વખતે જર્મન સીલ્વરના રકાબી પ્યાલા આપવામાં આવ્યા હતા. તે પ્રસંગે મંડળને શ્રીમાન્ કવિ તરફથી રૂા. ૫) તથા સ્વ. હરીરામ વીઠલ ત્રવાડી તરફથી દર વરસે રૂા. ૧૦૦) નું વ્યાજ આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું. પ્રાસંગીક વિવેચન તથા સ્વ. હરીરામ વીઠલ ત્રવાડીના મૃત્યુમાટે દિલગીરી દર્શાવનારો ઠરાવ પસાર કર્યાપછી સભા વિસર્જન થઇ હતી.

**અમદાવાદઃ-શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય તરફથી મગનલાલ શ્યામજી ત્રિવેદીના** પ્રમુખપણા નીચે **'કલરવ'** નામનું **એક હસ્તલિખિત માસિક** વૈશાખ માસથી શરૂ કરવામાં આવ્યુંછે. વિદ્યાર્થીઓની બુદ્ધિ વિકાસ પામે, હેમનામાં સારા સંસ્કારો-સારી ભાવનાઓ-ઉદ્ભવે એવો માસિકનો સરળ ઉદ્દેશ છે. માસિકના તંત્રી જ્ઞાતિના દરેક ઉત્સાહી ભાઇ-બ્હેનને હેમાં લેખો મોકલવા નિમંત્રણ કરે છે. આષાઢ માસ પહેલા 'સ્વદેશ ભક્તિ' પર એક ઉત્તમ નિબંધ માટે, તથા એક ગમે તે વિષય પર લખેલા ઉત્તમ કાવ્ય કે લેખ માટે એક ગૃહસ્થ તરફથી ઉપયોગી પુસ્તક ઇનામ તરીકે આપવાની શુભેચ્છા દર્શાવવામાં આવીછે. આશાછે કે જ્ઞાતિના ભાઇ બ્હેનો આ તકનો લાભ લેવા નહી ચુકે.

તંત્રી **'કલરવ'.**

## શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. ફાળો.

મકાન ફાળાની રૂપીઆ એકવાળી ટીકીટો.

**હા. વનમાળી કાશીરામ ઓઝા-બીલખા.**

| | |
|---|---|
| ૧ ઓધવજી વાઘજી બીલખા. | ૧ સોમાભાઈ શીવલાલ બીલખા. |
| ૧ મણિશંકર મોતીરામ ભટ્ટ, બીલખા | ૧ સોની લાલજી દામોદર ,, |
| ૧ બેન કસ્તુર જેશંકર બીલખા. | ૧ કેશવલાલ રાયચંદ ,, |
| ૧ રામજી હીરા ,, | ૧ શેઠ કેશવજી ગીગા ,, |
| ૧ ડા. સુંદરજી વાલજી ,, | ૧ વલભજી દામજી ,, |
| ૧ શા. નંદલાલ માવજી ,, | ૧ ધારશી અમરશી લાખાણી ,, |
| ૧ શેઠ વલ્લભદાસ કાળા ,, | ૧ શેઠ લાધા વાલજી ,, |
| ૧ શા.જગજીવનદાસ શંકરદાસ,, | ૧ વસનજી શામજી ,, |
| ૧ શા. બાબુ શાન્તિલાલ ,, | ૧ ડા. હરખચંદ જીવરાજ ,, |
| ૧ સોમજી વેલજી ,, | |
| ૧ નરભેરામ ઓધવજી ,, | કુલ ૨૪ |
| ૧ ડા. નારણજી આણંદજી ,, | ૩૬૧ એપ્રીલના અંક સુધી જાહેર કરેલા. |
| ૧ શા. જેચંદ નાગજી ,, | |
| ૧ ગોવિંદજી સુંદરજી ફોજદાર,, | ૩૮૫ |
| ૧ ત્રીભોવનદાસ નારણજી વકીલ,, | |

અન્ય જ્ઞાતિ ગૃહસ્થો પણ તેવીજ રીતે ટીકીટ ખરીદી મંગાવી જ્ઞાતિના તેમજ અન્ય જ્ઞાતિના ગૃહસ્થો પાસે ટીકીટો-ખરાવવા પ્રયત્ન કરશે એવી અમારી ખાસ વિનંતિ છે.

મન્ત્રીઓ-શ્રી મ. આ. શ્રી. બ્રા કે. મંડળ. અમદાવાદ.

---

## શ્રી. શુ. નો આવતો અંક.

જુન માસની અંદર તન્ત્રીને બ્હાર ગામ જવાનું હોવાથી શ્રીમાળી શુભેચ્છકનો જુન માસનો અંક વખતસર તૈયાર થવાનો સંભવ નથી. તેથી જુન તથા જુલાઈના સંયુક્ત અંક જુન માસની આખરે બ્હાર પડશે.

તન્ત્રી.

# જાહેરાત.

મુંબાઇની અંદર કોઈ પણ કામકાજ માટે આવનાર મ્હેમાનોને માટે ત્રણ દિવસ સુધી મફત રહેવા જમવા માટેની સગવડ તથા મુંબાઈમાં પરિક્ષાઓ આપવા જનાર જ્ઞાતિ વિદ્યાર્થીઓને પણ મફત રહેવા જમવા માટેની સગવડ થાનવાળા શ્રી. લાલજી શિવરામ દવે તરફથી તેમના લક્ષ્મીનારાયણ હિંદુ હોજ (ભૂલેશ્વર, પહેલા ભોઇવાડા) માં કરવામાં આવી છે. આ સગવડનો લાભ લેવા ઇચ્છતા જ્ઞાતિ ગૃહસ્થો તથા જ્ઞાતિ વિદ્યાર્થીઓએ ઉપર જણાવેલા શિરનામે અગાઉથી લખી જણાવવું.

## અનાથ વિધવા બ્હેનોને.

જ્ઞાતિની અસહાય વિધવા બ્હેનોને ૧૦ રેંટીઓ કલકત્તાવાળા દવે નરભેરામ માધવજી તરફથી આપવાના છે. જે બ્હેનોને ચરખા જોઇતા હોય તેમણે પોતાનાં પૂરાં શિરનામાં સહિત નીચેના શિરનામે તુરત લખી જણાવવું.

દોલતખાના ૪૧૦૩-૬. અમદાવાદ. } વ્યવસ્થાપક-શ્રીમાળી શુભેચ્છક કાર્યાલય.

## સભાસદોને.

શ્રી. મ. આ. શ્રી. બ્રા. કે. મંડળના લગભગ બધા પહેલા તથા બીજા વર્ગના સભાસદોની સંવત ૧૯૭૯ ની સાલની ફી હજુ સુધી જમા થએલ નથી. તેથી જે જે જ્ઞાતિ ગૃહસ્થો સભાસદો થયા છે તેમને તેમની સંવત ૧૯૭૯ ની સાલની ફી રૂ. ૫) અથવા રૂ. ૩) વર્ગ પ્રમાણેની તુરત મોકલી આપવા વિનંતિ છે.

દોલતખાના ૪૧૦૩-૬. અમદાવાદ. } મન્ત્રીઓ-શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.

## શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ
## કેળવણી મંડળ—અમદાવાદ.

ઉપરોક્ત મંડળ સરકારમાં સને ૧૮૬૦ ના ૨૧મા એક્ટ પ્રમાણે રજીસ્ટર કરાવવામાં આવ્યું છે. જે બદલ નીચે પ્રમાણે સર્ટીફીકેટ મળ્યું છેઃ—

### સર્ટીફીકેટ ઓફ રજીસ્ટ્રેશન.

આથી હું પ્રમાણ પત્ર આપું છું કે શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ કેળવણી મંડળ આજરોજ સને ૧૮૬૦ ના 'સોસાઇટીઝ રજીસ્ટ્રેશન એક્ટની રૂએ રજીસ્ટર કરવામાં આવ્યું છે.

મ્હારી સહીથી મુંબઇ મુકામે આજરોજ ૧૯૨૩ ના એપ્રીલની પાંચમી તારીખે આપવામાં આવ્યું.




સહી—

રજીસ્ટ્રાર ઓફ કંપનીઝ

મુંબાઇ.

---

## કાશીમાં જ્ઞાતિ વિદ્યાર્થીઓ માટે સગવડ

ગુજરાત કચ્છ કાઠીઆવાડમાંથી શ્રી કાશીમાં રહી વેદાધ્યયન કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓને ખાવા પીવા તથા રહેવાની સગવડ કરવામાં આવીછે. સગવડનો લાભ લેવા ઇચ્છતા વિદ્યાર્થીઓએ નીચેના શિરનામે અરજી કરવી.

વી. પી. ઓઝા.

ઓન. સેક્રેટરી—શ્રીમાળી બ્રાહ્મણ વેદ પાઠશાળા.

કાઠેરી બજાર—શ્રી કાશી (બનારસ સીટી).

---

## જોઇએ છે એક રસોઇઓ.

એક શ્રીમાળી બ્રાહ્મણ રસોઇઓ વીસ પચ્ચીસ માણસની રસોઇ કરી શકે તેવો પ્રામાણિક તથા ચાલાક. પગાર લાયકાત પ્રમાણે. તુરત લખો.

| | |
|---|---|
| રાયખડના ૪૧૦૩-૬ અમદાવાદ. | એ. c/o શ્રીમાળી શુભેચ્છક કાર્યાલય. |

---

# जातीय समाचार.

**જુનાગઢઃ**—વિષ્ણુશંકર દુર્ગાશંકરના વીવાહ જામનગર ત્રવાડી જટાશંકર શિવશંકરની પુત્રી સરસ્વતી વેરે ફાગણ વદ ૬ના રોજ થયાં હતાં. તે પ્રસંગે રૂા. ૫ વરપક્ષ તરફથી અમદાવાદ છાત્રાલયને આપવામાં આવ્યા હતા.

વ્યાસ કેશવલાલ ગીરજાશંકરની પુત્રીનું વેશવાળ માંગરોળવાળા વોરા વલભદાસ કામેશ્વરના પુત્ર વેરે વૈશાખ વદ ૧ મંગળવારના રોજ થયું છે. તે પ્રસંગે વોરા વલભદાસ તરફથી અમદાવાદ છાત્રાલયને રૂ. ૫ ભેટ આપવામાં આવ્યા હતા તથા રૂા. ૧૦) જુનાગઢ મહાલક્ષ્મીના મંદીરના જીર્ણોદ્ધારઅર્થે આપ્યા હતા.

**રામોદઃ**—ઓઝા શામજી વિશ્વનાથની પુત્રી ભાગીરથીના લગ્ન વૈશાખ સુદ ૧૨ ના રોજ કરૂ માંડવીના ત્રિવેદી ભોઇશંકર પિતાંબરના પુત્ર અમૃતલાલ સાથે થયાં હતાં. તે પ્રસંગે ઓઝા શામજીભાઇ તરફથી અમદાવાદ છાત્રાલયને રૂા. ૫) આપવામાં આવ્યા હતા. જાન ૭ દિવસ રોખવામાં આવી હતી.

**મુંબાઇઃ**—રા. અંબાશંકર ભગવાનલાલનાં પત્ની નામે જડી વૈશાખ વદ ૭ ને સોમવારે દેવલોક પામ્યાં છે.

**ચિત્તલઃ**—ડાક્ટર દયાશંકર જગજીવનનાં પુત્રી જયાકુંવર ત્રણ નાની દીકરીઓ મૂકી વૈશાખ સુદ ૧૦ ને ગુરૂવારે કૈલાસવાસી પામ્યાં છે. તેમનાં પુણ્યાર્થે ઓઝા કોટેશ્વર સુંદરજી તરફથી અમદાવાદ છાત્રાલયને રૂા. ૫) ભેટ મોકલવામાં આવ્યા હતા.

**ભુજઃ**—ઓઝા મંગળજી નારણજીના પુત્ર ગુલાબશંકરનાં લગ્ન મોળમાં ત્રવાડી લક્ષ્મીશંકર ઉમાશંકરની પુત્રી લક્ષ્મી વેરે થયાં હતાં. વરરાજા આદીમાં પાપાકમાં હતા. તે પ્રસંગની ખુશાલીમાં ઓઝા મંગળજી નારણજી તરફથી રૂા. ૫) અમદાવાદ છાત્રાલયને ભેટ તરિકે આપવામાં આવ્યા હતા. તથા તેમની પુત્રી ચી. બ્હેને રળીયાતનાં લગ્ન માંડવીવાળા ઓઝા પ્રાણજીવન કુંવરજીના પુત્ર કેરસનલાલ વેરે થતાં તે પ્રસંગની ખુશાલીમાં બીજા રૂા. ૧૦ અમદાવાદ છાત્રાલયને ભેટ આપવામાં આવ્યા હતા.

**લાળાના**—ત્રવાડી દામજી રણછોડ તરફથી અમદાવાદ છાત્રાલયના વિદ્યાર્થીઓ નર્મદાશંકર ગોપાળજી ત્રિવેદી તથા બાલાશંકર દેવશંકર ભટ્ટને રૂા. સાઠ સાઠ નિશાળની ફી માટે સ્કોલરશીપ તરિકે આપવામાં આવ્યા છે.

# શ્રીમાળી શુભેચ્છક.

इच्छन्शुभं यः स्वपरस्य नित्यं कृन्तत्यशुभं कुलदेवी तस्य ।
विचार्य चैवं विहरन्तु सर्वे श्रीमाली शुभेच्छक इच्छतीत्थम् ॥

( જે મનુષ્ય હમેશાં પોતાનું તેમજ પારકાનું શુભ ઇચ્છે છે તેનું અશુભ શ્રી મહાલક્ષ્મી નાશ કરે છે. આ સત્રનો દરેક બંધુ વિચાર રાખી તે પ્રમાણે વર્તો એમ શ્રીમાળી શુભેચ્છક ઇચ્છે છે. रा. म. अयाची)

પુ. ૪ થું.] જુન-જુલાઇ ૧૯૨૩ [અંક ૬-૭


## ધિક્કાર છે.

(ગઝલ.)

(૧)

ઘેલા બનો શાને ફસી,
મિથ્યા મમત્વ વિમોહમાં ?
અદકો મચો શિદને સતત,
પારસ્પરિક વિદ્રોહમાં ?—

(૨)

નિજ પિંડ પોષણમાંજ શું,
સમજો જીવન સાફલ્યને ?
ગર્વિષ્ટ, કિલષ્ટ રહી, ન વર્ણો,
વ્હાલથી વાત્સલ્યને !—

(૩)

ચાહો, સહો, સેવો, અવરને,
મન્ય તો અવતાર છે;
સ્વાર્થે રમ્યા રહેનારના,
મનુ જન્મને ધિક્કાર છે.—

પ્રાંગધા(?)... — ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

## पामर तणुं जीव्युं वृथा.

( ગઝલ. )

(૧)

સરી ચરણુ સ્મરણે સ્નેહથી,
    પૂજન ન પ્રિયજનનાં કર્યા;
મીઠા પરાગ પદામ્બુજના,
    શીર્ષે ન વ્હાલપથી ધર્યા.—

(૨)

ગૌરવપ્રચિત દિલદારના,
    ગાજ્યા નહિ ગુણગાનથી;
રાચ્યા ન હૃદિયે પ્રેમ પદ્મે,
    આત્મના બલિદાનથી.—

(૩)

ઉછળ્યા ન જો ઉરસાગરે,
    અમૃત તરંગ ઉમંગના;
પામર તણું જીવ્યું વૃથા,
    પ્રીછિ ન જો પરવેદના.—

પ્રાંગધ્રા }      ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

## "सनम् जुगारनो आ खेल—"

સનમ! જુગારનો આ ખેલ, નસીબી દાણુ દેવું છે;
અને જે કિસ્મતે આપ્યું—ખુશીથી તેય લેવું છે.
ન ચાલે જોર જાલિમનું; ન આલમનીય પરવા છે;
તમારે પાય છે મસ્તક; ન માલમની ન પરવા છે.

અમારાં હોય જે ખેશી, રહો જ્યાં હોય ત્યાં બેસી,
અમારે કાળજે ખોસી, મગર કાતિલ કટારી છે.
નથી રહેવો જિગરનો ઘા, ફક્ત નાદાનની નજરે;
અમારી લ્હાય અંતરની—અમારી ત્યાં ખુમારી છે.
ન જોશો ફાટતી આંખે, અમારા ઘાટ ના રોશો;
મગર ધાયા જિગર માંહે—ન આતશની સુમારી છે.
તમે રસ્તે તમારે છો—અમારી વાત ન કરશો;
મગર માંહે બળે ભડભડ—અમારી આ બીમારી છે.
ગણો નાદાન ગાંડો પણ, તમારી નાતવાની છે;
દીવાનાના જિગરની આ—અમૂલિ કો સવારી છે.
ન સુલતાની છે આલમની—મગર સુલતાની માની છે;
અમારી શાહીની માંહે—જુઓ જાલિમ ખુવારી છે.
તમારી ગર્ઝ ના, ના, નહિ, અમારૂં દર્દ જોશો નહિ;
તમારી નાતવાનીની—અમારી આ સવારી છે.
સનમ! પ્રેમે રહેજોજી! તમારી વાસના ધ છે;
અમારી આસનાઈમાં—જગતની આ તુમારી છે.

પ્રો. ન. પ્રા. દવે.

---

श्री ॐ

## म्हारो अनुभव–शुकलतिर्थ.

લીંબડી પરિષદે પસાર કરેલા ઠરાવો સમજાવવાને તથા તેના અમલ માટે ઉત્સાહ ઉત્પન્ન કરવાને અને સ્થાનિક સમિતિ સ્થપાવાના કામે હું આ આવાડીએ શુકલતિર્થ ગયો હતો. શુકલતિર્થ એ પ્રાચિન યાત્રાનું સ્થળ છે. કાર્તિક શુકલ પુર્ણિમાએ તો ત્યાં મોટી યાત્રા ભરાય છે. જગત્ પ્રસિદ્ધ પતિત પાવનિ નર્મદાના પવિત્ર તટપર તે આવેલું છે. જગ મશહુર નર્મદાના બેટમાં આવેલા કબિરવડની નિકટ શુકલતિર્થ હોવાથી આમન સામન બંનેની પ્રસિદ્ધિ હિંદમાં નહિ પણ વિદેશી પ્રજામાંએ જાણીતી છે. સ્વર્ગસ્થ કવિ

નર્મદાશંકરે પોતાની ઉત્સાહપ્રેરિત વાણીમાં આ સ્થળોને જેવા જગતજનને આકર્ષ્યા છે. શુક્લતિર્થે બી. બી. સી. આઇ. નાં ચમારગામ સ્ટેશનથી પાંચ ગાઉ હોઈ દમણીઆ-ગાડામાં જવાય છે. અંકલેશ્વરથી નાંદોદ જતી લાઇનના ઝઘડીઆ સ્ટેશનેથી પણ પનાઇમાં નર્મદા ઉતરી જવાય છે. આ માર્ગે માત્ર ત્રણેક માઇલ ચાલવું પડે છે.

વેદાધ્યયનમાં જેમ હિંદમાં કાશી પ્રધાન ગણાય છે, તેમ ગુજરાતમાં શુક્લતિર્થે ગણીએ તો ગણી શકાય. કારણ કે ત્યાં વેદાધ્યયન કરનારા બ્રાહ્મધર્મના પ્રેમી ભુદેવો ઠીક વસે છે. આપણી જ્ઞાતિની વસ્તીવાળા સ્થળોનું તો શુક્લતિર્થ કાશીજ ગણાય. ગુજરાત કાઠિઆવાડમાં જેટલા જ્ઞાતિભાઇએ પ્રભાવિક વેદધર્મના અનુરાગી મળી શકે તે કરતાં એકલા શુક્લતિર્થમાં વધારે મળી શકે. બાળક વિદ્યાર્થીઓને પણ સામવેદ ભણાવવામાં આવે છે. આજ પણ ૮-૧૦ વિદ્યાર્થીઓ સામવેદ ભણે છે. સમાધિસ્થ થએલા પૂર્વાશ્રમી પ્રાણશંકર ગુરુ ભાવનગરમાં સામવેદનું અધ્યયન કરાવતા, તેમણે સામવેદી આહ્નિક છપાવી જ્ઞાતિ ઉપર ઉપકાર કર્યો છે. નાનપણથીજ તેમનીજ વિદ્વત્તાએ હું શુક્લતિર્થને ધાર્મિક ભાવનાવાળું જ્ઞાતિમાં શોભારૂપ સ્થળ માનતો હતો. તેનો આજે કેટલોક પ્રત્યક્ષ અનુભવ થયો.

પરિષદ્‌ના કામે હું ગુજરાત, કાઠીઆવાડનાં જે જે સ્થળોમાં ફર્યો છું ત્યાંના કરતાં શુક્લતિર્થનો અનુભવ મ્હને નોંધવા જેવો જણાયો. તેમાંથી જ્ઞાતિભાઇઓને કંઇક જાણવા જેવું, કંઇક અનુકરણમાં મુકવા જેવું મને જણાયું તેથી આ પાનાં હું નકામાં નથી ચીતરતો એ વાંચ્યા પછી ખાત્રી થશે.

શુક્લતિર્થમાં આપણી જ્ઞાતિના અત્યારે સાઠ ઘર છે. અને તે બે ભાગમાં વહેંચાયલાં રહે છે. ઓંકારનાથ માર્ગેથી શહેરમાં પેસતાં જમણા હાથપરજ આખા ગામમાં ઉડીને આંખે વળગે એવી બ્રહ્મપોળ આવે છે. જેમાં બે તરફની લાઇનના ઘરો લગભગ સામસામી સરખીજ બાંધણીના સામા છેડા સુધી આવે છે. એજાણ્યો માણસ તો ઘર પણ ભુલી જાય એવી સામાન્ય બાંધણી છે. આ બ્રહ્મપોળમાં આપણી જ્ઞાતિ સિવાય બીજી કોઈ પણ જ્ઞાતિ વસતી નથી. જ્ઞાતિનો મોટો ભાગ આ પોળમાંજ રહે છે. માત્ર દશ બાર ઘર બીજા વિભાગમાં રહે છે. અને બે ત્રણ ઘરજ છુટા છવાયા રહે છે. આ પ્રકારની વ્યવસ્થા પૂર્વકાળમાં ધોળકામાં હશે એવું ધોળકાની સ્થિતિ જેતાં અનુભવાય છે.

. સાઠ ઘરમાં ચાર તડ છે. આ તડો વૈરભાવને લીધે નથી, પરંતુ આવા ખતરાવવાની સગવડ ખાતર પાડવામાં આવેલાં છે, એકંદર જ્ઞાતિ તો એકજ છે. જેને જ્ઞાતિ ભોજન કરવું હોય તે આખી જ્ઞાતિ જમાડે છે અને તડ કરવું હોય તે તડ કરી બેસી રહે છે. તેની કોઇ ટીકા કે પંચાત કરતું નથી. જ્ઞાતિની જગ્યા પણ સુંદર અને સગવડવાળી પોળનાં મોખરેજ છે.

જ્ઞાતિબંધુઓની એકંદર સ્થિતિ સારી છે. જમીન જાગીર વગરનું તો એકેય ઘર નથી. ઓછાવત્તા પ્રમાણમાં બધાને પોતીકી જમીનો છે. લગભગ શુકલતિર્થની એકંદર જમીન અગર તો અર્ધો ભાગ જ્ઞાતિભાઇઓનેજ ઘેર છે એમ કહેવાય. યુવક વર્ગનો મોટો ભાગ આસપાસ ગાયકવાડી સ્ટેટમાં તથા બ્રિટિશ સ્ટેટમાં નોકરીઆત છે. પણ લગ્નાદિક પ્રસંગે લગભગ બધાય આવે છે અને પોત પોતાનું કામ ઉપાડી લે છે. કોઇને કાર્યમાં અડચણ પડતી નથી.

અહીંપણ કળિયણું અને ધાકડનો વિભાગ તો છે જ. ધાકડનાં ઘર માત્ર ૩–૪ છે. જો કે તેઓ ખીલકુલ કન્યાવિક્રય તો કરતાજ નથી છતાં તેમને ધાકડ કેમ કહેવામાં આવે છે એ વિચારવાનું છે. શાસ્ત્રો પ્રમાણે પુણ્યથી પાપનો નાશ થાય છે પણ જ્ઞાતિ બંધારણોમાં સદ્દકર્મના પ્રભાવે પણ પડેલી છાપ ભુંસાતી નથી અને અકર્મ આગળ આવતું નથી. એજ જ્ઞાતિઓની અધમતાની નિશાની છે!

આખું શુકલતિર્થ ગામ મૂકીને બહારગામ કન્યા આપવા ઇચ્છતું નથી. અગાઉ બંરકાલ કન્યાઓ આપેલી પણ હવે તો તેયે બંધ છે. શુકલતિર્થ, બંરકાલ, સુરત, નંદુરબાર અને વિજાપુર એ પાંચ ગામનો જથ્થો કહેવાય છે પણ તે માત્ર નામનોજ જણાય છે. આવી સંકુચિત વૃત્તિથી કન્યા આપવા લેવા દેવામાં ધર્મનિષિધ લાંબા સગપણોના પણ લાગ થાય તો નેવાઇ શું? બધા પડતું લે છે અને તે નાની રકમથી વધીને જમાનાના આગળ વધવા સાથે આગળ વધ્યું છે!

આધુનિક એક છતાવતી સ્ત્રી ઉપર ગમે તેવા કારણે પણ કોઇ ફરી લગ્ન કરી શકતું નથી, તેમ ઉમ્મરની હદ કુદાવ્યા પછી વૃદ્ધ લગ્ન પણ થતું નથી. આ રિવાજ ઘણો ઉત્તમ છે.

કેળવણીનો જોઇએ તેટલો પ્રચાર નથી. ચારેક યુવક મેટ્રીક ભણ્યા છે, એક ભાઇ ઇન્ટરમીડીએટમાં છે. આથીજ જ્ઞાતિની બાબતમાં અહીં કેઈ

વધારે પ્રચાર થઈ શકતો નથી. વિચારો સંકુચિત રહ્યા છે તો પણ કેટલાક કાર્યો પ્રશંસાને પાત્ર છે.

યુવક મંડળની સભામાં રાતે મને લઈ જવામાં આવ્યો. ૨૦ યુવકો હતા. બધાય ખાદીના સ્વદેશપ્રિય સ્વાંગમાં. સ્વદેશ સેવા અને જન સેવા બજાવવાના પણ તેટલાજ ઉત્સાહી ભાઈ જયંતીલાલ તથા ભાઇ અગ્નિહોત્રી આ ભાવ પ્રચારી રહ્યા છે. આ ભાઇઓએ હાલમાં જ્ઞાતિબંધુઓમાં ભાવનાનો અને સામ્યતાનો ભાવ ઉત્પન્ન કરવા માંડયો છે. મંડળનો નિભાવ જ્ઞાતિભાઇઓની મદદ ઉપર છે. મદદ પણ મળતી તો જાય છે. ઘણા થોડા પ્રમાણમાં શ્રીમાળી બ્રાહ્મણ પરિષદના ઠરાવો સમજાવવાને, તે તરફ અભિરૂચી ઉત્પન્ન કરવાને માટે આ મંડળ તરફથી પ્રયત્ન કરવામાં આવે છે. પરંતુ હજુ જુની અજ્ઞાનતા એકદમ નાશ નથી પામી એટલે ઉત્સાહમાં નિરૂત્સાહ મોટે ભાગે જોવાય છે. યુવક મંડળે બોલાવેલી જ્ઞાતિની સભામાં ભાગ્યેજ કોઈ જાય છે. જ્યારે જ્ઞાતિના પંચની બેઠક કોઇ જ્ઞાતિના સ્થાનિક કારણે મળતી હોય ત્યારે તો બધાય ભેગા થઇ શકે છે. પરંતુ પારકી વાતને સાંભળવાને કોઈ તૈયાર નથી. એનું કારણ આધુનિક સંસ્કૃતિનો અભાવ અને પૈસોય આપવો પડશે એવી ધાસ્તી !

યુવક મંડળના કામે તો મને દંગ કરી મૂક્યો. જો આપણી જ્ઞાતિની બહોળી વસ્તીવાળા ગામોમાં આવા સેવા ભાવનાવાળા શુદ્ધ હૃદયી સ્વયંસેવકોના યુવક મંડળો બંધાય તો બે પાંચ વર્ષોમાં પરિષદના કાર્યકર્તાઓને સ્થળે સ્થળે ફરવું પડે નહિ અને પરિષદની સર્વમાન્ય આજ્ઞાઓનું સર્વત્ર વિના વિલંબે પાલન થાય. ભાવનગરમાં અને અમદાવાદમાં આવા મંડળો છે. પરંતુ તે મંડળો કરતાંયે આ મંડળમાં કંઈક વિશેષતા છે અને તે એ કે યુવક મંડળના બધાય સભ્યો એક બે આગેવાનોના એવા અંકુશમાં છે કે ભવિષ્યમાં તે જ્ઞાતિના અયોગ્ય રિતરિવાજો સાથે કદાચ સત્યાગ્રહ પણ વખત આવેતો કરવાને તૈયાર થાય તો ના નહિ કહી શકાય. એકમાર્ગી બુઝર્ગોને સત્યને પંથે વાળવાનો આ એક રસ્તો આવકારદાયક તો છે જ. વળી ભાઇશ્રી ભદ્રશંકર યુવકમંડળ તરફથી અરૂણોદય નામનું હસ્તલિખીત માસીક આજ બેઠ વર્ષોથી પ્રસિદ્ધ કરે છે. તેનો બીજા વર્ષનો છઠ્ઠો અંક મારા જોવામાં આવ્યો અને તેમાં મોટે ભાગે સામાન્ય કૃતિએ લેખો લખાય છે. છતાંય જ્ઞાતિ ઉન્નતિ પોષક ભાવનાની ઝાંખી તો હોય છે. હાલમાં દરેક માસે આ માસિકના વધારારૂપે એક અર્ધો ફુલસ્કેપ છપાવી પ્રગટ કરવાની

મંડળની ઇચ્છા છે. આ વધારામા તો ખાસ જ્ઞાતિને ઉન્નતિ પંથે દોરવાના વિચારોજ પ્રગટ કરવામાં આવી દરેક સ્થળે તેની એકેક પ્રત મોકલવામાં આવશે. એક ભાઇ આ પ્રત દરેક જ્ઞાતિબંધુઓને વાંચી સંભળાવે આ યોજના ઉત્તમ છે. પરંતુ દરેક સ્થળે આવાં યુવક મંડળો નથી. કેટલેક સ્થળે યુવકો ઉત્સાહી છે. પણ વારંવાર જ્ઞાતિભાઇઓને તે સાંભળવા એકત્ર થવું પણ ગમશે નહિ. તો પણ આ શરૂઆત ભવિષ્યમાં સારૂં કરશે એની તો ના નહિ કહી શકાય. આ યુવક મંડળ હસ્તક 'સાર્વજનિક વાંચનાલય' ચાલે છે જેનો લાભ આખા ગામને અને પરદેશીઓને પણ મળે છે. હાલમાં શુભાશુભ પ્રસંગે આ મંડળે ફંડ ઉઘરાવવાનું કામ હાથમાં લીધું છે. યુવક મંડળમાં જોડાયલો દરેક યુવક માત્ર ખાદીમાંજ રહેતો હોય તો તે આ એકજ યુવક મંડળ આપણી જ્ઞાતિમાં છે. આવા યુવક મંડળો જ્ઞાતિમાં દરેક સ્થળે જોવાની હું અભિલાષા રાખું છું. આ ઇચ્છા મેં તે યુવકોને ધન્યવાદ આપતાં જણાવી પણ હતી. તેમનાં ચાલુ કર્તવ્યમાં વિશેષતા બતા-વતાં જ્ઞાતિજનોના વિચારો કેળવવાને અને પરિષદ્‌ના સમાગમમાં વધારે આવતા થાય, ઠરાવોમાં વધારે રસ લેતા થાય અને સંમાનતાની દષ્ટિએ વિશાળ કાર્ય કરવા હળતા મળતા થાય એવા ઉદ્‌ગારો જણાવ્યા હતા.

ધાર્મિક કેળવણીની સાથે સાંપ્રત કેળવણીનો પ્રચાર થવાની વધારે જરૂર છે અને તોજ આ અભિલાષાઓ ફળિત થઈ શકે.

બીજે દીવસે જ્ઞાતિસમુહને એકત્ર કરવા રાત્રે એક બંધુને ત્યાં મંત્ર ગ્રહણના માંગલિક પ્રસંગે બે કલાક વેદમંત્રોના અમૃતમય શ્રવણનું પાન – કર્યા પછી વિનંતિ કરી. વિનંતિનો સ્વીકાર થયો. પરંતુ હિંદમાં જ્યાં આજ કાલ પૈસાની અને મીષ્ટ ભોજનો જમવાની લલુપતા લાગી હોય ત્યાં વળી એકત્ર થવાની વાત કેમ સાંભળે ? રખે ફંડ થાય તો પૈસા આપવા પડે અને શક્તિ હોવા છતાં પણ તે કેમ સાંખી શકાય ? બપોરના ત્રણના ૭ વાગ્યા, કોઈ ન આવ્યું. જમતી વખતે પંગત બેઠી હોય ત્યારે બોલવાની સુચના થઈ. પણ મને એ શંકા ઉદ્‌ભવી કે ઉપર નીચે ઘી જામેલા મગ-જના ટકડાઓ ગ્રીષ્મમાં શિતપ્રેરક મોંડો મોડો, છુબને ખટ રસમાં આસ્વાદ અનુભવતા વિવિધ શાકો, પાપડી, ભજીઆં, પુરી વિગેરેને પતરાળામાં આવતાં આવતાંજ પેટમાં પધરાવવાની ઉતાવળવાળાઓ, દષ્ટિએ જોઈને જ મ્હોમાં પાણી લાવનારા ક્ષુદ્દેવો ક્ષણભર તેનાપર વૈરાગ્ય લાવી મારી વાત સાંભળ-વાની એકાગ્રતા ભરી ફરજ બજાવવા ઉત્સુક બનશે ખરા ? વિચારના અંતે

એ સૂચના સુલતી રહી. એટી પંગતે રાત્રે આઠ વાગ્યે એકત્ર થવાનું અને સાંભળવાનું પુનઃ મોટા અવાજે, સાંભળવામાં પણ અનુદારતા વાપરવાના મિષ્ટ ઠપકા રૂપે, એક આગેવાન ભાઈએ પુનઃ સર્વને સુચિત કર્યું; પરંતુ અજવાળે અંધારૂં કર્યા જેવી કહેવત. ખરેખર ત્રયોદશીની ચંદ્રવિકસીત ઉજવળ રાત્રી માંગે કોણ ભેળું થાય? આનું નામજ અંધકાર! ઉપર જણાવેલા શુકલતિર્થની ઉજવળ હારડીદિમાં એકત્ર થવાની અને કોઈની વાત સાંભળવાની પણ ફુરસદ ન મેળવવી. અને અનેક તર્ક વિતર્કોથી શંકિત બનવું એ બધા ગુણો ઉપર પાણી ફેરવ્યા જેવી બીના નથી શું?

મારે તો જે કાર્ય કરવાનું હતું તે છેવટ લગભગ ઘેરઘેર ફરીને પણ કરી લીધું. એકેક દીવસ વધારે રહેવાનું હોય તો કાર્ય થઈ શકે એની તો પ્રતિતિ છેજ, પરંતુ વખતના અભાવે ધાર્યા કરતાં કમી કાર્ય થયું.

શુકલતિર્થ એવી શક્તિમાં અને સ્થિતિમાં છે કે જે તે ધારે તો પરિષદને એક વાર નિમંત્રણ પણ કરી શકે! આ ભાવના ઉત્પન્ન કરવી એ હાલતો ત્યાંના યુવક મંડળ ઉપરજ કર્તવ્ય રહેવા દઈ અહીંજ વીરમીશ.

ધાર્મિક ભાવનાને પોષતું શુકલતિર્થ, પુર્ણીમાના ચંદ્ર જેવું શુકલવર્ણું ક્યારે બનશે? હૃદયમા જ્ઞાતિ પ્રેમનાં ઝરણાં વહેવડાવી સમગ્ર જ્ઞાતિ ઉન્નતિના સતકાર્યમાં સામેલ બનશે? પરમાત્મા એવો વખત જલદી આપો એજ અભિલાષા.

વૈશાખ શુક્લ પુર્ણીમા. | કાશીરામ ભાસ્કર ઓઝા. 'પ્રેમી'

## आपणी जागृति.

कर्तव्यमेव कर्तव्यं प्राणैःकंठ गतैरपि ।
अकर्तव्यं न कर्तव्यं प्राणैःकंठ गतैरपि ॥

આ શ્લોકનો અર્થ સમજવાના દીવસો હવે દૂર નથી. સંપીલું વાતાવરણ પ્રસરાવવા માટે ચોમેર ભગીરથ પ્રયત્નો થઈ રહ્યા છે. આળસ-અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવા ઐક્યતા જ્ઞાનરૂપી સૂર્ય પોતાના સોનેરી

કીરણોને અબાધીત રીતે પ્રસરાવવા તત્પર થઇ રહ્યો દેખાય છે જેથી કોઇ કોઇ ઉદ્યમી મનુષ્ય બીછાનાનો ત્યાગ કરી કર્તવ્યોદ્યત થતા જાય છે. આપણી જ્ઞાતિ પણ હવે સુષુપ્તાવસ્થાને ત્યજી જાગ્રદવસ્થાને પાત્ર થતી જાય છે. કોઇ કોઇ જગ્યાએ કોઇ કોઇ વખતે પરિષદની હાક અમલ કરી રહી છે જેથી અમુક વખતે પણ સંપૂર્ણ જાગ્રતી આવતાં-પોતાપણાનું જ્ઞાન થવાથી પોતાની કર્તવ્ય-દિશા તરફ સૌ કોઇનું ચિત્ત ઢળતું રહેશે.

અદ્યાપી પર્યંત આપણી જ્ઞાતિ રૂઢી પ્રાધાન્ય થઇ પડી હતી. જેથી તેનાં કેવાં કેવાં પરિણામો આન્તરીક તેમજ બાહ્ય રીતે દેખાવમાં આવેલાં છે-આવે છે-તે વાત તો સર્વને વિદીત જ હશે. કન્યા વિક્રય, સાટાં, આવાં કૃત્યોની કરાતી દલાલી વીગેરે વીગેરે ક્રિયાઓના અધમ ઉદાહરણો આપણા-માંના ઘણાઓએ અનુભવ્યા-જોયાનહશેજ. છતાંપણ હવે, જેમ રાત્રીનો બીહામણો અંધકાર પણ અમુક વખતે અત્યંત તેજસ્વી પ્રકાશમાં બદલાઈ જાય છે, તેવીજ રીતે આપણે પણ આપણામાં ક્વચિત્ થતા અઘટિત કૃત્યોરૂપી અંધકારને બદલે આપણામાં તદ્દન તેના સ્વરૂપને વિરોધી આભાસમાં જોવા શક્તિવાન થશું. અંધકારના નાશ માટે સર્વ સાક્ષી ભગવાન દીવાકરની આવશ્યક્તા છે. આપણી પરિષદનો પુનરૂદ્ધાર એક વખતે આપણા કુકર્મોરૂપી અંધકારનો નાશ કરનાર પ્રતાપી સૂર્યનારાયણનું કામ કરી બતાડશે એવી આશા રહે છે. અત્યારે તો જો કે પરિષદને અંધકારમાંના એક દીપકની માફક લેખી શકીએ અને તેથીજ શાન્તિપ્રીય મનુષ્યોનું એ પ્રથમ કર્તવ્ય છે કે તે દીપકને ધારેલા સમય સુધી પ્રદીપ્ત રહેવા માટે યોગ્ય સાધનોથી પુષ્ટ રાખવો.

આપણી જ્ઞાતિ તો શું પરંતુ આખો દેશ અત્યાર સુધી ગાઢ નીંદ્રાવશ પડ્યો હતો; પરંતુ આખરે એક શુભેચ્છક મગરૂર થવાની જાણ કરવા માટે ચોમેર કુદી કુકડે કુક કરવા માંડ્યું જેથી એકાએક સર્વની આંખ ખુલતાં ખુલતાં એક પછી એક ધીમે ધીમે પોતાના બીછાનાને સંપેટવા પ્રયત્ન કરવા લાગ્યા. આપણા માટે પણ આવુંજ હતું એમ કહેવું એ અયોગ્ય નહીં ગણાય. આપણે પણ કુકડાનો અવાજ સાંભળ્યો અને જાગૃત થયા; કર્તવ્ય દીશા તરફ આંખો ચોળતાં ચોળતાં દષ્ટિ કરી તો એક કીરણ દષ્ટિ

ગોચર થયું અને ભાન થયું કે પ્રાતઃકાલ થયો. પ્રાતઃકાલને અનુસરો, કોઇ પણ ભોગે અકર્તવ્યનો ત્યાગ કરો અને જે કરવા યોગ્ય છે તેને માટે ખ્યાલ આપો. ઘણું ઉંઘ્યા હવે ઉઠો.

આટલું જ્ઞાન થતાં બીછાનું ત્યાગ્યું એટલે રોજના તેમજ નવીન અનેક કર્મો સામે ખડાં થયાં એટલે તેઓને પણ બનાવ્યે છુટકો. અલ્પજ્ઞતા આથી ગભરાવા લાગી કે આટલાં કામો આપણે કેવી રીતે કરશું? એકાદ બે હોય તો હજી ઠીક; પરંતુ આતો ગાડું ભરતાં પણ વધી પડે. માટે પ્રથમ ક્યું કામ હાથ લેવું? આ કામ કરવાથી આવું થશે અને પેલું કામ કરવાથી આવું નીપજશે આવા આવા વિષાદો થવા લાગ્યા જેથી તેનું નિવારણ કેમ કરવું એ પ્રશ્ન સ્વાભાવિક રીતેજ ઉત્પન્ન થાય.

આપણે જાગ્યા તે વાત સત્ય છે; પરંતુ તે લાંબી નિદ્રાનું ઘેન હજી અસર કરી રહ્યું છે. જ્યાં સુધી આ ઘેન નાશ નથી પામ્યું ત્યાં સુધી આપણે અવ્યવસ્થ છીએ, અસાવધ છીએ જેથી વળી કદાચ પાછો બીછાનાવશ થઇ જઇશું એવો ભય રહે છે. આવી પરિસ્થિતિ દુર કરવા માટે આપણે તે ઘેનનો ત્યાગ કરવો રહ્યો. આ ઘેન તે બીજું કાંઇ નહીં પરંતુ આપણામાંના કેટલાક સડાઓ છે. તેનો જો ત્યાગ થાય પછી શું બાકી રહે? કન્યા વિક્રયના બનાવો ટળે પરદેશ ગમનનાં પ્રાયશ્ચિતનો સંતોષકારક નીવેડો થઇ જાય અને સુખ્યત્વે કરીને **ब्राह्मणो ब्राह्मणं दृष्ट्वा श्वानवत् घुर्घुरायते** એટલે બ્રાહ્મણ જ્ઞાતિ એવી છે તેઓ એક બીજાને જોતાંજ શ્વાનની માફક દ્વેષાગ્નિથી બળવા લાગે એવી જે ઉક્તિ પ્રચલિત થઇ રહી છે તે પણ દુર થઇ જાય.

પ્રભુ સર્વેને કર્તવ્યથી વિમુખ થતા અટકાવી જે કર્તવ્ય છે તેની યાદ દેવડાવી યોગ્ય સાધનોથી તેનો અમલ કરાવો. ઇત્યલં મધુના.

લી. રમણીકલાલ શીવશંકર-માંગરાળ.

# શાલ્મલી.

હિમાલય પર્વત પર એક શાલ્મલીનું ઝાડ હતું. તે ઘણુંજ મોટું હતું. તેથી તેની નીચે હાથી, સિંહ, વગેરે વનપશુ આવીને વિસામો ખાતાં હતાં. એક દિવસ નારદ મુનિએ ઝાડ પાસે આવીને પુછ્યું કે હે શાલ્મલીતરુ, (સેમળા) તું આવા ઉંચા સ્થળમાં એકલો આવી રીતે ઉભેલો છે તેથી મને આશ્ચર્ય થાય છે કે પવન તને કાંઈ હરકત કરતો નથી? પવન એક સપાટાથી મોટા મોટા ઝાડોને પાડી નાંખે છે અને તને ઈજા કરતો નથી માટે શું તેં તેની સાથે દોસ્તી કરી છે? શાલ્મલી બોલ્યો કે મુનિરાજ હુંતો એવો પરાક્રમી છું કે પવન મને કાંઇ કરી શકતોજ નથી. પવન મારો દોસ્ત નથી. હુંતો મારા બળથીજ ટકી રહ્યો છું. મેં ઘણી વખત તેના બળને તોડી નાંખેલ છે. કલહ પ્રિય મુનિરાજ બોલ્યા કે અરે શાલ્મલી તું અભિમાન કર નહિં. બધા દેવો પણ વાયુદેવને નમીને ચાલે છે. તું વાયુદેવનું અપમાન કરે છે તે સારૂં કરતો નથી. અભિમાનનું ફળ ઘણું ખરાબ આવે છે. ત્યાંથી નારદમુનિ વાયુદેવ પાસે ગયા અને બોલ્યા કે હિમાલય પર્વત ઉપર રહેલા શાલ્મલીએ ગર્વિષ્ટપણાથી આપના બળને એવું ધિક્કારી કહાડ્યું છે કે તેના શબ્દે શબ્દ તો હું તમને કહેતો નથી. આ સાંભળી વાયુદેવ શાલ્મલી પાસે જઇને બોલ્યા કે તેં મારા બળને નારદજી પાસે ધિક્કારી કહાડ્યું છે. તેનો સ્વાદ હું તને આવતા પ્રભાતમાં ચખાડીશ. તારી નીચે બ્રહ્મદેવે વિશ્રાંતી લીધી હતી તેથી હું તને હેરાન કરતો નહતો. શાલ્મલી બોલ્યો કે તમારાથી થાય તે કરી લેજો. હું તમારાથી ડરવાનો નથી. વાયુદેવે કહ્યું કે ઠીક છે. સવારે વાત. શાલ્મલીએ વિચાર કર્યો કે હું વાયુદેવના બરોબરીયો નથીજ. તે (વાયુ) સૂર્યોદય થતાં મારો નાશ કરશે માટે હું પોતેજ મારી મેળે પડી જાઉં તેથી શાલ્મલી પોતાની મેળે પડી ગયો. સવારે વાયુદેવ ઝપાટાથી આવ્યા અને શાલ્મલીને ભૂમી ઉપર સુતેલો દીઠો.

દોહરો.

ભુની બરબે ભગિનીઓ, થશો ન ગર્વે મસ્ત,<br>
શાલ્મલી પેઠે સર્વને, ગર્વ પમાડે અસ્ત.

મનોરમા મગનલાલ ઓઝા.

# समाजनी प्रगतिमां आपणो हिस्सो.



કોઈ પણ સમાજની ઉન્નતિ અથવા અવનતિ તે સમાજમાં રહેનારી વ્યક્તિ અને જ્ઞાતિને આભારી છે. કોઇપણ સમાજનો સડો દુર કરવાનું કાર્ય એકલે હાથે બની શકે નહિ. તેને માટે તો વ્યક્તિ સમૂહ અને જ્ઞાતિ સમૂહ લક્ષ આપે તોજ તેની ઉન્નતિ સંભવે. હાલની સમાજની ઉન્નતિને અર્થે આપણી જ્ઞાતિએ કેટલો ભોગ આપ્યો છે અગર સ્વાર્થ ત્યાગ કર્યો છે તે વિચારીએ.

કોઈ પણ સમાજ પોતાની ઉન્નતિના શિખર પર ત્યારેજ ચઢી શકે કે જ્યારે તે સમાજની વ્યક્તિઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મેળવવા પ્રયત્નશીલ થાય. મોક્ષનો સવાલ બાજુપર રહેવા દઇએ તોપણ ધર્મ, અર્થ અને કામ એ ત્રણે સાધવા માટે આપણી જ્ઞાતિએ શું કર્યું છે?

ફક્ત ૨૫-૩૦ વર્ષ પહેલાં જ આપણી જ્ઞાતિની અંદર વેદ ભણનારા તથા ભણાવનારા અને કર્મકાંડમાં કુશળ વિદ્વાનોનો ટોટો નહોતો. આજે તે ટોટો સ્પષ્ટ દેખાઈ આવેછે. બીજીરીતે જોતાં જ્ઞાતિની અંદર અંગ્રેજી ભાષાનું જ્ઞાન વધ્યું છે ખરૂં પણ તે જ્ઞાનથી સમાજ ઉપર સંગીન અસર કરવા કોણે શું કર્યું? ધર્મનો અર્થ ફરજ માનીએ તોપણ આપણે આ બાબતમાં આપણો હિસ્સો પુરો કર્યો હોય એમ લાગતું નથી. આપણે આપણી ફરજજ સમજતા નથી તો પછી બજાવવાની તો વાત ક્યાં રહી!

આર્થિક સ્થીતિમાંએ આપણે સમાજ ઉપર કોઇ જાતની અસર કરી શક્યા નથી. ૧૫-૨૦ વર્ષ પહેલાં તો આપણી જ્ઞાતિના આપણા વડીલોમાંથી ઘણા ભિક્ષાવૃત્તિ ધારણ કરી રહેલા હતા અને એ રીતે સમાજને બોજારૂપ હતા. અત્યારે એ સ્થિતિ તો નથી, પરંતુ પોતાના ધનનો ઉપયોગ લોકોપયોગી કામો અને સમાજસેવા અર્થે કરવામાં હજુ સુધી કેટલા કટિબદ્ધ થયા છે? એકજ બોર્ડિંગ અને તે પણ સમાજની નહિં પરંતુ આપણી જ્ઞાતિનીજ તે પણ હજુ સંપૂર્ણ સફળ થઇ શકી નથી, તો પછી સાર્વજનિક કાર્યો તો આપણા ભાઇઓ ક્યાંથીજ કરી શકે?

હવે ત્રીજો પુરુષાર્થ-સ્ત્રીઓ કામ ભાગવતનો–કામ એટલે નિષ્કામવૃત્તિથી સેવા કીર્તિની આશા રાખ્યા સિવાય સમાજસેવા કરવી તેનું નામ કામ. આ વિભાગમાંએ આપણે સમાજમાં પણાજ પાછળ છીએ. આપણી જ્ઞાતિમાં કયા સ્વાર્થત્યાગી મહાપુરૂષ સમાજ સેવા કરવા કટીબદ્ધ થયેલ છે? કોણ કીર્તિની આશા રાખ્યા સિવાય માન હાનિ સહન કરવા તૈયાર છે? અરે સમાજની વાત બાજુએ રાખીએ તોપણ આપણી જ્ઞાતિ હિતની વાતમાંએ નિષ્કામવૃત્તિથી કોઈ કાર્ય કરવા તૈયાર નથીને! જેઓ જ્ઞાતિ સેવા બજાવવાનું માન ખાટી જાય છે તેઓના કામની અસર હજુ જ્ઞાતિ ઉપર જ પુરી થઇ નથી તો સમાજ ઉપર તો ક્યાંથી જ થાય. જે લોકો પોતાના ગોરા ઘણા વખતનો ભોગ આપી જ્ઞાતિ સેવા કરવાની લાગણી ધરાવે છે તેઓને તેમના કામની અંદર ઉત્સાહ આપવો તો બાજુએ રહો પરંતુ તેમના કામની અંદર અનેક પ્રકારની ખોટ–ખાંપણ કાઢવામાં અને તેમના કામમાં અનેક અંતરાય ઉભા કરવામાં પાછા ન હઠે તેવા મહા પુરૂષોનો આપણી જ્ઞાતિની અંદર તોટો નથી. સર્વને કીર્તિ મેળવવાની અને મોટા બનવાની આશા હોવાછે પણ તે કોઇપણ સંગિન કાર્ય કર્યા વગરજ. એટલે ૩ જા પ્રકારના પુરૂષાર્થમાં પણ આપણો હિસ્સો નથીજ.

હવે ચોથા પ્રકારનો પુરૂષાર્થ મોક્ષ. આ બાબત આધ્યાત્મિક વિષયની હોવાથી અને ત્રણે પુરૂષાર્થ કર્યા સિવાય બનવી કઠીન હોવાથી તેને પડતી મુકીએ.

આ પ્રમાણે સમાજની પ્રગતિમાં મારા નમ્ર મત પ્રમાણે આપણો કાંઇ હિસ્સો નથી. આ સર્વેનું મુખ્ય કારણ આપણી જ્ઞાતિની અંદર રહેલા વ્યક્તિગત દ્વેષ, વેર, મિથ્યાભિમાન અને મોટાઇની હુંસા તુંસી છે એમ મને તો લાગે છે. અંતમાં હું એટલુંજ ઇચ્છું છું કે પરમાત્મા સર્વે જ્ઞાતિબંધુઓને સુબુદ્ધિ આપી દ્વેષ, ઝેર, વેર, મિથ્યાભિમાન વગેરેથી મુક્ત કરી જ્ઞાતિની ઉન્નતિમાં અને સમાજની પ્રગતિમાં પ્રેરે. અસ્તુ!

લી. જ્ઞાતિસેવક,
મણિશંકર મુળશંકર ત્રિવેદી.

# पत्रिका नं. ३.



## યજુર્વેદી અને સામવેદી શ્રીમાળી બ્રાહ્મણ વચ્ચે અરસપરસ રહેતો ભેદ, અને તે કેમ બંધ પાડી શકાય તે બાબત ચર્ચા.

પ્રેસીડેન્ટ તરીકેના પરીષદ્ આગળના મારા ભાષણમાં બીજક તરીકે મેં જણાવ્યું હતું કે વસ્તુતઃ યજુર્વેદી અને સામવેદી શ્રીમાળી બ્રાહ્મણો વચ્ચે પળાતો ભેદ અને સંકોચ એ માત્ર સ્થાનિક છે. અને "સ્થાનિક" પણ કાઠીઆવાડ પૂરતોજ છે. મારવાડમાં અને ગુજરાતમાં અમદાવાદ ધોળકા-બાદ કરતાં જે જગ્યો વસે છે તે જગ્યાના શ્રીમાળી બ્રાહ્મણોમાં જુદા જુદા પૂરાણા ઉપનામો અથવા સંજ્ઞાઓ છે તે સંજ્ઞાઓ, જેવી કે ત્રીવેદી અથવા ત્રવાડી અને ત્રિપાઠી, દવે (દ્વિવેદી) અને જાની (યાજ્ઞિક) એ તમામ બ્રાહ્મણોમાં છે. વડનગરા નાગરોનો જે વિભાગ પોતાને પોતાના પુરોહિત નાગર વર્ગથીજ અલગ રીતે નાગર ગૃહસ્થથી ઓળખાવે છે તે સિવાયના નાગર બ્રાહ્મણો જે બધા વસ્તુતઃ વડનગરા નાગરો છે તેમાં ત્રીવેદી, ત્રીપાઠી, ત્રવાડી છે. અને આ સંજ્ઞાવાળા બ્રાહ્મણો તમામ "સામવેદી" બ્રાહ્મણો છે. આગ્રા, અલાહાબાદ, અને યુનાઇટેડ પ્રોવીન્સીસમાં અને અન્ય સ્થળે "તિવારી" સંજ્ઞા છે તે પણ આ ત્રીવેદી, ત્રીપાઠી ત્રવાડીવાળીજ સંજ્ઞા છે. મતલબમાં "ત્રીવેદી, ત્રીપાઠી, ત્રવાડી," સંજ્ઞાના સામવેદી બ્રાહ્મણો આપણી શ્રીમાળી જ્ઞાતિમાં છે તેવીજ સંજ્ઞાવાળા બ્રાહ્મણો અન્ય બ્રાહ્મણ જ્ઞાતિઓમાં છે છતાં તે જ્ઞાતિઓ પછી નાગરની જ્ઞાતિ હોય, ઔદિચ્ય, પુષ્કરણા સોમપરા કે અન્ય હોય તેમાં વેદવિભાગથી જ્ઞાતિના બે સમુદાય વિભિન્ન થતા નથી, થયા નથી, અને અસ્તિત્વ ભોગવતા નથી.

એ પ્રમાણે આપણા પોતાના શ્રીમાળી બ્રાહ્મણના મારવાડ વસતા વિભાગમાં આ ભેદ અસ્તિ ભોગવતો નથી. આપણો જુજ શુકલતીર્થે અને બરકાળનો લોપ થતો વેદવિદ્યામાંનો વિદ્વાન્ વર્ગ બાદ કરીએ તો મારવાડ તો હજી આ વેદવિદ્યા જાળવી રહ્યાના પ્રમાણો મારી પાસે છે. તે તરફ હજી સારા યાજ્ઞિકો છે પણ તે છતાં તે જગ્યામાં ખાવા ખવરાવવા માટે, કે કન્યા લેવા દેવા માટે વેદ પરત્વે વિભાગ નથી. આ વાત મેં આરંભમાં

કહ્યું તેમ આ વિભાગ સ્થાનિક–કાઠીઆવાડનોજ છે એમ પ્રતિપાદન કરે છે. મને લાગે છે કે અમુક સ્થળમાં બે જથ્થા સાથે વસતા હતા ત્યાં બ્રાહ્મણ ભાઇઓનો હમેશની કલેશ કરી ખાનપાનમાં જુદા પડવાની રીતિ પ્રમાણે પ્રથમ બે તડ તરીકે વિભાગમાં વહેંચાયા. પછી શ્રીમાળી બ્રાહ્મણોમાં મમત્વનો મોટો દોષ એ વાત સ્વીકારીએ તો જે તે જથ્થાએ પોતપોતાના સગેવહાલે બીજા ગામોમાં પત્રો લખી જમવા ખાવાના પ્રસંગો આવતાં તડ પાડયાં અને ખાવા પીવાના તડ પડ્યાં એટલે પછી ખાવા પીવાના તડની પછવાડે કન્યાં લેવા દેવાના પણ વિભાગો પરિણામ તરીકે પ્રાપ્ત થયા. મારા પોતાના અનુભવમાં બીજી જ્ઞાતિઓના ત્રણ દાખલા આવાજ આવ્યા છે. કપોળ વાણીઆ બધા એકજ જ્ઞાતિ છે. અને તેમાં ઉંચા નીચાના કારણોથી દેલવાડીઆ અને ઘોઘારીની સંજ્ઞાઓવાળા કુટુંબો હતા. પ્રથમ એક પક્ષ અને બીજા પક્ષ વચ્ચે થોડે અથવા ઝાઝે અંશે દીકરીઓ લેવા દેવાનો વ્યવહાર હતો. પણ મહુવા જ્ઞાતિમાં જીવતી સ્ત્રી છતાં થોડી મુદતમાં બીજી સ્ત્રી કરવાનો દાખલો બન્યો અને તેમાં ઘોઘારી અને દેલવાડી ભાઇઓ મમતમાં આવ્યા અને પરીણામે એક જ્ઞાતિના બે વિભાગ હમેશને માટે પડી ગયા છે. અને તે વિભાગના અને તે કલેશનાં બીજ બીજરૂપે ન રહેતાં હવે વૃક્ષ રૂપે થયા છે અને તે એટલે સુધી કે અખીલ ભારતીય કપોળ પરીષદ જે મુંબઇમાં ભરાઈ હતી તે તદ્દન નિષ્ફળ નીવડી.

મહુવામાં તેજ પ્રમાણે ખોજા સર્વ એકત્ર હતા. પણ તેમાં આગાખાનના અનુયાયી, અને મસીદીયાના બે વિભાગ પડતાં, તે બે જથ્થા ભિન્ન ભિન્ન વિભાગમાં વહેંચાઇ ગયા છે અને આ જથ્થા અમલમાં આવ્યાને હજી ૪૦–૪૫ વર્ષે થયા નથી ત્યાં એક બીજા જથ્થા વચ્ચેનો ખાનપાન અને દીકરીઓનો વ્યવહાર લગભગ બંધ પડી ગયો છે.

વડનગરા નાગર ગૃહસ્થો અને વડનગરા નાગર બ્રાહ્મણો વચ્ચેનો વિભાગ પુણ કોઇ પણ વૈમનસ્યના કારણથી જુદો પડયો છે તે પાછો સંધાયોજ નથી. છુટા છવાયા ગુજરાતમાં આ જથ્થામાં લગ્નો એક બીજા જથ્થામાં થયાના દાખલા છે અને દાખલા થતા જાય છે તે વાત હજી સ્પષ્ટ છે.

આવી સ્થિતી દશાશ્રીમાળી વૈષ્ણવ, ધર્માનુયાયી સ્વામિનારાયણ ધર્માનુયાયી, અને જૈન ધર્માનુયાયી જથ્થામાં ઉત્પન્ન થઈ છે, અથવા ઉત્પન્ન થતી જાય છે અને સ્વામીનારાયણ જથ્થો જે પણ નાનો છે તેને માટે તો એ સ્થિતિ

આવી છે કે કાંતો તેમણે પોતાનો ધર્મ છોડવો, અથવા પોતાનો દશાશ્રીમાળી. સ્વામીનારાયણના ધર્મઅનુયાયીનો નવો જથ્થો બની શકે તો ઉભો કરવો.

આ બધો મારો પ્રસ્તવનાનો હેતુ એ છે કે કોઈ એમ કહે કે યજુર્વેદી, અને સામવેદી શ્રીમાળી ભાઇઓમાં કાંઈ આન્તરિક ભેદ છે તો તે વાત માટે હું ના પાડુ છું. મારા પોતાના અનુભવમાંનો એક દાખલો છે કે મોરબીમાં એક યજુર્વેદી બાઈના આચરણ બાબત વૈમનસ્ય થતાં બે જથ્થા વચ્ચે લગભગ ખાનપાનનો વહેવાર થોડાંજ વર્ષ ઉપર બંધ પડી ગયો હતો. એકવાર બે જથ્થા જુદા પાડી શકાયા, એક તળાવના પાણીમાં આડી પાળ મુકાઈ બે તળાવ થયાં એટલે પછી બધોજ જુદારો થાય છે. જ્યાં જ્ઞાતિનો સમૂહ મોટો હોય છે, જ્યાં આખી સમગ્ર જ્ઞાતિને ભોજન આપતાં ખર્ચ વિશેષ લાગે છે ત્યાં પ્રથમ સગવડતાની ખાતર વહેવારના નાના જથ્થા જેને પાંખી, તડ, અથવા જતાવત, જતોવાઇ કહે છે તેવા હોય છે. માણસ પોતાની સ્થિતિ પ્રમાણે અને પ્રસંગ પ્રમાણે આ નાના વહેવારોને ભોજન આપી પોતાની ફરજ અદા કરતો. આ પાંખી, તડ, જતાવત, જતોવાઈ એ કલેશના વિભાગ નહોતા; સગવડતાના વિભાગો હતા. ધોળકા, ભાવનગર, જામનગરમાં આ પાંખી, તડ, જતાવત, જતોવાઈની સંજ્ઞાઓને બાળકો પણ સમજે છે. આગળ કહ્યું તેમ મમત્વના કારણથી વૈમનસ્ય થતાં વિભાગ પડે તે "તડ." એ ખરાં તકરારના તડ છે; તે તડો એક તળાવમાં વચમાં પાળ નાંખતાં બે વિભાગ થાય છે તેવાં વિભાગ ઉત્પન્ન કરે છે. એક વખત કોઇ એક સ્થળે યજુર્વેદી અને સામવેદી જથ્થા વચ્ચે અથવા પ્રથમ જ્ઞાતિમાં કોઇ એક મનુષ્યના કારણથી તડ પડયાં એટલે પછી રેલ્વે ડબ્બાના કમ્પાર્ટમેન્ટ (ખાનાં) અને તે એવાં ખાનાં કે એક ખાનામાંથી બીજા ખાનામાં ન જવાય તેવાં પડયાં. જમવા જમાડવામાં ખર્ચ માટે આ ફાયદા પડતું જણાતું. કાળ જતાં પણ વિભાગ ભુંસાવા ન દેતાં ઉલટા દઢીભૂત કરવામાં આવ્યા. અને પરીણામે બે જ્ઞાતિઓ વસ્તુતઃ કરી નાંખી.

હવે શ્રીમાળી ભાઇઓ પૂછે કે પાછું સઉ એક કેમ થાય, આ ગંગા સરોવરનું પાણી એક કેમ થાય તો તેનો જવાબ આપ ભાઇઓના હાથમાંજ સોંપું છું. જે રીતીથી તે વિભાગ પડયા તે રીતીથી વિભાગ તોડી નાખશો એટલે ગંગાના બે વેણુ-પાટો એકત્ર થઈ જશે. મોરબી, જામનગર, ચુડા, ધ્રાંગધ્રા, લીંબડી, જ્યાં જ્યાં બે જથ્થાની વસતી છે ત્યાં જતોવાઇ, જતાવત, પાંખી, તડના જમણો જે સગવડતા માટનાં છે. તેવા પ્રસંગો બાદ કરતાં

એક બીજા જથ્થાના ભાઈઓને છુટથી, વ્યવહારથી જમવા જમાડવાના આમંત્રણો થાય અને સ્વીકારાય એટલે આડી પાળ પડી છે તે દુર થાય. વૈમનસ્યના પ્રસંગ આવે તો પણ યજુર્વેદી અને સામવેદી એમ ભાગ પાડવાજ નહિ, મતભેદ હોય તો, અથવા થાય તો દેશમાં છે તેમ મતભેદવાળા મનુષ્યો અલગ થાય અથવા અલગ રહે પણ તે મનુષ્ય–વ્યક્તિ–તરીકે જથ્થાની એક ગંપી કરો, જથ્થા રૂપે જુદા થાય તેમ નહિ.

જ્યાં ખાનપાનનો અને આમંત્રણ લેવા દેવાનો વેહના કારણના વિભાગને કોરે રાખી, વ્યવહાર શરૂ થશે એટલે પહેલી મોટી આડી દીવાલ તુટી જશે. સામવેદી જાણે કે હું પૈસાવાળો છું અને તેથી સામક યજુર્વેદીને ઉપકાર અર્થે નિમંત્રણ કરૂં છું ત્યાં એક સંપી થાયજ નહિં. માટે એ કોઈ એક અથવા બીજા જથ્થામાં સમસ્ત જ્ઞાતિને નિમંત્રણ કરનાર માણસ પોતાનીજ નાત છે એમ સમજી વર્તન કરે તોજ ઐક્ય થાય. એકવાર ખાનપાન છુટથી પુનઃ સ્થાપન થયાં એટલે દીકરો લેવા દેવામાં પણ જ્યાં જેનું મન માનશે ત્યાં દીકરો જેમ મારવાડમાં લે છે, અને દે છે તેમ લેશે દેશે. મારી કન્યા વિક્રયની પત્રિકામાં વિક્રયના કારણોમાં એક કારણ બતાવવામાં આવ્યું છે તે આ પ્રશ્નના નિકાલ માટે પણ લાગુ પડે છે. બે જથ્થા વચ્ચે credit ( શ્રદ્ધા ) સ્થપાય અને આમન સામન શાહુકારી હુંડી જેમ મૂળ ધણી લખે અને નીકરાય તેમાં ઘણો વ્યવહાર થાય છે તેમ એક બીજાના મનમાં રહેલો એવો વસવસો કે ' મારી દીકરીઓ પરણશે ખરી પણ મારા દીકરા કુંવારા રહેશે તો " તે દુર થાય એટલે વ્યવહાર છુટથી આબાદ રીતે મોટી ધોરી સડક ઉપર ચડી જવાનો. અગાઉ એક બીજા મિત્રો, અને સગાં એક બીજા તરફ મધ્યસ્થ રહી સગપણ થવામાં મદદ આપતાં હતાં તેમ આમાં પણ થાય એટલે વસવસો દુર થાય. બાકી અમે તેટલું કરો તો પણ દીકરો આપવામાં દીકરીના માબાપનું મન પ્રફુલ્લિત થયા સિવાય દીકરો આપવાના પ્રસંગ કોઈ બીજાના કહેવાથી ઉત્પન્ન કરી શકાયા નથી, અને કરી શકાશે નહિ. એ તો ગરીબ હો કે શ્રીમંત હો પણ મનુષ્ય પોતાનું મન માન્યા પછી દીકરીનો સંબંધ કરશે. અને કોઈ વાર અણગમનો સંબંધ કરશે તો ખાડી ડાબા ઉકરડે નાંખવાના દ્રષ્ટાંતને અનુસરીને કરશે.

હવે જે રજ્જામાં આપણે વસતા હશું, જ્યાં બેઠા બેસી, બેઠા મળી, બેઠા જમણ જમી એક બીજાને સારી રીતે જાણતા હશે, જ્યાં

એક બીજાના ઘરની સ્થિતિ નજર આગળજ પ્રત્યક્ષ હોય ત્યાં મનની જુદાઈ મટશે એટલે શું યજુર્વેદી કે શું સામવેદી પોતાની સ્થિતિના બાઇને દીકરો આપતાં લેતાં આંચકો ખાશે નહિ.

આ લાઈન ઉપર પ્રથક પ્રથક સ્થળમાં વસતા જથ્થા પહેલાં જમવા જમાડવાનો વ્યવહાર અસ્ખલિત રીતે દાખલ કરો, પછી એક બીજા ભેગા મલી પોતાના ગામમાંજ પોતાને લાયક ઘરોમાં એક બીજામા સંબંધ કરવા તૈયાર થાય તો આ પ્રશ્ન સહેલો છે.

માટે આ પત્રિકા દ્વારા પ્રથક્ પ્રથક્ સ્થળની જ્ઞાતિઓ પાસે હું સૂચના મુકું છું કે,

( ૧ ) તમે પ્રથમ ખાનદાનીમાં, ધોળકા, ભાવનગર, જામનગરના માન તડ પાંખી, જતાવત, જતોવાડના વ્યવહારો પ્રસંગ અને સ્થિતિ અનુસાર કરી પછી બીજા મોટા પ્રસંગમાં એકજ જ્ઞાતિ વ્યવહાર શરૂ કરો.

( ૨ ) પછી તેવી જ્ઞાતિમાં જે તે માણસ પોતપોતાની સ્થિતિના અને પોતાને પસંદ પડતા ઘરોમાં વ્યવહાર કરવા વિચારની આપ લે કરી પાંચ સાત દસ દાખલા એક સરખી રીતના લુગડાં, ઘરેણાં પહેરામણીના ધોરણ જેની એક હદ મેં કન્યા વિક્રયના સવાલમાં બતાવી છે તેવા સ્વરૂપે સગપણ કરી ઉભા કરો એટલે દીવાલ જે અત્યારે કીલ્લા તરીકે ઉભી છે તે તુટી જશે. આ વિષય હાલ આંહિ બંધ કરૂં છું.

દાસાનુદાસ.

વીઠ્ઠલદાસ ગીરજાશંકર.

---

## પત્રિકા નં (૪).

### કન્યાવિક્રયનો પ્રશ્ન, અને યજુર્વેદી સામવેદીના ઐક્યનો પ્રશ્ન.

અત્યાર સુધીમાં "કન્યા વિક્રય" નો દુષ્ટ રીવાજને પ્રતિષેધક, અને સામવેદી, યજુર્વેદી જથ્થાઓ મધ્યેના ભેદનો પ્રતિષેધક માર્ગ દર્શાવનારી પત્રિકાઓ લખીને આપ જ્ઞાતિ બંધુના પર્યંકમાં રજુ કરી છે. હવે એ બે વિષયને એકત્ર કરી આખા શ્રીમાળી સમાજને ઐક્ય થવાનો માર્ગ આ પત્રિકામાં બતાવું છું.

કન્યા વિક્રય બંધ પાડવા માટે વ્યાવહારિક યોજના મેં રજુ કરી છે. તે વખતે ધોળકા જથ્થાના ધોરણથી બીજું એક ધોરણ જે આ તરફ હાલારના મુલકમાં કમીટીનું ધોરણ પ્રચલિત છે-તે મારા લક્ષ બહાર નથી. કમીટિના અનુયાયીઓ કમીટિ 'ફતેહમંદ હોવા બાબત ગમે તેટલો ઉંચો અભિપ્રાય ધરાવે પણ કમીટિ મધ્યેના ઘણા શ્રીમાળી બન્ધુઓ સાથે વાત કરતાં મને માલુમ પડ્યું છે કે તે ધોરણે મારા પ્રથમના લેખમાં "આંટ" બાબત લખવામાં આવ્યું છે તેવી "આંટ" સ્થાપન કરી નથી.

એ ધોરણ જ્યારે પ્રથમ મર્હુમ બાવાભાઈ અને ચત્રભજભાઇએ બાંધ્યું, ત્યારે ઘરેણાની હદ રૂા. ૪૦૦) ની મુકરર કરી હતી. ઉપરાંત કપડાં ૧૫૦–૨૦૦ ની કીમતની આસપાસનાંજ ધોરણનાં હતાં.

હવે જ્યારે આ ઘરેણાં લુગડાંની મર્યાદા બંધાય તે વખતે ઉદ્દેશ વડનગરા નાગર બ્રાહ્મણોની ગૃહસ્થ નાતના રિવાજને અનુસરી અસ્તિમાં લાવવામાં આવ્યો હોય તેમ માની શકાય છે. ભાવનગરના વડનગરા નાગરો દીકરીઓને પલ્લાં તરિકે ૧૦૦ એકસો ગદીયાણા સોનું, અને બસો તોલા રૂપુ લે છે. કમીટિના આદ્ય પ્રવર્તકોએ એમ માન્યું લાગે છે કે શ્રીમાળી બ્રાહ્મણ માટે રૂા. ૪૦૦) આસરેના ઘરેણાનું પલ્લું દીકરીઓના "સુખે દુઃખે આશરા" માટે ઠીક ગણી શકાય. કપડાં પણ દીકરીઓને જે જનસમાજમાં ફરવું ફરવું પડે તે જન સમાજ ( વાણીઆ નાગરો ) ની દીકરીઓની હરોલમાં ઠીક લાગે. આ બે વિચારોથી ઘરેણાં લુગડાંની ઉપર પ્રમાણેની હદ, મર્યાદા મુકરર કરવામાં આવ્યાં હતાં. તે વખતેજ શ્રીમાળી ભાઇઓમાં અને તે કમીટિના અનુયાયીઓમાં અસંતોષ પ્રાપ્ત થયો હતો. ઘણા ભાઇઓએ કહ્યું હતું કે આ ઘરેણાં લુગડાંની હદ ઘણી મોટી છે અને શ્રીમાળી જ્ઞાતિના સમાજની આર્થિક સ્થિતિને વીચારમાં લીધા સિવાય બાંધવામાં આવી છે. પણ કમીટિના પ્રવર્તક ગૃહસ્થોએ એમ ઉદ્દેશ અને તે ઘણો ઉંચો ઉદ્દેશ લક્ષમાં રાખ્યો હતો કે આટલી રકમ તો પરણવા તૈયાર થતા વરરાજા અને તેના કૌટુમ્બિકજનોએ થોડામાં થોડી ધરાવવાની સ્થિતિ ધરાવવી જોઇએ. એ આદ્ય પ્રવર્તકો સાથેજ આ લેખકને આ સંબંધમાં વાત થતાં જણાવ્યું

( નોંધ. આ આંકડાના ખરાપણા માટે લેખક ચોકસ નથી અને તે હકીકત તેણે સ્વાનુભવની ન હોવાથી પ્રથક્ પ્રથક્ ગૃહસ્થો સાથેની વાતમાંથી મેળવી છે અને તેથી લેખક આંકડા માટે સુધારીને લેખ વાંચવા કમીટિના બન્ધુઓને ભલામણ કરે છે ).

હતું કે તેમનો તે ઉદ્દેશ શ્રીમાળી સમાજને આર્થિક સ્થિતિમાં એક રીતે પ્રોત્સાહન આપી ઉંચે લઈ જવાનો હતો.

લક્ષ્મરૂપી લાલસાની ખાતર શ્રીમાળી બંધુઓ વધારે ઉદ્યોગી અને વધારે ઉત્સાહી બની દ્રવ્યોપાર્જન કરશે એ આ ઉદ્દેશનું દષ્ટિ બિન્દુ હતું. કાંઈક અંશે પ્રથક્ પ્રથક્ વ્યક્તિઓએ આ પ્રોત્સાહનને લીધે વધારે પ્રયત્ન કર્યા, આફ્રિકા સુધી મુસાફરી કરી અને દેશવટો વર્ષો સુધી અમુક અમુક વ્યક્તિએ ભોગવ્યો અને દ્રવ્યોપાર્જન કર્યું. પણ માત્ર પ્રથક્ પ્રથક્ વ્યક્તિએજ દ્રવ્યોપાર્જન કર્યું. શ્રીમાળી જનસમૂહ તો ગરીબ રહ્યો અને આ આર્યાવર્તમાં પ્રથમ જ્યાં નિવૃત્તિ માર્ગ હતો ત્યાં પ્રવૃત્તિ માર્ગ દાખલ થયો અને જ્યાં તે પ્રવૃત્તિ માર્ગના દાખલ થવાના પરિણામે જીવન માટેનું જીવનના વિકાસ માટેનું, ધન સમૃદ્ધિ ઉપાર્જન માટે હરિફાઇનું સ્વરૂપ દાખલ થયું ત્યાં શ્રીમાળી બાઇઓનો સમૂહ મુળસ્થિતિમાં હતો ત્યાંથી ઉલટો પછાડી હટી ગયો, અને નિવૃત્તિ પરાયણ માર્ગમાં રહી પોતાનો યથેચ્છ વ્યવહાર શાંતિથી ચલાવી શકતા હતા તે બંધ થતાં પ્રવૃત્તિ પરાયણ પુતળાં સમાન, શ્રીમાળી સમાજ પાછળ પડી ગયો. આ વાત એકલા શ્રીમાળી બન્ધુઓને લાગુ પડે છે તેમ નથી. પણ તમે રેલ્વે સ્ટેશનો જુવો, પોસ્ટ ઓફીસ જુઓ કે નાની નાની નિશાળો જુઓ, તો નાની નોકરીના, ઉમેદવારો હવે માત્ર બ્રાહ્મણોજ રહ્યા છે. બ્રાહ્મણ કોમ અત્યાર સુધી પુરોહિતના ધંધા ઉપર પોતાનો નિર્વાહ નવૃત્તિ પરાયણ યુગમાં કરતી હતી. પણ યજમાનોએ બદલાતા જમાનામાં, આ બ્રાહ્મણોનું પુરોહિતપણું સ્વીકારવા ના પાડી. અથવા તો પુરોહિતને એક પ્રાસંગિક સેવક માની તેના પ્રાસંગિક લવાજમોને મર્યાદિત કરી નાંખ્યા ત્યારે પુરોહિતપણું નિર્વાહ માટે પૂરતા સાધનવાળું રહ્યું નહિં.

બીજી શારીરિક મહેનત માટે તો બ્રાહ્મણ અમીરો કેળવાયા ન હોતા એટલે પછી નાની નાની નોકરી પાણી પાનારાની, ટપાલના કાગળો વહેંચવાવાળાની, રસોઇ કરવાવાળાની નાના શિક્ષકો થવાની, રેલ્વેના સ્ટેશનો ઉપર નાની નાની કામગીરીની સ્વીકારી.

શ્રીમાળી બ્રાહ્મણમાં આ લેખકને આ ૫૦ વર્ષનો અનુભવ છે તેપ્રમાણે બ્રાહ્મણ વિદ્યા આ તરફના સામવેદી જથ્થામાં હતીજ નહિ. પરિષદના પ્રમુખ તરિકેના ભાષણમાં મેં કહ્યું છે તેમ શુક્લતિર્થ અને ખરકાલના વેદપાઠી જેને હાલની દુર્દશાએ પહોંચાડવાની જવાબદારી કાઠીઆવાડ ગુજરાતના શ્રીમાળી બંધુઓ ઉપર છે તે બાદ કરતાં એક પણ સારો વિદ્વાન, સારો

જ્યોતિષિ, સારો વૈદ, સારો પૌરાણિક, સામક શ્રીમાળી જથ્થામાં ઘણા વર્ષે થયાં જણાયો નથી. પ્રોળમાં આ વિદ્યા જાળવી રાખવા પ્રયાસ થયા હતા. પણ એ વિદ્યા અન્ય બ્રહ્મ મંડળીમાં વિદ્વાન બ્રાહ્મણને માન અપાવતી એ વાત ખરી છે છતાં શ્રીમાળી બન્ધુઓ જે પોતાને ગૃહસ્થ મનાવાની આકાંક્ષા ધરાવતા હતા તેમણે આ "વેદીયા" વર્ગને ઉતરતી શ્રેણીમાં ઉતારી પાડયો.

આ ચર્ચા આટલા પટથી આ સુધી ચર્ચી છે તેનો હેતુ એ છે કે શ્રીમાળી બ્રાહ્મણોએ કન્યા વિક્રયના પ્રતિષેધ માટે ધોરણ સ્વીકારવું તો ક્યું ધોરણ અથવા કેવું ધોરણ સ્વીકારવું તે તેઓ પોતાથી જોઈ શકે. ક્માહિના ઘરેણાં લુગડાંનો આંકડો અત્યારે રૂ. ૪૦૦ અને ૧૫૦–૨૦૦ ઉપર વ્યવહારમાં અને વસ્તુતઃ રહ્યો નથી. ઘરેણાં ૧૦૦૦ની મર્યાદા સુધી પહોંચી જાય છે અથવા પહોંચી ગયા છે અને કપડાં પણ મર્યાદા ઓળંગાવી ગયાં છે.

ઉપરની વિસ્તૃત ચર્ચાના પરીણામે શ્રીમાળી બંન્ધુઓને એમ લાગે કે કદી તેના ઘરેણાં લુગડાંનો આંકડોજ વાસ્તવિક અને કાયદા કરતા છે તો શ્રીમાળીના સમાજનો જે ભાગ અત્યારે કન્યાવિક્રયના દુષ્ટ રીવાજના પંઝામાં સપડાએલો હોઇ વિક્રય તરીકેના અવેજ તરીકે રોકડ રકમ રૂા. ૧૦૦૦–૮૦૦–૧૨૦૦ કે ઓછા વધતી રકમ આપે છે તે કદાચ આ માત્ર ઘરેણાં લુગડાંની મર્યાદા હોવાથી પોતાને ફાયદો થાય છે એમ માની આ મર્યાદા સ્વીકારવા લલચાય, પણ તે વર્ગ અથવા તેવી માન્યતા ધરાવતો વર્ગ અલગ પાડતાં હાલનો ધોળકા જથ્થો જે પ્રથમ પત્રિકામાં બતાવ્યું તે ધોરણે પોતાનો વ્યવહાર સારી રીતે ચલાવી શકે છે તે વર્ગ આ ઘરેણાં લુગડાંની મર્યાદા સ્વીકારવા બીલકુલ તૈયાર થશેજ નહિં. તેજ પ્રમાણે યજુર્વેદી નં. (૧) નો ઉંચો જથ્થો જે ધોળકા જથ્થાની માફકજ પોતાનો વ્યવહાર અચ્છી રીતે સરળતાથી કરી શકે છે અને તેને માટે નીચે ચર્ચા કરી છે તે પણ એ ધોરણ સ્વીકારવા તૈયાર થશે નહિં. અને તેમ નહીં થાય એટલે ધોળકા જથ્થો અને યજુર્વેદી નંબર (૧) વાળો ઉંચો જથ્થો જેને હું ધોળકા જથ્થા કરતાં પણ ઉંચો નંબર આપું છું તે જે અત્યારે પોતાનો વ્યવહાર અલગ રહી કરે છે તે પ્રમાણે અલગ રહીને કરશે એમ હું આખા વાતાવરણથી જોઇ શકું છું. ધોળકા ભલે બીજો વર્ગ રૂા. ૧૦૧, ૧૩૭ રૂ. ૧૬૨) ના વિક્રયકર્તા તરિકે ઓળખાવશે તો પણ તે ટીકાની અસર અત્યાર સુધી થઈ નથી અને થશે નહિ. તે વર્ગ સમજે છે કે આ ધોરણ વખતના વહેના છતાં જુજ વધઘટ છતાં અડગ રીતે ઉભુંજ રહ્યું છે.

હવે સવાલ આ બાબતમાં યજુર્વેદી ભાઇઓનો રહ્યો. તેમનામાં

વિક્રય ન કરનારો વર્ગ તો સામવેદી ધોળકા જથ્થા કરતાં ઘણી ઓછી રકમનાં ઘરેણાં લુગડાંથી પોતાનો વ્યવહાર કરે છે. તે જથ્થો તો જુજ રૂા. ૫૦–૧૦૦નું× ઘરેણું અને જુજ રૂા. ૨૫–૫૦ના કપડાં ઉપરજ પોતાનો વ્યવહાર કરતો આવ્યો છે. તેમણે તો રોકડ રકમનો ખીલકુલ અસ્વીકારજ કર્યો છે. અને તેમ કરી તેમણે પ્રજાપત્ય વિવાહ વીધી કરતાં પણ ઉંચા નંબરની આર્ષવિવાહ પદ્ધતિ સ્વીકારી છે. આ વાત પણ મારા સ્વાનુભવની નથી પણ યજુર્વેદી ભાઇઓ સાથેની મારી વાતચીત ઉપર આધાર રાખનારીછે.

હવે આ પ્રમાણે સ્થિતિ છે. અને તેથી શ્રીમાળી જથ્થાના નિચે પ્રમાણે વિભાગ થાય છેઃ—

( ૧ ) યજુર્વેદી જથ્થો જે ખીલકુલ વિક્રય જેવું વ્યવહારનું પણ સ્વરૂપ ધરાવતો નથી અને માત્ર જુજ રકમનાં ઘરેણાં અને જુજ રકમનાં કપડાં ઉપર આર્ષ વિવાહ પદ્ધતિ અનુસાર–પોતાનો વ્યવહાર કરે છે તે.

( ૨ ) ધોળકા જથ્થો જે રૂા. ૧૦૦, ૧૧૨, ૧૩૭, ૧૬૨ ઉપર જુજ પ્રસંગે રૂા. ૧૦૦–૧૫૦ ના ઘરેણાં અને લુગડાં રૂા. ૨૫)–૫૦) ના ઉપર વ્યવહાર કરે છે તે.

( ૩ ) કમિટીવાળા બંધારણનો જથ્થો જે રૂા. ૪૦૦, ૫૦૦ ના ઘરેણાં અને લુગડાં રૂા. ૧૫૦, ૨૦૦ જેની મર્યાદા હાલમાં વધતી ગઈ છે અને વધતી જાય છે તે ઉપર વ્યવહાર કરે છે તે.

( ૪ ) સામવેદી વિક્રય કરનારો જથ્થો જે મોટી રકમ રોકડ લઇને વ્યવહાર કરે છે તે જથ્થો.

( ૫ ) યજુર્વેદી વિક્રય કરનારો જથ્થો જે રોકડ રકમ લઇને વ્યવહાર કરે છે તે જથ્થો.

હવે શ્રીમાળી શ્રીમાળીભાઇઓ–પછી તે સામક હોય કે યજુર્વેદી હોય તેના વચ્ચે સમાનતા આણ્યા સિવાય ભેદ કાઢી નાંખવાની વાત આકાશ કુસુમવત્ છે. અને એ બધાના વ્યવહારને એક સ્વરૂપમાં લાવવા માટે ધોળકા જથ્થાએ જે વ્યવહાર ૨૦૦–૨૫૦ વર્ષ ગુજરેલી સિવાય ચલાવ્યો તે મેં લક્ષ્ય તરીકે સૂચવ્યો છે. હવે પ્રત્યેક જથ્થાની ગ્નાતિઓ, અને પ્રત્યેક સ્થળની ગ્નાતિઓ આ વાત લક્ષ્ય તરીકે રાખી કઇરીતે મધ્યમ એક ધોરણ સ્વીકારે છે તે ઉપર ઐક્ય થવાનો આધાર રહે છે. લેવા દેવાની એક પ્રથા

×આ બાબતમાં એ યજુર્વેદી વિક્રય રહિતનો વિભાગ પોતાના આંકડા પોતાના હોય તેમ લેખી આ લેખ વાંચે એમ મારી વિનંતિ છે.)

એકવાર સમસ્ત શ્રીમાળી-સમાજ કબૂલ કરે એટલે પછી ઉંચા નીચાનો, કુલીન અકુલીનનો સવાલ બંધ પડશે. એ સવાલ બંધ પડશે એટલે સમાન સમાન સ્થિતિના માણસો મન મુકી ખુશ મનથી સમાન સમાન સ્થિતિમાં વિવાહ–લગ્નના સંબંધ કરશે.

પ્રથમ લેખમાં કહ્યું છે તેમ કોઈ એક પણ વ્યક્તિ પોતાની પુત્રિનો સંબંધ બધી રીતે પોતાને અનુકુળ વાત ધ્યાનમાં ન ઉતરે ત્યાં સુધી બીજા કુટુંબ સાથે કરતો નથી. પણ વચમાં રિવાજ–જ્ઞાતિ રિવાજ, જ્ઞાતિ રીત–ની સમાનતાનું ધોરણ દાખલ થયું કે તુરત નાના મોટા, ઉંચા નીચાનો સવાલ બંધ પડશે એટલે પછી માત્ર મનમાનતાં સંબંધો સમાન સમાન સ્થિતિના કુટુંબોમાં થવાનાંજ. પણ જ્યાંસુધી સમાન ધોરણજ નથી ત્યાં એક માણસ પાંચસો રૂપીઆનું ઘરેણું દીકરી માટે લેવાના ધોરણનો સ્વીકાર કરનાર, પોતાના દીકરા માટે ઓછા ધોરણવાળા જથ્થામાંથી કન્યા મેળવવાની અપેક્ષા રાખશે તો અપવાદો સિવાયના પ્રસંગમાં અપેક્ષા ફળીભૂત જોવા ભાગ્યશાળી થશે નહિ. તેજ પ્રમાણે જે ભાઈનો દીકરો ઓછી રીતથી ઓછા ઘરેણાં લુગડાંથી, અને ઓછા અથવા બીલકુલ રોકડ અવેજ સિવાય પરણાવી શકાય છે તે ભાઈ પોતાના દીકરા માટે પોતાની સારી સ્થિતિ હોવા છતાં પણ બીજા ઘણા વધારે બોજાવાળા જથ્થામાંથી કન્યા મેળવવા આતુર રહેશે નહિં. અને તેથી ભેદાભેદ ચાલુ રહી વિભાગ જ રહેવાનું પરિણામ છે તે કાયમ માટે દઢીભૂત થશે. આ બધી વાત સમગ્ર રીતે વિચારમાં લઈ પ્રથમ એક આખી આપણી જ્ઞાતિની લેવડદેવડની રીતના મધ્યમ ધોરણને સ્વીકારવા માટે મેં પ્રથમના લેખમાં સુચન કર્યું છે. અને આ બાબતમાં આ વિષયના બે લેખમાં જે ચર્ચા કરી છે તે ચર્ચાના પરિણામે ક્યું ધોરણ સ્વીકારવા પ્રથક્ પ્રથક્ સ્થળની જ્ઞાતિઓ અભિપ્રાય ધરાવે છે તે બાબત વિચાર કરવા હું તે તે જ્ઞાતિ સંસ્થા ઉપર આ પ્રશ્ન અત્યારે છોડું છું. બીજી કોન્ફરન્સમાં ભેગા થવા પ્રસંગ આવે અને તે વખતે વ્યાવહારીક કાર્ય થઈ શકે તે માટે પ્રમુખના ભાષણમાં મેં વ્યાવહારીક પગલાં રજુ કરવા વચન આપ્યું હતું તે આ રીતે આ હારમાળાના રૂપમાં જ્ઞાતિ સમક્ષ રજુ કર્યાં છે.

લી. સેવક
વીઠ્ઠલદાસ ગીરજાશંકર
ના પ્રણામ.

# ઓઝા વાઘજી આશારામ શ્રીમાળી બ્રાહ્મણ વિદ્યાર્થી આશ્રમનો બીજો ટુંક રીપોર્ટ.*

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥

આ સંસ્થાનો પહેલો ટુંક રીપોર્ટ તથા ઉપજ ખર્ચનો કાચો આંકડો તા. ૩૧-૧-૧૯૨૧ સુધીનો માહે એપ્રીલ સને ૧૯૨૧ ના શ્રીમાળી અભ્યુદયમાં છપાઈ ગયો છે. તેમાં આશ્રમની શરૂઆત કેવી રીતે થઇ તે જણાવવામાં આવ્યું છે.

પ્રથમ રીપોર્ટ સાથે તા. ૧૫ જુન ૧૯૧૯ થી તા. ૩૧-૧-૧૯૨૧ સુધીનો કાચો આંકડો છપાવવામાં આવ્યો હતો. આ નીચે તા. ૧૫ જુન ૧૯૧૯ થી તા. ૩૧-૧૦-૨૨ સુધીનો પાકો હીસાબ તૈયાર કરી સરવૈયા રૂપે છપાવેલ છે.

હીસાબ ઉપરથી જણાશે કે હાલ આશ્રમને ભેટ કરેલી રકમ પૈકી રૂા. ૧૬૬૭-૭-૧૦ાા ની રકમ ખાતે માંડેલીછે તેની વિગત હિસાબમાં બતાવી છે, તે પ્રમાણે રકમો જો તે ગૃહસ્થો તરફથી મોકલવામાં આવશે તો મોટો ઉપકાર થશે, કારણ કે આશ્રમનું મકાન બાંધવા માટે જમીન ચોરસવાર ૭૮૦ાા ખરીદ કરી છે તેના ઉપર મકાન બાંધવા માટે નકશો રજુ કરી મકાન બાંધવાની મંજુરી મેળવી લીધી છે તેથી પૈસાની પુરી જરૂર છે અને સિલિકમાં હીસાબમાં બતાવ્યા પ્રમાણે રૂા. ૮૦૬૯-૧૪-૯ છે જેમાંથી રૂા. ૧૨૫-૪-૦ ઓઝા પરશોતમ ગીગાભાઇવાલી રકમ તો કાયમ રાખવાની છે અને રૂા. ૨૫૦૦)ની પ્રોમીસરી લોન નોટ ટકા ૩½ વાલીછે તે વેચી રોકડા પૈસા કરતાં રૂા. ૧૩૦૦ થી ૧૪૦૦ ઉપજવા સંભવ છે; તેથી રૂા. ૨૫૦૦) ની બોમ્બે સીટી ડેવેલપમેન્ટ લોન ટકા ૬½ ની તથા રોકડા રૂા. ૨૫૦૦) ની ટકા ૫ માં વ્યાજુ રાખેલી રકમ જેનું વ્યાજ તા. ૧-૧૧-૧૯૨૨થી ચડે છે તે રૂા. ૫૦૦૦; અને પ્રોમીસરી નોટના રૂા. ૧૩૦૦ થી ૧૪૦૦ મળી

*નોંધ—સ્થળ સંકોચને લીધે આ હેવાલનું પૂરું લખાણ અમે લઇ શકયા નથી તે માટે દીલગીર છીએ માત્ર અગત્યનોજ ભાગ આપવામાં આવ્યો છે. સંપૂર્ણ લખાણ શ્રી. અ.ના ગતાંકમાં છપાયું છે. તન્ત્રિ.

રૂા. ૬૩૦૦ થી ૬૪૦૦ માત્ર મકાન બાંધવામાં વાપરી શકાય તેટલી છુટ છે, તેથી દરેક જ્ઞાતિ બંધુને તથા ગૃહસ્થને વિનંતિ કરવામાં આવે છે કે પોતાને ખાતે ખેંચાતી ઉઘરાણીની રકમ તરત મોકલી આપશે અને સંસ્થાને સારા પાયા ઉપર મુકવાને દરેક પ્રસંગે સારી ભેટ આપવા તથા અપાવવા પ્રયાસ કરી આશિર્વાદ મેળવશે. અસ્તુ.

## સરવૈયું તા. ૧૫-૬-૧૯૧૯ થી ૩૧-૧૦-૧૯૨૨ સુધીનો.

| જ | ઉ |
|---|---|
| ૮૮૦૦—૦-૦ મુડી ખાતે જમા. | ૧૫૦૭-૪-૦ાા શ્રી ભોજન ખર્ચખાતે ઉધારે |
| ૩૩૦૧—૨-૧૧ ખુશી ભેટખાતે જમા | ૧૬૨-૮-૯ શ્રી સર્પૈણ ખર્ચ ખાતે |
| ૧૫૩૬-૧૨-૬ વ્યાજનીઉપજના જમા | ૪૬૫-૯-૩ શ્રી નોકર પગાર ખર્ચખાતે |
| ૧૨૫૪-૧૦-૦ પેઈંગ બોરડરની ફીના | ૪૭૬-૬-૦ શ્રી મકાન ભાડા ખાતે |
| ૫૬—૨-૧ ઓઝા દલપતરામ ભાવાભાઇના જમા | ૨૦૨-૮-૪ શ્રી ડેડસ્ટોક ખર્ચ ખાતે |
| ૧૪૯૪૮-૧૧-૬ | ૩૪-૮-૦ શ્રી છપામણી ખર્ચ ખાતે |
| | ૨૬ ૧૫-૬ શ્રી કંટીનજંટ ખર્ચ ખાતે |
| | ૭-૬-૦ શ્રી ટપાલ ખર્ચ ખાતે |
| | ૫-૧૦ ૬ શ્રી પરચુરણ ખર્ચ ખાતે |
| | ૮૬-૧-૩ શ્રી દીવાબત્તી ખર્ચ ખાતે |
| | ૩ ૪૬-૧૩-૭ાા |
| | ૨૫૬૪-૦-૩ શ્રી જમીન ખરીદી ખાતે |
| | ૨૭૮-૭-૧૦ાા ઓઝા કલ્યાણજી ચત્રભુજને ખાતે |
| | ૧૦૧-૦-૦ ફાળાના સને ૧૯૨૦ ના |
| | ૧૫-૦-૦ વ્યાજ ફાળાનું વર્ષ ૨ાા નું |
| | ૮૨-૬-૧ાા ખાતાના હિસાબના |
| | ૮૦-૧-૯ ખુશી ભેટના |
| | ૨૭૮-૭-૧૦ાા |

ઉ

૨૮૮-૮-૦ ડાક્ટર ગીરજાશંકર પ્રભુરામલાલને ખાતે
૨૫૧-૦-૦ ફાળાના સને ૧૯૨૦ ના
૩૭-૮-૦ વ્યાજ ફાળાનું વર્ષ ૨ાનું
૨૮૮-૮-૦

૨૭૩-૮-૦ ઓઝા કડવા મોરારજીને ખાતે
૨૫૧-૦-૦ ફાળાના સને ૧૯૨૦ ના
૨૨-૮-૦ વ્યાજ ફાળાનું વર્ષ ૧ાનું
૨૭૩-૮-૦

૨૮૮-૮-૦ ત્રવાડી ફુલશંકર ભાવજીને ખાતે
૨૫૧-૦-૦ ફાળાના સને ૧૯૨૦ ના
૩૭-૮-૦ વ્યાજ ફાળાનું વર્ષ ૨ાનું

૧૧૬-૦-૦ ઓઝા જગજીવન બાવાભાઇને ખાતે
૧૦૧-૦-૦ ફાળાનાસને ૧૯૨૦ ના
૧૫-૦-૦ વ્યાજ ફાળાનું વર્ષ ૨ાનું
૧૧૬-૦-૦

૬૪૫૬-૪-૯

૧૧૬-૦-૦ ઓઝા વજેશંકર કલ્યાણજીને ખાતે

ઉ

૧૦૧-૦-૦ ફાળાના સને ૧૯૨૦ ન
૧૫-૦-૦ વ્યાજ ફાળાનું વર્ષ ૨ાનુ
૧૧૬-૦-૦

૬૦-૦-૦ ત્રવાડી જટાશંકર રેવાશંકરને ખાતે
૫૧-૦-૦ ફાળાના સને ૧૯૨૦ ના
૯-૦-૦ વ્યાજ ફાળાનુ ૨ા વર્ષનું
૬૦-૦-૦

૨૫-૦-૦ ઓઝા દલપતરામ નરભેશંકરને ખાતે
૨૫-૦-૦ ખુશી ભેટના જાહેર કરેલા

૯૯-૦-૦ રા. રા. કામેશ્વર પુરશોત્તમને ખાતે હા. પ્રાણલાલભાઈ અમદાવાદવાલા
૯૯-૦-૦ ખુશી ભેટના રૂ. ૨૦૧ પૈકીના બાકી

૨૦-૦-૦ ત્રવાડી હેમતરામ હકાભાઈને ખાતે
૨૦-૦-૦ ખુશી ભેટના ૧૦+૧૦ જાહેર કરેલા

૨૫-૦-૦ ત્રવાડી હરીશંકર દેવશંકર કાનજીને ખાતે
૨૫-૦-૦ ખુશી ભેટના જાહેર કરેલા

ઉ

૭૬-૦-૦ ઓઝા અનુલાલ પ્રાણજીવન તથા મુળશંકર પ્રાણજીવનને ખાતે

૭૬-૦-૦ નેતાન નીમીતે રૂ.૧૦૧ પૈકીના બાકી

૧-૮-૦ વિ. હરણાશંકર જટાશંકરને ખાતે

૬૮૭૮-૧૨-૯

૮૦૬૯-૧૪-૯ શ્રી સિલક બાકી તા. ૩૧-૧૦-૨૧

૩૯-૧૩-૦ રોકડા ડાક્ટર ગીરજાશંકર ઇશ્વરલાલ પાસે

૧૦૦-૦-૦ બૉન્ડ ૫ વર્ષનું ૭ ટકાનુ અના મત રાખવાનું નરભેશંકર જેશંકર પાસે

૨૨૯-૯-૬ મહેતા દીનકર પ્રસાદ મંગળપ્રસાદને ત્યાં ચાલુ ખર્ચમાટે

ઉ.

ચાલુ ખાતામાં વ્યાજ ટકા ૪॥ થી

૭૭૦૦-૭-૯ ઓઝા હરખાણજી ચત્રભુજ પાસે

૨૦૦-૭-૯ રોકડા ચાલુ ખર્ચ માટે

૨૫૦૦-૦-૦ બોમ્બે સીટી ડેવેલપમેન્ટ લોન ટકા ૬½ ની ૧-૧૧-૨૨થી

૨૫૦૦-૦-૦ રોકડા વ્યાજુ ટકા ૫ થી તા. ૧-૧૧-૨૨થી

૨૫૦૦-૦-૦ પ્રોમીસરીનોટ ટકા ૩½ ની વ્યાજ તા. ૧-૧૧-૨૨ થી ચડે છે.

૭૭૦૦-૭-૯

૮૦૬૯-૧૪-૯

૧૪૯૪૮-૧૧-૬

ઉપરનો પાકો હીસાબ જ્ઞાતિબંધુઓની જાણ માટે બહાર પાડેલો છે અને હવેથી દરેક વર્ષને અંતે હીસાબ બહાર પાડવાનું ધારણ નકી કરેલ છે.

રાજકોટપુરા
તા. ૨૦-૪-૧૯૨૩

ગીરજાશંકર ઇશ્વરલાલ ઓઝા.
નરભેશંકર જેશંકર ત્રિવેદી.
ઓનરરી સેક્રેટરીઓ
શ્રી. વા. આ. શ્રી. બ્રા વિ. આશ્રમ.

# जीवन–प्रप्रंच.

( લેખકઃ—નવનિધરાય પોપટલાલ ઓઝા );

( ગતાંકથી ચાલુ )

શું બન્યું છે અને શું બનવાનુંછે, તેની પુરેપુરી ખબર હવે નિર્મળાને પડી. કેટલાક વીતી ગયેલા પ્રસંગોપરથી હવે નિર્મળાએ ચોકસ માની લીધું કે કોઈપણ જાતનો અવરોધ તદન નિષ્ફળ જવાનો છે. કેવળ ભાવિપર આધાર રાખી તેની મહત્વતા અને પ્રાબલ્ય શા રે ચઢાવવો. તેણે મૌન ધારણ કર્યું. મોટાંકર જેમ કહે તેમ કરવા માંડ્યું, અને આથી મોટાંકરનો નિવાસ સ્થાનમાં ચોતરફ શાન્તિ પથરાઈ.

અલ્પ સમયમાં વરરાજા, સોનેરી રૂપેરી શણગારથી શોભતા ઘોડાપર આવી ચઢયા, અને કેટલાક સમયની આખરે કેટલીક ગરીબડી અને અજ્ઞાન વિધિના અંતરે હસ્ત-મેળાપનો સમય આવી પહોંચ્યો. અહીં ગાડું અટક્યું. મોટાંકરે અવેજની માંગણી કરી અને વરરાજા મુંઝાયા. તેઓ વિચારમાં પડ્યા. શું કરવું, શું થશે, એ વિચારોએ તેને ગભરાટમાં નાખ્યા. છતાં પણ બહુંજ ગભરાવા જેવું બીલકુલ કારણ નહતું. તેમની પાસે એક ભયંકર અને પ્રબલ શસ્ત્ર હાજર હતું, કે જેનાથી તેઓ કદી પણ વીખુટા પડ્યા નહતા અને અન્ત સુધી પણ છુટા પડવા સંભવ નહેતો. પોતાની પ્રપંચ શક્તિના પ્રાબલ્યપર તેને પૂર્ણ વિશ્વાસ હતો. આ ભયંકર શસ્ત્રનો ઉપયોગ કરવો આ સમયે તેને ઉચિત લાગ્યો. મોટાંકરને પોતાની પાસે આંખનો ઇસારો કરી બોલાવી, તેના કાનમાં કંઈ એવો તો જાદુઈ મંત્ર ભણ્યા, કે તેની અસરથી, મોટભાઈએ એકદમ ચુપ થઇ, દક્ષણાનો પોકાર કરી, ગોરજીને ગાડું આગળ ગબડાવવા ચપટી વગાડી ચેતવ્યા.

ગાડું આગળ ચાલ્યું. ધારેલા મુકામે આવી પહોંચ્યું, અને **एवं जमाः सुखिनो भवन्तु** ના મંત્રોચ્ચારથી ગોરજીએ સર્વેને આશીર્વાદ આપી, અક્ષત ફેંક્યાં. લગ્ન વિધિ સમાપ્ત થઇ અને જીવનરામની ઇચ્છા ફળીભુત થઇ.

કન્યાને વળાવવાનો પ્રસંગ નજીક આવ્યો. પૂર્ણ હવેથી અને કંઇક અવેજ વેળાસર મેળવવાની ધારણાથી આ કાર્ય મોટભાઈએ તુરતજ પતાવ્યું, અને જીવનરામ નવોઢાને લઇ ધોળપુર જઇ પહોંચ્યા.

હવેજ બીચારી નિર્મળાને જીવનરામના કાવાની પુરેપુરી ખબર પડી. પ્રપંચનો પાયો કેટલો મજબુત કરવામાં આવ્યો હતો, તેની કલ્પના તેને હવે થઈ. જાણતી તો હતીજ પણ હવે જ્યારે જોયાથી તેના દુઃખનો પાર રહ્યો નહિ.

બીજી તરફ બોટભાઈને હાથમાં સંભળાવેલ મંત્રના આધારે તુરત એક સાહજોગ હુંડી, રૂા. ૯૦૦) નવસોની જીવનરામ ઉપર લખી નાખી. પોતાનો જમાઈ શ્રીમંત છે અને હુંડી જરૂર સ્વીકારશે એવી મજબુત દલીલથી, બોટભાઈએ પોતાનું કાર્ય તો કર્યું, પરન્તુ જીવન-શામળીયાની શક્તિ તે હુંડી સ્વીકારવાની છે કે નહિ તે તો ઈશ્વરજ જાણતો હશે. નવસો પૈસાના ફાંફાં હોય ત્યાં રૂપીયાનો તો ક્યાંથી મેળ થાય. અવશ્ય હુંડી પાછી ફરી અને બોટભાઈની આબરૂના કાંકરા થયા. પોતાનું કાળું મોઢું છુપાવવા તેણે જંગલ પર્વતનો રસ્તો માપ્યો અને ત્યાં જઈ પિતાશ્રીનો શાશ્વત ધંધો સંભાળી લીધો. ભિક્ષાન્ન દેહિના ઉચ્ચારો શરૂ કર્યાં. બાહ્મણપર દયા કરોની યાચના યાત્રાળુઓના કાને પડવા લાગી. માથા અને દાઢીના વાળ વધાર્યા અને મૂર્તિ કંઈક વિકાળ બની, અંગે ભસ્મ ચોળી જગતને તપસ્વીનું રૂપ દેખાડ્યું, અને તેવીજ સ્થિતિમાં દિવસો નિર્ગમન થવા લાગ્યાં.

× × × × ×

અતિશય સંકટો જ્યારે એક વ્યક્તિ ઉપર આવી પડે છે, ત્યારે તે વ્યક્તિનું ચિત્ત અશાન્ત બને છે, તેને કંઈ રસ્તો સુઝતો નથી શું કરવું શું ન કરવું તેનો વિચાર તેનાથી કરી શકાતો નથી. દુઃખની પણ કંઈ સીમા હોવી જોઈએ. લગ્ન થયાં બાદ જીવનરામે એમજ માની લીધું કે સ્ત્રી એ એક મોજ શોખનું સાધન છે, કામકાજ કરવાને ચાકર છે, અને વૈતરું કરવાને ગુલામ છે. સુખ, શાન્તિ અને આરામ માત્ર પુરુષો માટેજ હોય શકે, મોજશોખનું લાયસન્સ માત્ર તેઓજ મેળવી શકે, સ્વતંત્રતા માત્ર તેમનો જ જન્મસિદ્ધ હક છે, તેવી જ માન્યતાથી જીવનરામભાઇ નિરંતર નિરખે પોતના.

• કોમળાંગી નિર્મળાથી આવા કષ્ટો સહન ન થઈ શક્યાં. તે બીચારી મુંઝાવા લાગી, તેને કોઈ રસ્તો ન સુઝ્યો, અને તેની હંમેશની પ્રાર્થનામાં માત્ર યમદેવને ગદા સહિત ત્વરિત આગમન કરવા આમંત્રણ હતું. પોતાના આત્માને સ્વર્ગનો આનંદ ચખાડવા લઈ જવા મૃત્યુ દેવને પ્રતિદીન નિમંત્રણ હતું.

જન્મ મરણની દોરી પ્રભુદેવના હાથમાં છે. મનુષ્યનું ત્યાં કંઈ ચાલતું

નથી. તેની ઇચ્છાથી આંખ ઉઘડે છે અને તેની ઇચ્છાથી આંખ મીંચાયછે, અતિશય દુઃખો પડવાથી નિર્મળાનો વિચાર જીવનનો એકદમ અન્ત લાવવાનો નિશ્ચિત થયો અને તેમ કરવાનો સ્હેલો ઉપાય તે શોધવા લાગી.

નિરંતર જળ ભરવા સરિતા કાંઠે તે જતી. તે સરિતા ઘણી વિશાળ અને બારેમાસ જળથી ભરપુર રહેતી. તેનું વ્હેણુ ઘણું વેગમય હતું. વાર્ષિક એક મનુષ્ય-ભોગ લેવાનો અંહી ધારો થઈ ગયો હતો. કદાચ જળદેવી તેથી સંતોષ પામતા હોય. મુદત થઇ ગયા છતાં હજુ ભોગ ધરાયો નહતો અને તેથી દેવી ભોગાર્થે ઉત્સુક થઈ રહ્યાં હતાં.

જીવનરામ જ્યારે બગાસાં ખાતા, આળસ મરડતા, આંખો ચોળતા પડ્યા હોય, જ્યારે ગૃહ બહાર કૂકડાના સ્વરો ગાજી રહ્યા હોય, જ્યારે ભક્ત જનો સ્નાનથી પરવારી, પાઠ પૂજામાં મગ્ન થયાં હોય, જ્યારે સન્નારીઓ ગૃહ-કાર્યમાં એક ચિત્તે પરોવાઇ હોય, જ્યારે વિદ્યાર્થીઓ પોતાના અભ્યાસ પર ગુંથાયા હોય, જ્યારે સૂર્યોદયને કલાકથી ઓછી વધુ વાર હોય, ત્યારે નિર્ભાગી નિર્મળા, બોટલેકરની દુર્ભાગી દુહિતા, અને જીવનરામની ભાગ્યહીન ભાર્યા, સ્નાન કરી, શુદ્ધ વસ્ત્રો સજી નદી કિનારે જળ ભરવા જતી અને આજે પણ ગઇ. ગઇ તો ખરી, પણ હમેશના જળ ભરવાના સ્થળે નહિં. તે કંઈ ઘણીજ દૂર ચાલી, જ્યાં મનુષ્ય નજરે ન ચડે. " શા માટે આટલું દૂર જવાની જરૂર હોય? દૂર જવાથી કંઇ સ્વચ્છ જળ મળતું હશે? " આવા પ્રશ્નો પાણી ભરનારીઓમાં પરસ્પર પુછાયા. પરંતુ કોઈ તરફથી ખાત્રિ ઉત્તર ન દેવાયો. કોઇના દીલમાં કંઈ વ્હેમ આવ્યો, કોઇ કહે તે બીચારી ઉંઘમાં જતી હશે, અને કોઇ કહે તેને તેવો શોખ થયો હશે. કિંતુ કોઇ ન કહી શક્યું કે તે અબળા યમદેવને ભેટવા જતી હશે, કોઇ ન કહી શક્યું કે તે ભાગ્યહીના સ્વર્ગના સુખ મ્હાલવા જતી હશે, અને ન જાણી શક્યો કોઇ જીવ કે તે અબળા નહિ પણ સબળા બની, શિવને શરણે સીધાવતી હશે.

આજે પ્રાતઃકાળે નિર્મળા જળ ભરવા અત્યંત દૂર ગઇ અને અટકી. આ સ્થળે સર્વત્ર શાન્તિ હતી. કોઇ મનુષ્ય આ સ્થળે દૃષ્ટિગોચર ન થયું. શીર ઉપરનું ત્રાંબાનું બેડું રેતી ઉપર કાંઠે મુક્યું. અને મહાન્ વિચારમાં કેટલોક સમય સરિતા તીરે બેઠી. ત્યાં બેઠી પણ ઘણો વખત બેઠી. શાએ વિચારમાં બેઠી હશે તે શિવ જાણે, પરંતુ દીર્ઘકાળપર્યંત, ડોક નીચી નાખી. પગના અંગુઠાવડે રેતીમાં ખાડો કરતી, ઘડી ઘડી મનમાં કંઈક બબડતી,

'સરિતા કિનારે તે બેઠી. પણ ઓચિંતી અને બેબાકળી તે ઉભી થઇ. જાણે કે દીવાની થઈ ગઈ હોય તેવો ભાસ થયો, અને તેવી જ સ્થિતિમાં તેણે અઘટિત પગલું ભર્યું. નદીમાં ઝંપલાવ્યું. આત્મહત્યામાં રહેલા પાપની દરકાર ન કરી, અને હરિ-પાદ ચુમ્બવા સ્વર્ગ પથે તે પડી. ત્યાં તેને બચાવનાર કોઈ હતું નહિ. ધર્મરાજની કચેરીમાં ન્યાય માગવા તે ગઈ. મૃત્યુ લોકના મનુષ્યોના પ્રપંચોનું માપ આપવા તે ધર્મરાજને ચરણે પડી.

નિર્મળા ગઇ. સદાને માટે આ અવનીપર તેણે પોતાનો ભાર ઓછો કર્યો. જીવનરામને એકલા મુકીને ગઇ. તે બિચારાની હતી તેવીજ સ્થિતિ કરતી ગઇ.

× × × × × ×

જીવનરામ ફરી પોતાની પાપના પ્રપંચ સબંધી સજ્જ થઇ, સુખે મરણી, કોઈ બેવાજ શિકારની ગોતમાં પાણીપતના મેદાને પળ્યા.

( સમાપ્ત. )

---

## સ્વ. શિવશંકર ભગવાનજી ત્રિવેદી સ્મારક શિષ્યવૃત્તિઓ.

સદરહુ શિષ્યવૃત્તિઓ માટે તા. ૧૭ મી જુન સુધીમાં અરજીઓ માગવામાં આવી હતી. તે મુદત લંબાવી તા. ૫ મી જુલાઇ સુધીની રાખવામાં આવે છે. જે વિદ્યાર્થીઓ સદરહુ શિષ્યવૃત્તિઓનો લાભ લેવા ઇચ્છતા હોય તેમણે તા. ૫ મી જુલાઇ સુધીમાં પોતાની સ્થિતિ તથા અભ્યાસના પ્રમાણપત્રો સહિત અરજીઓ મોકલી આપવી.

દોલતખાના ૪૧૦૩-૬. } મન્ત્રીઓ—શ્રી મ. આ. શ્રી બ્રા. કે. મંડળ.
અમદાવાદ.

---

## ખાસ જરૂર છે.

અમદાવાદ છાત્રાલયના ગૃહપતિ તરીકેનું ઓનરરી કામ કરનાર એક ઉત્સાહી શક્તિશાલી જ્ઞાતિ બંધુની ખાસ જરૂર છે. તેવા કોઈ જ્ઞાતિબન્ધુ જરૂર પોતાની સેવાનો લાભ આપવા તત્પર થઈ અમને જણાવશે એવી આશા છે.

દોલતખાના ૪૧૦૩-૬ } મન્ત્રીઓ—શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.
અમદાવાદ.

# खेदजनक अवसान.



ભાવનગરના રહીશ માસ્તર પિતાંબરદાસ ગોવિન્દરામ ત્રિવેદી અધિક જ્યેષ્ઠ શુદ ૯ તા. ૨૪-૫-૨૩ ના રોજ દેવલોક પામ્યા છે. આ ખેદજનક અવસાનથી દરેક જ્ઞાતિ હિતૈષિ હૃદય શોક પામ્યા વિના રહેશે નહિ. સ્વ. પિતાંબરદાસભાઈ નવા અને જુના વચ્ચે પૂલ સમાન હતા. તેઓ નવા જમાનાની જરૂરીયાતો બહુજ સારી રીતે સમજતાં હતા. તેઓએ પોતાનું આખું જીવન શિક્ષક તરિકેના ઉચ્ચ ધંધામાં ગાળ્યું હતું અને તેથી ઉચ્ચ કેળવણીના તેઓ ખાસ હિમાયતી હતા. તેમના બે પુત્રો પ્રોફેસર ત્રિભુવનદાસ અને તેમના લઘુ બન્ધુ પુરૂષોત્તમદાસ બન્નેને તેમણે યુનિવર્હસિટિની ઉચ્ચ કેળવણી આપી છે. ત્રિભોવનદાસ કરાંચી કોલેજની અંદર પ્રોફેસર છે અને રા. પુરૂષોત્તમદાસ પણ કરાંચીમાં હાઇસ્કૂલમાં શિક્ષક તરિકે કામ કરે છે. જ્ઞાતિ ઉન્નતિ માટે સ્વર્ગસ્થ સારો ઉત્સાહ ધરાવતા અને જ્ઞાતિહિતના કામમાં તેઓ ભાગ લેવા ચૂકતા નહિ. ભાવનગર ખાતે ખાસ કરીને ત્રણ વ્યક્તિઓ શ્રીમાન્ વિઠ્ઠલદાસભાઇ, શ્રીમાન્ હરગોવિન્દદાસ મણિશંકર અને સ્વ. પિતાંબરદાસભાઇ જ્ઞાતિ સુધારાના સ્તંભરૂપ ગણાય. તેમાં પિતાંબરદાસભાઇની ખોટ જ્ઞાતિ સમસ્તને અને ખાસ કરીને ભાવનગરની જ્ઞાતિને અસહ્ય થઈ પડશે. લીંબડી પરિષદમાં સ્વ. પિતાંબરદાસભાઈ હાજર હતા. વયોવૃદ્ધ, અનુભવી, ઉત્તમ સલાહ આપનાર જ્ઞાતિ ગૃહસ્થોની આ રીતે દિનપ્રતિદિન પડતી જતી ખોટ તરફ જ્ઞાતિબન્ધુઓએ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. હજી પણ વખતસર નહિં ચેતીએ તો વયોવૃદ્ધ અનુભવી સલાહકારોના અભાવે જ્ઞાતિને દેવાળું ફુંકવાનો વખત જરૂર આવી પહોંચશે. દિનપ્રતિદિન આ ખોટ વધતી જાય છે. વ્હેલાસર નહિં જાગીએ તો જે હવે થોડા ઘણા પણ અનુભવી માર્ગદર્શકો છે તેમનો લાભ પણ આપણે લઇ નહિં શકીએ. સ્વ. પિતાંબરદાસભાઇનું અવસાન આપણને આ બાબતનું સંપૂર્ણ ભાન કરાવે અને તેમના ઉજ્જ્વલ આત્માનો પ્રકાશ સ્વર્ગમાંથીએ આપણને ઉન્નતિપંથ સૂચવ્યા કરે એજ અભ્યર્થના.

તંત્રી.

# श्रीमालि ब्राह्मण संगठन



संसार के इतिहास को देखनेसे पता चलता है कि इस भूमंडल पर कई जातियों का उदय और अस्त हुआ। कई जातियां जिनका प्राचीन संसार में बड़ा नाम था आज नामशेष हो गई हैं, उनका इस वक्त कहीं पता तक नहीं। मानवी स्मृति से वे विस्मृत होगई हैं। आज उनके नाम कहीं २ इतिहासों के पृष्ठ मात्रमें शेष रह गये हैं। उन जातियों का क्यों पतन हुआ वे कौन सी बुराइयां थी जिन के कारण उन का नाम तक मिट गया वह कौनसा घुन था जो उन्हें भीतरही भीतर से खागया और उन्हें सफाचट करगया? इस पर विस्तृत रूप से विवेचन करने की इस वक्त हमारी इच्छा नहीं। तथापि यहां हम उन तत्वों का विश्लेषण करना चाहते हैं जो जातियों को जीवित रखते या मृत्यु के मुखमें ढकेलते हैं। विकास वाद के सुप्रख्यात जनक महामति "डार्विन" महोदय का कथन है कि यह जीवसृष्टि जीवन कलहमय है। इस जीवन कलहमें वे प्राणी जीवित रह सकते हैं जो बदलती हुई परिस्थिति के अनुकूल अपने आपको बनाकर सुसंगठित होजाते हैं. जो ऐसा नहीं करते, जो बदलती हुई परिस्थिति के अनुकूल अपने आप को बनालेने की सामर्थ्य नहीं रखते वे बलवान प्राणियों के शिकार बनकर इस भूमंडल से उठ जाते हैं डार्विन महोदयने ऐसे कई प्राणियों की जातियों का उल्लेख किया है जिनका एक समय इस भूमंडलपर अस्तित्व था पर अब उनका नाम निशान तक नहीं. डार्विन महाशय अपने दीर्घ अन्वेषण से इस नतीजे पर पहुंचे हैं कि इस संसार में योग्यतम की जीत होती है और वेही प्राणी दीर्घ काल तक जी सकते हैं अपना अस्तित्व कायम रख सकते हैं। जो शक्तिमान होतेहैं और बदलती हुई परिस्थिति के अनुसार अपने आपको बनाने का सामर्थ्य रखते हैं. जीव सृष्टि का यही नियम जातियों के जीवन को भी लागू है। क्यों कि राष्ट्र कोई निर्जीव पदार्थ नहीं वह सजीव प्राणियों का केन्द्रस्थल या समुदाय है अगर आप संसार के विराट जातियों के उत्थान और पतन के इतिहास का सूक्ष्म दृष्टि से अब

लोकन करेंगे तो आपको मालूम होगा कि उसमें "योग्यतमकी जीत" का सिद्धान्त बड़ी फुर्ती से अपना काम कर रहा था। जिन राष्ट्रोंने-जिन जातियोंने-अपने आप को पत्थर सी अचल न बनाकर बदलती हुई परिस्थिति के अनुसार अपने आप में आवश्यक परिवर्तन किया वे दीर्घकालतक जीवित रहीं. जो ऐसा न कर सकी वे यातो जीवन कलह युद्धमें समाप्त होगई या दूसरी बलवान जातियां उन्हें हजम कर गई। यह एक प्राकृतिक नियम है जिसे न तो इतिहास ही भुला सकता न समाज शास्त्र हो। अतएव यदि हम अपनी श्रीमालि ब्राह्मण जाति को जीवित रखना चाहते हैं तो हमारा कर्त्तव्य है कि हम प्राकृतिक नियमों की अवहेलना न करें. हम उक्त प्राकृतिक नियमानुसार अपनी श्रीमालि जाति को इस प्रकार मजबूत और सुसंगठित बनाने का यत्न करें जिससे बाहरी हमलों से वह अपना बचाव करती हुई अपने जीवन की-अपने अस्तित्व की रक्षा कर सके इस के लिये आवश्यक है कि श्रीमालि ब्राह्मण जाति को संकीर्ण दायरे से निकाल कर उसे बदलती हुई परिस्थितिके अनुसार बनाई जावे। इस के साथ ही साथ हम ऐतिहासिक तत्वों को न भूल जाँय। इन्हीं के प्रकाशमें इन्हीं के अनुभवमें हम अपनी जाति को मर जाने से बचाने की चेष्टा करें. श्रीमालि जाति एक अर्से से मृतः प्राय अवस्थामें है जिस जातिका आतंक एकदिन अपनी सभ्यता और संस्कृति का प्रकाश सारे संसार पर फैलाया था वही जाति अपने ऐस संकीर्ण भावों के कारण आज तितर बितर हो रहीहै प्रथम तो इस जाति की पूर्ण संख्या का अभाव तिसपर भी हम अचेत पडे रहे तो भय है कि एक दिन वह आयगा जिस दिन इस जाति का नाम मात्र इतिहास के पृष्ट पर रह. जायगा अत एव अपने जातीय जीवन की रक्षा के लिये श्रीमालि ब्राह्मणों को चेतने की अत्यन्त आवश्यका है। उन का कर्त्तव्य है कि वे बदलती हुई परिस्थिति को लक्ष्यमें रख अपना इस प्रकार संगठन करे जिस से उस की इस भावि मृत्यु से रक्षा हो सके। जो जाति अपनी हजम करने की शक्ति को खो देती है और जो तितर बितर अंगों को मिलाने के बजाय अपनी जाति के

लोगों को जाति बहार करने की प्रवृत्ति रखती है जो समय के प्रवाह के साथ तेज़ चाल से नहीं चलती जो अत्याचारियों एवं स्वार्थीयों से अपनी रक्षा का प्रबंध नहीं करती और इस नाजुक स्थितिमें अचेत अवस्थामें रहती है उसका अवश्य पतन होता है। पहले समयमें यही समय की परिस्थिति को देखकर काम करतीथी यही कारण था कि श्रीमालि जाति फलती फूलती रही. इस के विपरीत जब उसमें स्वार्थन्धता घुसी खुदगर्ज़ीपन घुसा अहंभाव की आदत पड़ी प्रभावशाली मनुष्य स्वार्थी होने लगे अपनी बड़ाई के लिये ओरों को जबरन नीचा दिखाने लगे तो जाति में भेद उपभेद पड़ने शुरू हुए. कोइ अंकुश नहीं रहा न्याय कर्ता अधिकतर मौन होगये कुछ स्वार्थियों की बन पड़ी। कितने ही अनुभवी विद्वानों का कहना है कि अगर श्रीमालि जातिमें अपने भाइयों को अलग करने की आदत न होती तो तो आज यह दशा प्राप्त नहीं होती. अनुमान से कइ वर्षों से श्रीमालि जाति की संख्या घटती हो जा रही है परंतु अब कुछ समय से जातिमें जीवन की लहर नजर आती है और अपने गौरव की तरफ फिर से नज़र उठाइ जा रही है. यदि जाति के गण्यमान्य नेता फिरसे इस जाति को फलती फूलती देखना चाहते हैं तो अपने सुविचारों से अपना समय जाति के अभ्युत्थानमें लगावेंगे तो शीघ्रही श्रीमालि जातिका नवजीवन नजर आवेगा. लेखमें कोइ बात असंबद्ध की प्रतीत हो तो माननीय बांधव क्षमा करेंगे ऐसी पूर्ण आशा है.

जाति गंगा का दास

शिवशंकर द्विवेदो.

---

## લીંબડી પરિષદ્‌નો રિપોર્ટ.

એક સુધારો.

સદરહુ રિપોર્ટનાં પાને ૫૪ મે "પ્રોફેસર પ્રાણજીવન નરભેશંકર" એવું સરતચૂકથી છપાયું છે તે સુધારી "પ્રોફેસર નરભેશંકર પ્રાણજીવન દવે" એપ્રમાણે વાંચવા જ્ઞાતિબંધુઓને વિનંતિ છે. મન્ત્રીઓ.

શ્રી. બ્રા. પરિષદ્.

## મકાન ફાળાની ટીકીટોના હિસાબમાં સુધારો.

માર્ચ માસના અંકમાં મકાન ફાળાની ટીકીટો ભરનાર ગૃહસ્થોનાં નામ પ્રસિદ્ધ થયાં છે. તેમાં કેટલીક છાપવાની ભૂલ રહેલી છે તે નીચે પ્રમાણે સુધારી વાંચવા વિનંતિ છે. પાનું ૭૧, શાહ નેણશી ચાંપસી ૧ ને બદલે ૨; તથા શાહ રાયશી વેલજી ૧ ને બદલે ૨. પાનું ૭૨, ડૉ. મહેરવાનજી ધનજી કરંજીયા ૧ ને બદલે ૪, ઓઝા દુર્ગાશંકર રેવાશંકર ૧ ને બદલે ૨, તથા શેઠ લીલાધર મોરારજી ૧ ને બદલે ૨.

મન્ત્રીઓ—શ્રી. ગ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.

---

## મકાન ફાળાની એક રૂપીઆવાળી ટીકીટો.

હા. કેશવરાવ કૃષ્ણ ગોડબોલે તથા પોપટલાલ પેલાભાઈ ઓઝા, કલકત્તા.

- ૧ મી. કેશવકૃષ્ણ ગાડબોલે
- " પોપટલાલ જી. ઓઝા
- " દીગંબર પરશુરામ ગોડબોલે
- " બીજદાસ મથુરાદાસ
- " જગમોહનદાસ કુંપની.
- " છોટાલાલ મોતીલાલ
- " લક્ષ્મીદાસ રણછોડદાસ
- " લાલજી હેમરાજ હરીદાસ
- " વનેચંદ પેલાભાઈ
- " ચુનીલાલ ખુર્શાખીદાસ
- " રામલાલ પ્રેમસીજ
- " મુલજી ગીરધારીદાસ
- " ગીરધર દલાલ
- " શ્રીનીવાસ શીવચંદરાય
- " દલાલ છોટાલાલ મોતીભાઇ.
- " રામલાલ કનૈયાલાલ
- " છોટાલાલ ચુનીલાલ
- " સીતારામ ગોરધનદાસ
- " સુરજમલ જોરદાન
- " માધવદાસ સુરજકરણ
- " જયંતીલાલ જમનાદાસ.
- " ગુલાબચંદ ધનરાજ
- " ભાઈ પુરશોતમદાસ
- " ગજાનન જુગલકીશોર
- " પ્રાણજીવનદાસ હરીકીસનદાસ.

હા. રામપ્રસાદ જગન્નાથ ભટ્ટ.

- ૧ રામપ્રસાદ જગન્નાથ ભટ્ટ અમદાવાદ
- ૧ ત્રવાડી શીવલાલ નારણજી મહુવા
- ૧ લક્ષ્મીશંકર જગનાથ ભટ્ટ ભાવનગર
- ૧ ચિમનલાલ રણછોડદાસ પટેલ અમદાવાદ
- ૧ અધ્યારૂ દામોદર ઝવેરદાસ "
- ૧ ડાહ્યાભાઇ મોતીલાલ પટેલ "
- ૧ રણછોડલાલ મોહનલાલ બારોટ "
- ૨ ચુનીલાલ દલસુખરામ પટેલ "
- ૧ રણછોડલાલ કેશવલાલ પટેલ "
- ૧ રામચન્દ્રભાઈ નરસિંહભાઈ "
- ૧ વિજલાલ મગનલાલ શાહ "
- ૧ શંકરલાલ હરગોવિન્દ ભટ "

૧ દશરથલાલ ત્રંબકલાલ મ્હેતા ”
૧ શા. ફૂલચંદ ગુલાબચંદ ”
૧ રામદાસ ચુનીલાલ પટેલ. ”
૧ પરભુદાસ મોતીચંદ ”

હા. નટવરલાલ મણિશંકર ઓઝા ધોળકા.

૧ ગણપતરામ મગનલાલ ઓઝા ધોળકા
૧ શ્રીભોવનદાસ ગવરીશંકર ”
૧ નટવરલાલ મણિશંકર ઓઝા ”

હા. ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી અમદાવાદ

૧ રવિશંકર ત્રિકમજી ત્રિવેદી, જોડીયા
૨ ત્રંબકલાલ મગનલાલ દવે સૂરત.
૧ રમણીકલાલ શિવશંકર વ્યાસ કલકત્તા
૧ જીવરામ દેવશંકર ત્રવાડી ગોંડળ.

હ. નરભેરામ માધવજી દવે કલકત્તા

૧ નરભેરામ માધવજી દવે કલકત્તા
૧ સી. ડી. દવે, કલકત્તા
૧ રાઘવજી ડી. જોશી મોરબી
૧ હરીલાલ હરીશંકર દવે કલકત્તા
૧ કેશવલાલ કારખાનીસ ”
૨ રામનાથ ગવરીશંકર ”
૨ ધીરજરામ ભગવાનજી ”
૧ પાયધીરભાઇ પાનાચંદ ”
૧ લક્ષ્મીશંકર રેવાશંકર ”
૩ એક બાઇીયા સદગૃહસ્થ ”
૩ એક બાઇીયા સદગૃહસ્થ, સ્વર્ગવાસી બેનના પુણ્યાર્થે, કલકત્તા
૧ કાનજીભાઈ ”
૧ કેશવલાલભાઇ ”
૧ કેશવલાલ હીરજી ”
૨ ડી. જી. મ્હેતા એન્ડ કું. ”
૧ દોલતરાય રેવાશંકર ”
૧ ઉમેદભાઈ ડી. પટેલ ”
૧ નારણજી પરસોત્તમ ઓઝા. ”

૧૭૮
૩૮૫ મેના અંક ગયી જાહેર કરેલા.

કુલ રૂ. ૪૫૯

(મુખ પૃષ્ઠ બીજાનું અનુ.)

માંડવીઃ—ચૈત્ર સુદ ૯ ને દિવસે અત્રેના વિદ્યાર્થીઓને ઇનામ આપવા માટે અત્રેના યુવકમંડળ તરફથી એક સભા થઇ હતી. ત્રવાડી મણિશંકર કરસનજીના હસ્તે ઇનામો વહેંચવામાં આવ્યાં હતાં તે પ્રસંગે ત્રવાડી મણિશંકર કરસનજી તરફથી કોરી ૫૦ તથા રૂ. ૧૦) મંડળને ભેટ આપવામાં આવ્યા હતા તથા બીજા જ્ઞાતિ ગૃહસ્થો તરફથી મંડળને સારી મદદ મળી હતી.

રાજકોટઃ—ઓઝા મંગળજી હરજીવનના પુત્રી મુક્તાગૌરિનાં લગ્ન ભાવનગરવાળા ઓઝા શિવશંકર વનમાળી વેર વૈશાખ વદ ૧૧ ના રોજ થયાં હતાં.

## શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય—અમદાવાદ

રૂ. ગત બે માસમાં મળેલી મદદની યાદી

૨૫) શ્રીમાન્ રા. રા. ગીરધરલાલ ઉત્તમરામ પારેખ વકીલ, અમદાવાદ તરફથી સીમ્પેથાઈઝર તરિકેના વર્ગના અગાઉના રૂા.૧૦૦) સાથે મળીને.

૨૫। રા. રા. રતીલાલ પરમાણંદદાસ મુંબાઈ. તેમના સ્વ. પત્ની સૌ. હરકુંવરના પુણ્યાર્થે ભોજન માટે.

૧૦) રાં. દેવશંકર લક્ષ્મીરામ ગોધા, તેમની પુત્રી ચતુરલક્ષ્મીના લગ્ન પ્રસંગે.

૫) રા. ઓઝા કેટેશ્વર સુંદરજી જામનગર, તેમનાં સ્વ. પત્ની જયાકુંવરના પુણ્યાર્થે.

૧। રા. નૌતમલાલ મયાશંકર ઓઝા, જામનગર, તેમની બ્હેનનાં લગ્ન પ્રસંગે.

૧। રા. દયાશંકર ડાહ્યાભાઈ ઓઝા, જામનગર, તેમના પુત્રના લગ્ન પ્રસંગે.

૫) રા. વિઠ્ઠલદાસ છગનલાલ ઓઝા, બોટાદ, તેમને ત્યાં સીમંત પ્રસંગે.

૫) રા. ગંભીર દુર્લભજી ત્રવાડી, ધોળા, તેમના લગ્ન પ્રસંગે.

૫) ભાઈશંકર કુબેર ત્રવાડી, બોટાદ, તેમની પુત્રીઓના લગ્ન પ્રસંગે.

૧૫૦) સ્વ. શામજી ચત્રભુજ ઓઝાની તિથિ સ્મારકના અગાઉના રૂા. ૧૦૦) સાથે મળતાં હા. મૂળશંકર લીલાધર ત્રિવેદી.

૨) રા. મુકુન્દલાલ હરગોવિન્દદાસ ત્રવાડી, તળાજા તેમના લગ્ન પ્રસંગે.

૫) રા. ખોડારામ મોતીરામ જાની, અમદાવાદ, તેમના લગ્ન પ્રસંગે.

૩) રા. રામપ્રસાદ જગન્નાથ ભટ્ટ, બીજા વર્ગના સભાસદ તરિકેના ૧૯૭૯ના

૧૦) રા. પ્રાણશંકર નર્મદાશંકર ઓઝા મુંબાઈ ભોજન માટે.

૫) રા. શામજી વિશ્વનાથ ઓઝા, રામોદ પુત્રી ભાગીરથીના લગ્ન પ્રસંગે.

૭) રા. પોપટલાલ ઘેલાભાઈ ઓઝા, ભાવનગર ચી. ભાઈ વિનોદરાયના યજ્ઞોપવિત પ્રસંગે.

૫) રા. મંગળજી નારણજી ઓઝા ભુજ, ચી. ગુલાબરાયના લગ્ન પ્રસંગે.

૧૦) " " " " " ચી. બ્હેન રળીઆતના "

૫) રા. કૃષ્ણલાલ કેશવલાલ ત્રિવેદી, ભાવનગર, પ્રથમ વર્ગના સભાસદના ૧૯૭૮ના.

૩) મહાપુરૂષ શામળજી ઓઝા જુનાગઢ, બીજાવર્ગના સભાસદના ૧૯૭૯ના.

૨) રા. મણિશંકર દેવકૃષ્ણ દવે, જુનાગઢ, લગ્ન પ્રસંગે.

૫) રા. દવે ભીમજી જેઠાભાઈ અંજાર તેમના સ્વ. ધર્મપત્ની દીવાળીના પુણ્યાર્થે હા. દોલતરાય ભીમજી.

૫) રા. શુક્લ લક્ષ્મીશંકર વિશ્વનાથ મોરબી, તેમના સ્વ. બ્હેન દીવાળીના પુણ્યાર્થે.
૫) રા. દામોદરદાસ પિતાંબરદાસ ઓઝા વઢવાણ કાંપ, વિદ્યાર્થીઓને ભોજનમાં કેરીઓ આપવા માટે.
૧૦) રા. દયાશંકર જુઠાભાઈ ત્રિવેદી, બોટાદ તેમના પુત્રના લગ્ન પ્રસંગે. હા. મોહનલાલ.
૫) મનોહર ન્હાનાલાલ કવિ અમદાવાદ, પ્રથમ વર્ગના સભાસદ તરીકે ૧૯૭૯ના.
૨) રા. જેશંકર કેશવજીત્રવાડી જામનગર, ચી. જયન્તીલાલના લગ્નપ્રસંગે.
૫) રા. દેવશંકર પ્રભાશંકર દવે, જામનગર, રૂા. ૫૦ ના બીજા હપ્તાના.
૫) રા. વિશ્વનાથ ગોવિન્દજી ભટ્ટ જામનગર, રૂા. ૨૫ ના બીજા હપ્તાના.
૨॥ રા. ઇશ્વરલાલ રામેશ્વર શુક્લ રૂા. ૨૫ ના બીજા હપ્તાના.
૩) ડૉ. પ્રભાશંકર ભાઇશંકર, જામનગર, બીજા વર્ગના સભાસદના ૧૯૭૯ના.
૫) રા. વિષ્ણુશંકર દુર્ગાશંકર ઓઝા, જુનાગઢ, તેમના લગ્ન પ્રસંગે હા. નથુ મોનદાસ ઓઝા.
૫) રા. વલ્લભદાસ રામેશ્વર વોરા, ભાગરાળ, તેમના પુત્રના સગપણ પ્રસંગે.
૫) રા. દયાશંકર પ્રભાશંકર દવે, જામનગર, તેમની પુત્રી શાન્તાગૌરિના લગ્ન પ્રસંગે.
૫) રા. રેવાશંકર ભીમજી દવે, મોરબી, તેમના ભત્રીજા અંબાશંકર પ્રાણજીવનના લગ્ન પ્રસંગે.
૩) રા. ગોપાળજી સુંદરજી ત્રિવેદી, રાજુલા, બીજા વર્ગના સભાસદના ૧૯૭૯ના.
૧૦) મેસર્સ બી. આર. એન્ડ કુ. જેરામપુર, ઝરીઆ.
૫) મેસર્સ પેથા પંચાણ એન્ડ કુ. „ „
૫) શેઠ દેવજી ત્રીકમજી „ „
૫) મેસર્સ એમ. એમ. સી. એન્ડ કુ. જીનાગરા, ઝરીઆ.
૫) મેસર્સ જી. પી. સી. એન્ડ કુ. „ „
૫) શેઠ ખોડાભાઈ રામજી, ઝરીઆ.
૫) મેસર્સ બેંચારજી ગીરૂ એન્ડ કુ. ઝરીઆ.
૧૦) ઓઝા બાપુશંકર ત્રીકમજીના કારજ પ્રસંગે હા. કાલિદાસ કાનજી ઓઝા વઢવાણ શહેર.

---

તત્વું બંધુત્વ, મનુષ્યપ્રેમની પરાકાષ્ટા,—એ સદ્દગુણો અને સાધનોજ સામે પાર પહોંચાડે છે.

અહંતાનો ત્યાગ, પ્રભુની સહાય, અંતઃકરણના પરિઘનો વિસ્તાર, મનની વિશુદ્ધિ, અને પ્રભુમાં તનમયતા,—એ સુયશની રામબાણ સામગ્રીઓ છે. ખરો પ્રેમ પ્રકટ થશે, દેવસમૂહો સહાય થશે અને જીવન દૈવીસ્વરૂપ લેશે. જગત સ્વર્ગની નીસરણીમાં પાંચ દશ સોપાન ઉંચે ચઢશે. તથાસ્તુ.

## संसार.

ડાહ્યા લોકોએ આ દુનિયાનું નામ સંસાર પાડેલું છે. કારણ કે જો તેમાંથી સાર લેતાં આવડે તો ઘણોજ સાર લઇ શકાય તેમ છે. એટલુંજ નહીં પણ તેમાં સારામાં સારો સાર ભરેલો છે. માટે તે સંસાર કહેવાયછે. સંસારમાં શું સાર છે એ તમે જાણો છો? મહાત્માઓ કહે છે કે, સંસાર એ મોટામાં મોટું તીર્થ છે. દુનિયામાં જે અનેક તિર્થ છે તે બધાં તિર્થોનો સંસારમાં સમાવેશ થઇ જાય છે, માટે સંસાર એ મોટામાં મોટું તિર્થ છે. અને તિર્થની કામગીરી શું છે? તિર્થનો હેતુ શો છે? તિર્થ કોને કહે છે? અને તિર્થથી શું શું લાભ થાય છે? આ બધું જાણવું જોઇએ. સંસાર એ મોટામાં મોટું તિર્થ છે, માટે એ તિર્થના સંબંધમાં જ્ઞાનીઓ કહે છે કે, જે ઠેકાણે શાંતિ મળે છે તેનું નામ તિર્થ છે. જે ઠેકાણે જીવ ઠરે તેનું નામ તિર્થ છે. જે ઠેકાણેથી આગળ વધવાના ઉપાયો મળે તેનું નામ તિર્થ છે. જે ઠેકાણે મહાત્માઓ રહેતાં હોય અથવા રહી ગએલા હોય તેનું નામ તિર્થ છે. જે ઠેકાણે નવા નવા અનુભવો મળે તેનું નામ તિર્થ છે. જે ઠેકાણે હૃદયના સંશયો મટે તેનું નામ તિર્થ છે. જે ઠેકાણે ઉત્તમ પ્રકારના સરખા વિચારના જ્ઞાતિબંધુઓ મળે તે તિર્થ છે. જે ઠેકાણે જ્ઞાનીઓના સંસર્ગનો લાભ મળે ને સત્સંગ થાય તેનું નામ તિર્થછે. જે ઠેકાણે પોતાનાં દુઃખો ભુલી જવાય અને પોતાનાં જ્ઞાતિબંધુઓનાં દુઃખો ઓછાં કરી શકાય તેનું નામ તિર્થ છે. જે ઠેકાણેથી પવિત્રતા મળે તેનું નામ તિર્થ છે. જે ઠેકાણે પોતાની ખામીઓ સમજાય ને એ ખામીઓ દૂર કરવાના ઉપાયો મળે તેનું નામ તિર્થ છે. જે ઠેકાણે જવાથી પોતાના સ્વાર્થનો ભોગ આ-

પતાં શીખાય તે તિર્થ છે. જે ઠેકાણે બહારનું તથા અંદરનું કુદરતિ અદ્ભૂત સૌંદર્ય હોય તે તિર્થ છે. જે ઠેકાણે આત્મિક બળ મળે તે તિર્થ છે. જે ઠેકાણે દ્રષ્ટિ ખુલી જાય અને ઉત્તમતા જોવાનું બળ આવી જાય તે તિર્થ છે. જે ઠેકાણે ઇશ્વરનો મહિમા સમજાય તે તિર્થ છે. જે ઠેકાણે જગતની વસ્તુઓની હાલના કરતાં ઘણીજ વધારે કીંમત સમજાય અને તે પ્રમાણે કરી બતાવતાં આવડે તે તિર્થ છે. અને જે ઠેકાણે પોતાનાં તથા બીજાઓનાં દુઃખ કપાય તે તિર્થ છે. અને જે ઠેકાણે પોતાનાં જ્ઞાતિ ભાઇઓની તથા દેશી ભાઇઓની સેવા થાય તે તિર્થ છે. આ બધું અને આનાં કરતાં બીજું ઘણું વધારે સંસારમાં થઈ શકે છે. માટે સંસાર એ સૌથી વધારે મોટું તિર્થ છે. અને આપણાં ધર્મનો તથા દુનિયાના સૌ બીજા ધર્મનો એ મુખ્ય સિદ્ધાંત છે કે, બીજે ઠેકાણે જે પાપ કરેલાં હોય તે પાપ તિર્થમાં જવાથી છુટી જાય છે. પણ તિર્થમાં જે પાપ થાય તે પાપ તો વજ્રના જેવાં સખ્ત બનીને ચોંટી જાય છે. એ પાપનું નિવારણ સહેલાઇથી થઈ શકતું નથી. આમ હોવાથી બીજે ઠેકાણે જે પાપો થએલાં હોય તેની માફી મળી શકે છે; પણ તિર્થમાં જે પાપ થાય તેની માફી મળી શકતી નથી. માટે તિર્થમાં કદી પણ કોઇપણ કારણસર પાપ ન કરવું જોઇએ.

હવે વિચાર કરો કે નાનાં નાનાં તિર્થોમાં પણ પાપ કરાય નહિ અને જો કદિ પાપ થઇ જાય તો તે પાપ વજ્ર લેપ જેવું થઇ જાય છે, ત્યારે જે સૌથી મોટામાં મોટું તિર્થ કે જેની અંદર જગતનાં બધાં તિર્થો આવી જાય છે તેવા મહાન્ તિર્થોમાં પાપ કરવાથી તે પાપ કેટલું બધું ભયંકર થઈ પડે? એ જરા ખ્યાલ તો કરો! માટે સંસારરૂપી તિર્થમાં કોઇપણ જાતનાં પાપ ન થાય એ સંભાળજો.

આપણને આપણાં આત્માનું કલ્યાણ કરવાની તક મળે તે સારૂ પરમ કૃપાળુ પરમાત્માએ આ સંસારરૂપી તિર્થમાં આપણને મોકલેલા છે, કારણકે શાસ્ત્રમાં કહેલું છે કે, આ સંસાર છે તે કર્મભૂમિ છે. એટલે કે સારાંસારાં કામો કરી લેવાની આ જગ્યા છે. સંસાર એ આપણાં જ્ઞાતિ ભાઇઓની તથા દેશી ભાઇઓની સેવા કરવાનું મંદિર છે. સંસાર તથા દેહ એ બે વિનાની સ્થિતિમાં જ્યારે જીવ હોય ત્યારે તે કાંઈ કરી શકતો નથી, પણ જીવને જ્યારે દેહની મદદ મળે તથા સંસારસમુદ્રરૂપી મહાન્ તિર્થ મળે ત્યારે તે પોતાની ફરજને બરોબર રીતે બજાવી શકે છે, અને ત્યારેજ તે પ્રભુના

પગલે પગલે ચાલીને અંતે મોક્ષ મેળવી શકે છે. માટે યાદ રાખજો કે દેહ તથા સંસાર એ કાંઈ નકામી વસ્તુ નથી, એ કાંઈ દુઃખ દેવાની વસ્તુ નથી, એ કાંઈ માણસોને પાછળ પાડવાનાં સાધનો નથી, એ કાંઈ જીવને બંધનમાં રાખી મૂકવાનાં સાધનો નથી, અને એ કાંઈ ગમે તેમ ઉડાવી દેવા જેવી બાબત નથી. પણ જેની અંદર સર્વે તિર્થ રહ્યાંછે એવો સંસારસમુદ્ર છે, માટે તે સૌથી મોટામાં મોટું તિર્થ છે, અને એ સમુદ્રને તરવા માટે દેહરૂપી વહાણ મળેલું છે, માટે એનો દુરૂપયોગ થવા દેશોમાં, પણ જેમ બને તેમ તેનો સદ્‌ઉપયોગ કરજો અને મહાન્ સંસાર તિર્થમાં પાપ ધોવાઇ જાય અને પવિત્રતા આવી જાય તેમ કરજો. એમ કરવું એ જ જીંદગીની સાર્થકતા છે. અને તે સારૂ જ પરમ કૃપાળુ પરમાત્માએ આપણને આ સંસારરૂપી તિર્થ આપેલું છે માટે ઘણાએ અજ્ઞાનીઓ કહ્યા કરે છે તેમ સંસારને અજ્ઞાનનાજ ફળરૂપ સમજશોમાં, અને દેહને પાપનું ફળ સમજશોમાં, પણ ચોખ્ખી રીતે એમ સમજી લેજો કે, મનુષ્ય અવતાર એ બહુ મોટા પુણ્યનું ફળ છે અને મોક્ષ મેળવવાની અમૂલ્ય તક આપવા સારૂ જ સંસારરૂપી તિર્થ આપણને મળેલું છે. માટે એ મહાન્ તિર્થમાં જેમ ખૂબ જપ, તપ, ધ્યાન, વ્રત આદિ થાય તેમ કરવું જોઇએ. એ મહાન તિર્થમાં જેમ બને તેમ વધુમાં વધુ પવિત્ર રહેવાય તેમ કરવું જોઇએ. એ મહાન તિર્થમાં જેમ ખૂબ નવા નવા અનુભવો મળે તેમ કરવું જોઇએ, અને એ મહાન તિર્થમાં જેમ આત્માની શાંતિ મેળવી શકાય તેમ કરવું જોઇએ. એમ કરવું એ આપણી ફરજ છે, અને એ માટે જીંદગી છે. માટે જેમ બને તેમ સંસારરૂપી તિર્થમાં સારી રીતે વરતાય અને તેનો ખૂબ લાભ લેવાય અને મનુષ્યમાંથી દેવ થવાય તેમ કરજો. અને સંસાર એ પાપ ધોવાનું તિર્થ છે, માટે તેમાં પાપ ધોવાની કોશિશ કરજો અને નવાં પાપ ન થાય એ સંભાળજો. એજ અમારી પ્રાર્થના છે.

છોટાલાલ દલપતરામ કવિ.

श्री ॐ

# स्वर्गस्थ केशवलाल त्रीभुवन कवि (कुंडलाकर).

પ્રશ્નોરા જ્ઞાતિમાં જેમ વૈદકનો ધંધો વધારે પ્રમાણમાં પ્રચલિત જોવામાં આવે છે તેમ આપણી જ્ઞાતિમાં કવિનો ધંધો પણ વધારે પ્રમાણમાં પ્રચલિત જોવામાં આવે છે. ચારણ અને બ્રહ્મભટની જ્ઞાતિઓને બાજુ મુકીએ તો આપણી જ્ઞાતિની સંખ્યાના પ્રમાણમાં થયેલા કવિઓ અન્ય જ્ઞાતિઓની સંખ્યાનાં પ્રમાણમાં વધારે જોવામાં આવ્યા વગર રહેશે નહિં. પ્રાચિન કવિ શિરોમણી પંક્તિમાંના મશહુર ગણાયલા કવિ માઘ અને કવિ દંડી પછીના સ્વર્ગસ્થ કવિવર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઈ. ઈ. ના સમય સુધીમાં આપણી જ્ઞાતિની પરિસ્થિતિનો ઇતિહાસ હજુ અંધારામાં છે તો પણ મારવાડ-મેવાડમાં એ સમયની જાહોજલાલીનાં દશ્ય આજે પણ અનુમાનદ્વારા તેમજ સુખકથાદ્વારા મળી આવે છે અને ત્યાર પછીના પાટણ-ધોળકાની પ્રખ્યાતિના બનાવો હજુ આપણા હૃદયપટ પર તાજાજ જણાય છે. એટલે આ કાળમાં આપણી જ્ઞાતિમાં કવિઓ હશે પણ તે અજવાળામાં આવ્યા જણાતા નથી. મેવાડ-મારવાડ વાસીઓના પરિચય વગર તેમજ ઇતિહાસ વગર તે બંધુઓના જીવનક્રમો હજુ આપણે જાણી શક્યા નથી. પરંતુ હાલ જોધપુર વિગેરે સ્થળોએ વિદ્વાન-પંડિતો છે અને તેથી તે ભુમિમાં પણ તે સમયમાં કવિઓ હશે એવી પ્રતિતિ થાય છે.

કવિશ્વર દલપતરામના સમય પછી તો ગુર્જર કવિઓમાં આપણી જ્ઞાતિના કવિઓ ગણાતા આવ્યા છે. આ ગણનામાં ગણાયલા યુવાન કવિ સ્વર્ગસ્થ કેશવલાલ ત્રીભુવન ઓઝા (કુંડલાકર) પણ ગણાય છે. અને તેના લખેલા પ્રસિદ્ધ થએલા પુસ્તકો પણ શ્રી રણછોડજીના ભાવિક ભક્તોમાં આજેયે છુટથી વંચાય છે. આ યુવાન કવિ લાંબા સમય જીવ્યા હોત તો ભક્તિમાર્ગમાં ઘણું સારૂં લખી શકત. કારણ કે આ કવિ સાહિત્ય અને અને સાંસારિક વિષય કરતાં શ્રી રણછોડજી મહારાજના અનન્ય ભક્ત હોઈ ભક્તિમાર્ગનાંજ કાવ્ય વધારે પ્રમાણમાં કરતા હતા.

આ ભક્ત કવિનો જન્મ કુંડલામાં સંવત ૧૯૪૮ ની સાલમાં થયો હતો જો કે તેઓ ગુજરાતી ઉપરાંત અંગ્રેજીમાં છઠ્ઠા ધોરણ સુધીજ આગળ

વધ્યા હતા, પરંતુ ન્હાનપણથીજ ભક્તિમાર્ગના સંસ્કાર પડવાથી ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ કરવામાં વધારે ઉત્સાહી હતા અને તેથી તેમણે સંસ્કૃતમાં પણ સારો અભ્યાસ કરી ભાગવતાદિ પુરાણો અને સામવેદ સંહિતાનો પણ અભ્યાસ કર્યો હતો, કવિને મુળથીજ પ્રારબ્ધ ઉપર વધારે આસ્થા હોવાથી કમાવાની છવતોડ ખટપટમાં નહિં પડતાં ઇશ્વિરોપાસનામાંજ પ્રેમપૂર્વક લક્ષ આપતા હતા, જો કે પ્રસંગોપાત તેઓ મુંબઇ રહી નાંટક કંપનીઓમાં નાટકો લખી આપવાનું કામ કરતા હતા. અનાથ બાળાની દીલ ઉશ્કેરનારી નોવેલ પણ તેઓએ આજ સમયમાં લખી છે.

કાઠિઆવાડમાં (સિંહગઢ) શિહોરના સુપ્રસિદ્ધ સ્થળમાં આપણા પતિતપાવન ગૌતમ મુનિના આશ્રમ સ્થાનમાં વિરાજતા ગૌતમેશ્વર મહાદેવમાં લગભગ કવિ બે વર્ષ રહ્યા હતા અને અનુષ્ઠાનાદિ સત્કર્મ કરી ઇશ્વિરપ્રીતિ મેળવવાને ભાગ્યશાળી બન્યા હતા. "ગૌતમેશ્વરની બલિહારી" નામકગ્રંથ પણ તેઓએ આ નિવૃત્તિ નિવાસનાજ સમયે લખ્યો છે.

ભાવના પ્રમાણેના સિદ્ધિ પ્રાપ્ત થાય છે એ કહેવતાનુસાર કવિને શ્રી રણછોડજી મહારાજ પર અનન્ય શ્રદ્ધા હતી તેથી રણછોડજી મહારાજે પણ તેમનાજ દરબારમાં આ ભાવિક ભક્તને કેમ જાણે બોલાવી ન લીધા હોય તેવી રીતે કવિ ૧૯૬૭ ની સાલમાં માણેકઠારીના પવિત્ર પર્વ નિમિત્ત શ્રી ડાકોરજી આવેલા અને ત્યાર બાદ ત્યાંજ નિવાસ કરી રહેલા ડાકોરમાં રહીને પણ માત્ર ઇશ્વિર પ્રેરીત આવક ઉપરજ અને શ્રી રણછોડરાયજીના સમાસમાના નાનાવિધ કાવ્યો બનાવી જુદા જુદા પુસ્તકો આકારમાં છપાવી તેની આવકપરજ નિર્વાહ ચલાવતા અને અહોનિશ રણછોડજીની ભક્તિમાંજ નિમગ્ન રહેતા. મહાન ભક્તોની માફક કુટુંબ નિર્વાહ રણછોડજી પરજ રહેવા દઇ પોતે તેમની ભક્તિ કરવાનુંજ કર્તવ્ય છેવટ સુધી બજાવ્યું છે અને ઇશ્વરની ભક્તિ કરતાં કુટુંબ નિર્વાહની મુસીબત નથી પડતી તેનું સાક્ષાત દષ્ટાંત આ કળી કાળમાં કવિએ પુરૂં પાડયું છે. રણછોડ મહારાજની સાત સમયાની ઝાંખી, શ્રી રણછોડ દર્શનિકા, શ્રી રણછોડ કિર્તનમાળા વિગેરે ગ્રંથો નાના પણ ભાવાત્મક ભક્તિરસથી ભરપુર કવિએ ડાકોર નિવાસ કર્યા પછીજ બનાવ્યા છે અને તે ગાવામાંજ તલ્લીન રહેતા હતા. કવિ જાતે વાચાળ, મધુભાષી અને મળતાવડા હતા; તેથી સર્વ સાથે પ્રેમભાવ મેળવી શકતા હતા. ડાકોર જેવા તકરારી બ્રહ્મનિવાસી સ્થળમાંયે કાયમનો નિવાસ કરી વસવા છતાં ત્યાંના ભિન્ન ભિન્ન સ્વાર્થિય બુદ્ધિ ભૂદેવોમાં પણ પ્રીતિ

મેળવી શકયા છે એ એમની ઉચ્ચ પદની સાક્ષીરૂપ છે. વળી કવિ સત્ય પથગામી અને ધર્મપરાયણ હોવાથી ગમે તેવી સ્થીતિ હોવા છતાં પણ તેમની બગિનિને સારે સ્થળે ડાકોરમાંજ કોઇપણ પ્રકારના વિક્રય વગર ખરેખર કન્યાદાન રૂપેજ તેણે વરાવ્યાં હતાં. આથી બોલીને નહિં પણ કર્તવ્ય કરીનેજ અન્યને દષ્ટાંત આપવાના અભિલાષી કવિ હતા એમ સિદ્ધ થાય છે.

કવિ ભક્તિમાર્ગમાં કેટલા આગળ વધ્યા હતા અને ઇશ્વર ઉપર તેમની કેટલી શ્રદ્ધા હતી તથા કર્મની ગતિ કેવી વિચિત્ર છે એ કવિના છેલ્લા વર્ષના જીવન ઉપરથી પ્રતિત થાય છે. કવિ પોતાના સહકુટુંબ (પત્નિ, બે બાળાઓ, વિધવા બ્હેન, પિતા, બે ભાઇઓ )સહ બદ્રીનાથજીની યાત્રાએ સંવત ૧૯૭૮ ના વૈશાકમાં સિધાવ્યા હતા. પ્રથમ પુષ્કરરાજ પછી ગોકુળ, મથુરા, હરદ્વાર, ગંગોત્રી, બદ્રીનાથ, કેદારેશ્વર, રુષિકેશ,' મિપુત્રી, કાશી વિગેરે પવિત્ર સ્થળોએ યાત્રા કરી રુષિકેશમાંથીજ અક્ષરધામની પ્રાપ્તિની તૈયારીનો સંદેશા તાવ રૂપે લઈ આવ્યા હતા. જ્યાં રહેતા ત્યાં પારાયણ કરી આગળ વધતા અને ખર્ચ મેળવતા. યાત્રા દરમ્યાન તેમણે સાત પારાયણો જુદા જુદા સ્થળોએ કરી છે. કવિના દ્વિતિય બંધુને પણ મંદવાડ લાગુ પડવાથી તેઓ ગયા, જગનાથ ન જઇ શકયા અને મુંબઈ આવ્યા. ત્યાંથી પાણીફેર માટે બરકાળ જઈ અનસુયા ગયા. ત્યાંજ તેમનાં દ્વિતિય બંધુનો સ્વર્ગવાસ થયો. કવિની સ્થિતિ તો આ વખતે પણ તદ્દન અશક્તજ હતી. તો પણ બંધુની ઉત્તર ક્રિયા ધાર્મિક વિધિએ ત્યાંજ નર્મદાના પવિત્ર તટપર કરી બરકાળમાં બ્રહ્મ ભોજન કર્યું. ત્યાંથી સિદ્ધા ડાકોર આવતાંજ સ્ટેશનેથી ઝોળીએ ઘેર લાવતાં લાવતાં પણ શ્રી રણછોડજીની ઝાંખી કરી અને તેનાજ દરબારમાં તેનાંજ આશ્રયે આવી તેમનીજ કૃપાપર જીવનદોરી છોડી કરેલા ગુન્હાની માફી માગી. ઘેર આવ્યા પછી ત્રીજેજ દિવસે એટલે સંવત ૧૯૭૮ ના પોશ શુદ ૧૧ ના રોજ પ્રાતઃકાળમાં કવિએ આ ફાની દુનિયાનો ત્યાગ કરી અક્ષરધામની પ્રાપ્તિ કરી. પાછળ દુઃખી વૃદ્ધ પિતા, પત્નિ, બે બાળાઓ અને બે ભાઇઓ, વિધવા બ્હેન મુકી ગયા છે. તેમનાં પિતા પણ હવે તો ડાકોરમાંજ રણછોડજીના સ્મરણમાંજ બાકીના દુઃખી દિવસો વિતાવે છે. તેઓ પણ જ્ઞાતી અને તડકાં ધ્રોયાના અનુભવી શોધ ઇશ્વર પરાયણજ જીવન વ્યતિત કરે છે.

આ ભક્ત કવિની કહાણી આપણી જ્ઞાતિમાં શોભારૂપ છે. જો કે કવિનો માર્ગ ભક્તિમય હતો એટલે તેઓએ અન્ય માર્ગમાં જ્ઞાતિ ઉન્નતિ

માર્ગમાં લક્ષ આપ્યું નથી. તોપણ તેમની રહેણી કરણી અને લાગણી જ્ઞાતિ ઉન્નતિના માર્ગપરજ હતી એમ તેમના જીવન ક્રમથી પરખાઈ આવે છે. કવિના ૩૧ વર્ષના યુવાન વયમાં થએલા અકાળ સ્વર્ગવાસથી જ્ઞાતિને ખોટ પડી છે એમતો કહેવુંજ જોઇએ. છેલ્લા બે વર્ષોમાં જ્ઞાતિએ ગુમાવેલા બે ચાર જ્ઞાતિ શોભારૂપ યુવાનોમાં કવિ પણ ગણાય છે.

"પ્રેમી."

---

## गरीबनो चेलो.



લેખક:—મગનલાલ ત્રિવેદી.



### પ્રકરણ પહેલું.



#### સોદો.



'હવે બહુ થયું વ્રજેશંકરભાઈ; બહુ તાણુવામાં માલ નહીં. ચાર હજાર કંઈ ઓછા નથી, સમજ્યાને!

'પરન્તુ રામશંકર કાકા, ત્હમે કંઈ કન્યાની કિંમત આંકશો કે એમને એમ બોલ્યે જ જશો. કંચન જેવી છે, સમજ્યાને. નરદમ સોનું! તે એમ નાખી દેવાના મૂલ્યે ન આપી શકાય. પૂરા છ હજાર કરી આપો જો પરણવાની ઇચ્છા હોય તો.' જાણે કે કોઇ વેપારી ગ્રાહકને મુખે પોતાના માલના વખાણ ન કરી રહ્યો હોય તેમ વ્રજેશંકર બોલ્યો.

'પરન્તુ કન્યાની ઉમર દસ જ વર્ષની છે. જો બે ચાર વર્ષ વધારે થયા હોત તો છ શું આઠ હજાર ખરચી નાખત!' વાંકા વળી ગએલા રામશંકર કાકાએ જરા ટટ્ટાર બેની જવાબ આપ્યો.

'તેથી શું થયું? ત્હેની ઉમર ન્હાની છે, તો ત્હમે પૂરા સાઠે પહોંચ્યા છોને? ત્હમારી ઉમ્મરને તો કોઈ ટીલાવે પણ નહીં, એ તો હું જ ભલો કે ત્હમને ઘરડે ઘડપણે રંડાપાનું દુઃખ પડે એ ન જોઇ શકવાથી મ્હારી

પુત્રી આપું છું. અને મ્હારી પુત્રી શું ન્હાની છે ? અરે પેલા કપિયાશંકરની દિકરી તો આઠ ૯૮ વરસની પરણી અને તેયે વળી ત્રીજવર સાથે, પૂરા પચાસે પહોંચેલા સાથે. માટે હવે મોઢું ગળ્યું ગમળાવોમાં. કહીયો પુરા ૭ હજાર, જો પરણવાની ઇચ્છા હોય તો નહીંતર......પરન્તુ આવી કન્યા બીજે ક્યાંય નહીં મળી શકે, હો !'

રામશંકર કાકા વિચારમાં પડી ગયા. મોરારભટ્ટે તેમને પરણવાનું આનક ચડાવ્યું હતું અને પાસે પૈસો પુષ્કળ હતો એટલે બાયડી આવી પડ- પણ પાળે એવી ઇચ્છાથી ત્હેમણે પરણવાનો વિચાર કર્યો હતો. ફરી ફરીને ક્યાં પરણવા આવવાના હતા ! એટલે જીવનનો આ છેલ્લો લ્હાવો લઇ લેવો એમ ત્હેમને થઇ આવ્યું. કદિ બોલ હતા તો પણ ત્હેમની લાલસા શમી ન હતી. મોરારભટ્ટે કરેલું વજેશંકરની દિકરીનું વર્ણન સાંભળી ત્હેમનું મન ઉંચુ નીચું થઈ રહ્યું હતું. અને મનની લાલસાને વશ થઈ તેઓ આજે સારૂ સુધારવા વજેશંકર પાસે આવ્યા હતા. પરન્તુ દામ વધારે બેસતા હતા એટલે જરા મન પાછું પડી જતું હતું.–ત્હેમને વિચારમાં પડી ગએલા જોઇ પાસે ઉભેલા મોરારભટ્ટ બોલી ઉઠયાઃ—

"શું રામશંકર ભાઈ! એમાં તે શું વિચાર કરવાનો છે? કહીયો ૭ હજાર. ફેર તો બે હજારનો ૯૮ છે ને? ઓહો! એ તે કઇ બિસાતમાં?' જાણે કે પેર ટંકશાળ કેમ ન પડતી હોય તેમ બે હજારનો ફેર મોરારભટ્ટને મન કંઈજ નહતો! ઘેર તો દિકરો એક પૈસાનું શાક વધારે લઇ આવે તો લાકડી લઈને ઉઠતા અને અહીં તો મોટી મોટી વાતો કરી રહ્યા હતા. શા માટે ન કરે? આશું ત્રીસ ટકા કમીશન મળવાનું હતું.

પરન્તુ ગમે તેમ હો, રામશંકર કાકા કંઈક ગુંચવાડામાં પડી ગયા હતા. પણીવારે તેઓ બોલ્યા, ' ના! ના! હવે મ્હારો વિચાર ફરી ગયો છે. હવી જીવીને હવે હું કેટલાં વર્ષ આ દુનિયામાં રહેવાનો હતો? ઘેર દિકરાની વહુ છે તે રોટલા કરી ખવડાવશે અને આપણે ભગવાન ભજન કરી દિવસ ગાળશું. હવે આ અવસ્થાએ ઉપાધિ વહોરી લેવાનો વિચાર નથી થતો. મ્હારા દિકરાને હું ભિખારી બનાવી મૂકવા નથી ઇચ્છતો.'

મોરારભટ્ટ અને વજેશંકર ચમક્યા. બન્નેએ એક બીજા સામું જોયું. શિકાર હાથથી છટકે છે એમ ત્હેમને લાગ્યું. પરન્તુ મોરારભટ્ટ એમ ત્રીસ ટકાનું કમીશન જતું કરે તેવા નહતા. તેઓ બોલી ઉઠયા, ' અરે રામશંકરભાઈ!

આ શું ? ત્હમારી અક્કલ બ્હેર મારી ગઈ છે કે શું ? કે પછી સાઠે બુદ્ધિ નાઠી. આ ઉમ્મરે દિકરાના હાથ નીચે પરાધીન બની રહેવું, ઘરમાં એક પરાયા જેમ વસવું અને ટાઢું શીળું જે મળે તે ખાઇ લેવું એ તે કઇ રીત છે ? પ્રભુએ આપેલી લક્ષ્મી છે, આખી જીંદગી કામી કામીને ભેગું કર્યું છે, તે શું દિકરાને દઈ દેવા માટે ? વળી આ કન્યા જોઇ છે ? રૂપરૂપનો અંબાર ! ડહાપણ તો ત્હેનું જ. નવરાશની વેળાયે ઘડી છે. વજેશંકરભાઈ ! ત્હમેયે શું આમ નાકું પકડી રહ્યા છો. ચાલો હજાર ઓછા પાંચ હજાર આપો, કરો કંકુના !

રૂપીઆ એક હજાર ભાવમાં ઉતરી ગયા ત્હેના પ્રમાણમાં રામશંકર કાકાનો સ્મશાન વૈરાગ્ય પણ ઓછો થઇ ગયો. તેઓ બોલ્યો, 'પણ,—આ અવસ્થાએ ?'

'અવસ્થા અવસ્થા શું કરો છો. એંશી એંશી વરસના પરણે છે, તો ત્હમને તો સાઠ જ થયા છે !' મોરારભટે સમજણ પાડી.

'ઠીક, પણ ચાર હજારથી વધારે તો હું નહીં જ આપી શકું.'

'પરન્તુ કાકા, જરા તો વિચાર કરો. ચાર હજાર તો મ્હારે ખર્ચમાં જ ચાલ્યા જાય,' જાણે કે ગળગળો થઇ ન ગયો હોય તેમ વજેશંકર બોલ્યો.

'તે ગમે તેમ હોય પણ તેથી વધારે ખર્ચવાની આપણી શક્તિ નથી.'

'રકઝક બહુ જ થઇ. પરન્તુ રામશંકર કાકા એક ટળી બે થયા નહીં છેવટે ચાર હજારે સોદો નક્કી થયો અને વસન્ત પંચમીના ઘડીઆ—વણુ-પૂછ્યાં લગ્ન લેવાણા.

'પણ કાકા ! આ રૂપીઆની વાત ન્યાતના પટેલીઆઓ પાસે ન જાય હો, નહીંતર મ્હારા બેટા કારાપીરા કરી મૂકશે,' વજેશંકર બીતો બીતો બોલ્યો.

'અરે હોય ! એ શું બોલ્યા મ્હારી આબરૂ નો જાય ? હું તો કહેવાનો કે કંકુએ કન્યા આપી છે.' કાકાને બોલતાં જરાએ વિચાર પણ ન થયો કે તે સાંભળતાં જ લોકો ત્હેમની પોલ જાણી જશે ! પરન્તુ તેઓ આંધળા બની રહ્યા હતા. રાક્ષસી ઉલ્લાસ આડે કશું જોઇ શકતા નહતા !

એક નિર્દોષ બાલિકાનું ભવિષ્ય વૃદ્ધની દાઢીએ બાંધી એ ત્રીપુટી વિખરાણી.

(અપૂર્ણ.)

# प्रासंगिक नोंध अने चर्चा.

**प्रान्तिक सम्मेलनो**—લીંબડી ખાતે ભરાએલી પરિષદે જ્ઞાતિમાં નવજીવન નવો ઉત્સાહ, કાંઇ કાર્ય કરવાની વૃત્તિ પ્રદિપ્ત કરી છે, તેટલે દરજ્જે તેની સફળતા ગણી શકાય. પરન્તુ જ્ઞાતિ સમૂહને એક સરખા રિવાજો ઉપર એકત્રીત કરવા માટે તેના જૂદા જૂદા વિભાગો, કળાયણ–બીન કળીયણ, સામવેદી–યજુર્વેદિ વગેરે વિભાગોના જૂદા જૂદા સમૂહ, તેમજ એક જાતના લગ્નાદિક રિવાજ વગેરે સ્વીકારનાર સમવાઓએ એકત્રીત થઇ સમસ્ત જ્ઞાતિને એકત્ર કરવાના પાયારૂપ એક ધોરણ સ્વીકારવું જોઇએ છે. જ્યાં સુધી લગ્નાદિક પાછળ થતું ખર્ચનું ધોરણ તથા બીજા રીત રીવાજો જૂદા જૂદા સમવા અને જૂદા જૂદા જ્ઞાતિ વિભાગોમાં જૂદા જૂદા છે ત્યાં સુધી સમસ્ત જ્ઞાતિને એકત્ર કરવાના બધા પ્રયાસો નિષ્ફળજ નીવડવાના અને ગમે તેવી કોન્ફરન્સો ભરાય તો પણ તેની પાછળ થતું ખર્ચ વ્યર્થજ જવાનું. વીસ વર્ષ પૂર્વે લીંબડીની પરિષદની જરૂર જ્ઞાતિમાં નવો ઉત્સાહ લાવવા માટે, જ્ઞાતિમાં સુધારાની જરૂરીઆત સમજાવવા માટે, જ્ઞાતિમાં કાર્ય કરવાની વૃત્તિ પ્રેરવા માટે, અવશ્ય હતીજ. તે કાર્ય થઇ ચુક્યું છે હવે સમસ્ત શ્રીમાળીઓની પરિષદ ભરતાં પહેલાં જ્ઞાતિના જૂદા જૂદા વિભાગોનો અમુક ચોક્કસ બાબતોમાં નિર્ણય થવાની જરૂર છે. સમસ્ત જ્ઞાતિને એકત્ર કરવા માટે જ્ઞાતિના રીતરિવાજો વગેરેનાં એક ધોરણ થવાં જોઇએ અને એ ધોરણો દરેક વિભાગ એકત્ર થઇ પોતે સ્વીકારવાની તત્પરતા ન દર્શાવે ત્યાં સુધી જ્ઞાતિ ઉન્નત્તિ માટે આગળ કોઇ જાતનો પ્રયાસ કરવો અગરતો બીજી પરિષદ ભરવા માટે પ્રયાસ કરવો નકામો છે. ગત પરિષદના પ્રમુખ શ્રીમાન્ વિઠ્ઠલદાસભાઇએ જ્ઞાતિને એકત્રીત કરવા માટે અને જ્ઞાતિના સુધારાના ખાસ મુદ્દાઓ માટે ચાર પત્રિકાઓ બહાર પાડી એકત્રીત થઈ શકવાનું સ્પષ્ટ ધોરણ સમજાવ્યું છે, તેમજ જ્ઞાતિ સંગઠન કરવાના વ્યવહારૂ ઉપાયો આપણને દર્શાવ્યા છે. તેમણે જણાવેલું ધોરણ તથા તેમણે જે સૂચનાઓ કરેલી છે તે અગત્યની અને વ્યવહારૂ છે. જો જ્ઞાતિ એક સમગ્ર જ્ઞાતિનું સ્વરૂપ પકડવા માગતી હોય, જો જ્ઞાતિ સુધારણાની માત્ર વાતોજ કરવા માગતી નહોય, જો જ્ઞાતિ પોતાનું સંગઠન કરવા માટે વ્યર્થ ખર્ચો બચાવવા માગતી હોય, તો પહેલ વહેલાં જ્ઞાતિ સમુદાયવાળા મુખ્ય મુખ્ય પ્રાન્તોએ શ્રીમાન

વિઠ્ઠલદાસભાઇએ બતાવેલું વ્યવહાર ધોરણ કે તેને બદલે બીજું કોઈ વ્યવહાર ધોરણ પોતે સ્વીકારવા તૈયાર છે કે નહિ, પોતે તે ધોરણને બદલે બીજું કોઇ વ્યવહાર ધોરણ સૂચવી શકે તેમ છે કે નહિ અગર તો પોતાનું આવગું ધોરણ રાખી જ્ઞાતિ સંગઠન માટે પોતે બીજી કોઇ સમગ્ર જ્ઞાતિને સ્વીકાર્ય એવી વ્યવહાર સૂચનાઓ કરી શકે તેમ છે કે નહિ તે બાબતનો નિર્ણય કરવા માટે દરેક પ્રાન્તિક વિભાગે પ્રથમ એકત્ર થવાની જરૂર રહે છે. જ્યાં સુધી દરેક પ્રાન્ત પોતે પોતાનો નિશ્ચય જાહેર કરી ન શકે ત્યાં સુધી જ્ઞાતિ સંગઠનનું કાર્ય બીજી કોઈપણ સમગ્ર જ્ઞાતિની પરિષદ્ કરી શકવાની નથી. તેથી દરેક પ્રાન્તે શ્રીમાન્ વિઠ્ઠલદાસભાઇએ કરેલી સૂચનાઓ અને સામાન્ય ધોરણ બાબત પોતાનો નિર્ણય કરવા માટે તેમજ પોતાના પ્રાન્તિક સમવા અને વિભાગ માટે બીજા સુધારાઓ બાબત વિચાર કરવા માટે પોતાનું પ્રાન્તિક સમ્મેલન પ્રથમ ભરવાની ખાસ જરૂર છે. ગૂજરાત કાઠીયાવાડના મૂખ્ય પ્રાન્તિક વિભાગો નીચે પ્રમાણે છેઃ—

(૧) ગૂજરાત—અગર તેના બે વિભાગ—એક ઉત્તર ગૂજરાત જેમાં પાટણ, ખેરાળુ, સુજપર વગેરેનો સમાવેશ થઈ શકે—બીજો ધોળકા, અમદાવાદ, વડોદરા, સુરત, ભરૂચ, શુક્લતિર્થ. બરકાલ, ખંભાત વગેરે સ્થાનો—એવા તેના બે વિભાગ. (૨) કાઠીયાવાડ—તેમાં (અ) ગોહીલવાડ, (બ) ઝાલાવાડ, (ક) હાલાર, (ડ) સૌરાષ્ટ્ર એવા બે મૂખ્ય વિભાગ અગર તો છ પેટા વિભાગો તેના સમ્મેલનો ભરાવાની પ્રથમ જરૂર છે. છએ પેટા વિભાગનું જુદું સમ્મેલન થાય તે વધારે ઇચ્છિવા જેવું છે એવું અમારૂં માનવું છે. કચ્છ વિભાગ જૂદો નહિ પાડતાં તેનો સમાવેશ હાલાર તથા ઝાલાવાડમાં થઇ જશે.

ઉપર જણાવેલા છ પેટા વિભાગોનાં સમ્મેલનો તુરતમાંજ ભરાવાં જોઇએ. અને તેમણે શ્રીમાન્ વિઠ્ઠલદાસભાઈની સૂચનાઓ બાબત વિચાર ચલાવી પોતાનો નિશ્ચય કરી નાખવાની ખાસ જરૂર છે. તે ઉપરાંત સામવેદી તથા યજુર્વેદી એવા બે સમવાઓ પણ સંગઠનના સામાન્ય ધોરણ બાબત વિચાર ચલાવવા એકત્ર થાય તે પણ ઇચ્છવા જેવું છે.

ગૂજરાતનું સમ્મેલન ભરવા માટે અમદાવાદ, ધોળકા, પાટણ, ખેરાળુ, ખંભાત, શુક્લતિર્થ, સુરત વગેરે મુખ્ય વિભાગોના આગેવાનોએ એકત્ર થઇ પોતાના એટલે ગુજરાત પ્રાન્તનું સમ્મેલન ભરવાની ચળવળ ચલાવવાની જરૂર છે.

તેવી રીતે ગોહિલવાડનું સમ્મેલન ભરવા માટે ભાવનગર, મહુવા, તળાજા, સોનગઢ, બોટાદ, શિહોર, ઉમરાળા વગેરે મુખ્ય સ્થળોના નેતાઓએ એકત્ર થઇ ચળવળ કરવાની જરૂર છે.

ઝાલાવાડનું પ્રાન્તિક સમ્મેલન કરવા માટે મોરબી, ધ્રાંગધ્રા, વઢવાણ, ચૂડા, હળવદ, વાંકાનેર વગેરે શહેરના નેતાઓએ એકત્ર થઈ તૈયારીઓ કરવાની જરૂર છે.

હાલારનું સમ્મેલન ભરવા માટે પ્રબંધ કરવા માટે રાજકોટ, જામનગર, કચ્છ, ગોંડળ વગેરે મુખ્ય ગામોના અગ્રેસર ગણાતા ગૃહસ્થોએ એકત્ર થઇ પ્રયાસ કરવાની જરૂર છે.

સોરાષ્ટ્રનું સમ્મેલન એકત્ર કરવા માટે જુનાગઢ માંગરોલ, પોરબંદર જેતપુર વગેરે સ્થળોના ગૃહસ્થોએ એકત્ર થઈ તુરતમાં વિચાર ચલાવવાની આવશ્યકતા છે.

ગોહીલવાડના સમ્મેલન માટે ભાવનગર મુખ્ય સ્થળ ગણાય તેથી ભાવનગરના આગેવાનોએ પોતાના પ્રાન્તના જૂદા જૂદા આગેવાનોને એકત્ર કરી તેમના પ્રાન્તનું સમ્મેલન ભરવાની ગોઠવણ કરવી જરૂરની છે. ઝાલાવાડના પ્રાન્તિય સમ્મેલન માટે વઢવાણ, ધ્રાંગધ્રા, કે મોરબી અનુકુળ સ્થળો ગણાય તેથી તે સ્થળોમાં પ્રયાસ થવાની જરૂર છે. હાલારનું પ્રાન્તિક સમ્મેલન ભરવા માટેનું કાર્ય રાજકોટ અથવા જામનગરના ગૃહસ્થોએ ઉપાડી લેવાની જરૂર છે. સોરાષ્ટ્રના સમ્મેલન માટે જેતપુર મધ્યસ્થ સ્થળ હોઈ ત્યાંના ગૃહસ્થોએ તે માટેની ચળવળ શરૂ કરવાની જરૂર છે. ગૂર્જરાતના સમ્મેલન માટે અમદાવાદના જ્ઞાતિ અગ્રેસરોએ કટિબદ્ધ થવાની જરૂર છે.

ઉપર પ્રમાણે પ્રાન્તિક સમ્મેલન ભરાય ત્યાર બાદ જરૂર જણાય તો સામવેદી તથા યજુર્વેદિ સમવાઓનાં બે જૂદાં સમ્મેલનો ભરવાની આવશ્યકતા જણાય તો તે ભરવા માટે ગોઠવણ થવાની જરૂર છે.

જ્ઞાતિ પોતાની ઉન્નતિ, પોતાનું સંગઠન, પોતાનું એકત્રીત વ્યક્તિત્વ સ્થાપવા માગે છે કે મિથ્યા બકવાદ કરવા અગર તો નકામા ખર્ચ કરવાજ માગે છે તે આ પ્રાન્તિક સમ્મેલનોના નિર્ણય ઉપરથીજ નક્કી થઈ શકે. જો જૂદા જૂદા વિભાગ એકત્રીત થઇ સંગઠનનાં સામાન્ય ધોરણો સ્વીકારવા તત્પર ન હોય તો પછી જ્ઞાતિ સુધારણા, જ્ઞાતિ ઉન્નતિ માટે પ્રયાસ કરવા નકામા છે એટલુંજ નહિં પરન્તુ જ્ઞાતિ પોતાના વ્યક્તિત્વનો ધ્વંસ કરવા, અર્થાત્

પોતાનો નાશજ ઇચ્છે છે તે સ્પષ્ટ થશે. જ્ઞાતિ ઉન્નતિ માટે ભાવિ કોઇપણ પ્રયાસ ઉઠાવતા પહેલાં સંગઠનના આ મૂળતત્ત્વરૂપ જૂદા જૂદા પ્રાન્તના નિર્ણયો થઈ જવાની ખાસ જરૂર છે. અમોને આશા છે કે ઉપર જણાવેલા જૂદા જૂદા પ્રાન્તોના મુખ્ય સ્થળોના ગૃહસ્થો પોતાના પ્રાન્તનું સમ્મેલન ભરવા માટે કટિબદ્ધ થશે. દરેક પ્રાન્તના નેતાઓ અમુક સ્થળે એકત્ર થઇ સમ્મેલન ભરવા બાબત નિર્ણય કરે અને સમ્મેલન ભરવા તથા સફળ કરવા માટે પ્રયાસ કરે અને પોતાના પ્રાન્તનું સમ્મેલન ભરી પોતે ક્યાં સામાન્ય ધોરણો સ્વીકારવા તૈયાર છે તેનો નિશ્ચય કરે. અમોને આશા છે કે આગેવાનો એકત્ર થઈ પ્રાન્તિક સમ્મેલનો માટેની તૈયારીઓ કરવા માંડશે.

## ભાવનગરમાં બોર્ડિંગ ફન્ડની આવકારદાયક શરૂઆતઃ—

ભાવનગરમાં જ્ઞાતિની બોર્ડિંગ સ્થાપવા માટે ફન્ડની શરુઆત થઈ છે તે અન્ય સ્થળે પ્રસિદ્ધ થએલા સમાચાર ઉપરથી જ્ઞાતિ ગૃહસ્થોના જાણવામાં આવશે. આ આવકારદાયક શરૂઆત કરવા માટે અમે ભાવનગરના જ્ઞાતિ ગૃહસ્થોને ધન્યવાદ આપીએ છીએ. રાજકોટ તથા અમદાવાદમાં આજ પાંચ વર્ષથી ચાલતાં છાત્રાલયો હજુ આર્થિક સમૃદ્ધિ ભોગવતાં નથી, હજુ સારા પાયા ઉપર આવ્યાં નથી, તેટલામાં જ્ઞાતિના અન્ય સ્થળોએ બીજાં છાત્રાલયો ઉઘડે તેથી દરેકની આર્થિક હાલત નબળી પડે તે સ્વાભાવિક છે. એક પછી એક સ્થળનું છાત્રાલય જેમ જેમ સમૃદ્ધિવાન બને સારબાદ બીજાં સ્થળોએ છાત્રાલયો સ્થપાય તો તેમાં જ્ઞાતિને વધુ લાભ અને ઓછું ખર્ચ વેઠવું પડે. એકજ કુવાનું પાણી જૂદાં જૂદાં ખેતરોમાં વ્હેંચાય જાય તો તેથી દરેક ખેતરને પુરતું પોષણ ન મળે અને કદાચ વધારે ખેતરનો પાક ક્ષીણ થઈ જાય તેવી સ્વાભાવિક ધારતી રહે તેવી રીતે એક સ્થળનું છાત્રાલય સમૃદ્ધિવાળું બનતાં પહેલાં બીજે સ્થળે, ત્રીજે સ્થળે તેમ જૂદે જૂદે સ્થળે છાત્રાલયો સંબંધી પ્રયાસો ચાલુ થાય તો બધાંયે છાત્રાલયોને પોષાવાને બદલે કદાચ સોસાવું પડે તેવી સ્વાભાવિક ધારતી રહે. દરેક સ્થળે પાંચ પાંચ વિદ્યાર્થીઓને અધકચરો લાભ મળી શકે તેમાં વધારે ખર્ચ અને એકંદર રીતે જ્ઞાતિને ઓછો લાભજ મળે. છતાં દરેક મુખ્ય સ્થળે છાત્રાલયો ઉભાં થાય તે ઇચ્છવા જેવુંજ ગણાય. દરેક ગામ પોતાનાં વિદ્યાર્થીઓની કેળવણીનો પ્રબંધ કરી શકે તો તે સર્વોત્તમ છે. દરેક પ્રાન્ત પોતાનાં બાળકો માટે કેળવણીનાં સાધનો પૂરાં પાડી શકે તો તે સારૂં ગણાય. તેવીજ રીતે જૂદા જૂદા સ્થળોએ છૂટા છવાયા પ્રયાસ પણ જ્ઞાતિ બાળકોની કેળવણી

અર્થે થાય તે સર્વદા આવશ્યકારદાયકજ ગણાવા જોઇએ. હરિફાઈના આ જમાનામાં પ્રામાણિક હરિફાઇ સર્વદા સુખપ્રદજ નીવડે છે. તેવીજ રીતે છુટી છવાયી રયતો પણ પોતાનાં છાત્રાલયો માટે ઉત્સાહિત કાર્યકરતાઓ મેળવે તો જરૂર તે છાત્રાલયોને તેઓ કોઈપણ રીતે સમૃદ્ધ બનાવી શકે અને એ રીતે જ્ઞાતિને જોઈતો લાભ પૂરો પાડી શકે. તેથી ભાવનગરમાં શરૂ થએલ બોર્ડિંગના પ્રયાસ પ્રત્યે અમારી સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવવા સાથે, ભાવનગરના જ્ઞાતિ ગૃહસ્થોને અમે પુનઃ અભિનન્દન આપીએ છીએ અને તેમના પ્રયાસમાં સંપૂર્ણ સફળતા ઇચ્છીએ છીએ.

તન્ત્રી.

## ભાવનગરમાં બોર્ડિંગ ફાળાની શરૂઆત.

રોજ કામ તા. ૮-૭-૧૯૨૩.

ગઇ કાલ તા. ૭-૭-૧૯૨૩ ના વિજ્ઞપ્તિ પત્રમાં આમંત્રણ કરેલા ગૃહસ્થો પૈકી આજરોજ નીચે લખેલા ગૃહસ્થો ભગાના તળાવમાં આવેલા રા. રા. વિઠ્ઠલદાસ ગીરજાશંકરના મકાનમાં એકત્ર થયા છે.

રા. રા. અનોપરામ હાઉજી, રા. રા. શંકરપ્રસાદ કાળીદાસ, રા. રા. લલ્લુભાઇ કાળીદાસ, રા. રા. રેવાશંકર ગીરજાશંકર, રા. નરસીદાસ જગન્નાથ, રા. રા. દામોદરદાસ નરસીદાસ, રા. રા. જટાશંકર ગૌરીશંકર, રા. રા. જટાશંકર જગજીવન, રા. રા. પ્રભાશંકર મુલજી, રા. રા. છગનલાલ જુઠાભાઇ, રા. રા. ગોપાલજી રામજી, રા. રા. વીઠ્ઠલદાસ ગીરજાશંકર, રા. રા. હરગોવિંદ મણીશંકર. મહેરબાન વીઠ્ઠલદાસભાઇને પ્રમુખ ચુંટતાં તેઓએ આજની સભાનો ઉદ્દેશ જણાવ્યો તે ઉપરથી રા. રા. અનોપરામભાઇ જ્ઞાતિના બાળકો માટે ભાવનગર માટે બોર્ડિંગનું ફંડ ખોલવાની જરૂરીયાત જોઇ શરૂઆતમાં પોતાના તરફથી રૂ. ૫૦૦) પાંચસેં રૂપીઆ ભરે છે તે આભાર સાથે સ્વીકારવા અને તેનો વહીવટ કરવા, તથા જ્ઞાતિના જથાવાળા બીજા ગામોએ તથા ગ્રહસ્થોને વિનંતિ કરી નાણા ભરાવવાની મહેનત કરવા નીચે પ્રમાણેની કમીટી નીમવા એક મતે સૌ નીર્ણય ઉપર આવ્યા.

રા. રા. મણીશંકર હરજીવન, રા. રા. ભવાનીશંકર પરશુદાસ, રા. રા. મોહનલાલ ભગવાનદાસ, રા. રા. હરગોવિંદ મણીશંકર.

# રૂપીઆ એકુવાળી મહાલક્ષ્મીની છબીવાળી મકાન ફાળાની ટીકીટો.

હા. રતિલાલ કરૂણાશંકર ઓઝા
ઝરીઆ.

૧ રા. પ્રભુલાલ ઉમીઆશંકર ઓઝા
" " ન્યાલચંદ નેણસી અમરણવાળા
" " દવે ત્રંબકલાલ રણછોડ
" " કામેશ્વર રૂગનાથ
" " દુર્ગાશંકર રૂગનાથ દવે
" " દવે બાપશંકર ડાહ્યાભાઈ
" " દવે નરભેશંકર શિવશંકર
" " ખોડાભાઈ રામજી
" " પરમાર ઘેલાભાઇ પંચાણ.
" " ખેંગારજી ત્રિકુ એન્ડ કું.
" " વી. આર. એન્ડ. કું.
" " મગનલાલ ઉમીઆશંકર
" " જદુરામ વેજનાથ
" " રાઠોડ વિશ્રામ રામજી
" " ધનજી દેવજી એન્ડ સન્સ
" " રાઠોડ લાલજી વસ્તારામ
" " રતના મેપા એન્ડ બ્રધર્સ
" " બ્રાઇટ ઝરીઆ કોલીઅરી
" " વીરમભાઇ ઘેલાભાઇ
" " પાન્ડે બેરા કોલીઅરી
" " મેસર્સ શિવજી કુંવરજી
" " કંઠાજી ડેસા એન્ડ સન્સ
" " કાનજી નાનજી ચાવડા
" " વેજનાથ લક્ષ્મીશંકર અંબાર
" " બાબુજી મહાદેવ ઓઝા "

હા. જેઠાલાલ નરભેરામ ત્રિવેદી
સુઇગામ.

૧ ખોડાભાઈ વી. પટેલ.
" સોની પુરૂષોતમ ભગવાન
" ત્રિવેદી નરાયણલાલ વી.
" શાહ મણિલાલભાઈ લલ્લુભાઇ
" દોશી નાગરલાલ છગનચંદ
" નાયક બાબુ
" નાયક ચંદુ અમૃતા સીપાઇ રૂપશી
હીલા
" મુળજી સરતાણું પરમાર
" ધીરજલાલ ગોરધનદાસ
" દલછારામ લક્ષ્મીરામ, વાવ
" ત્રિવેદી ભીખાલાલ કલ્યાણજી, વાવ
" જેઠાલાલ નરભેરામ દ્વિવેદી
" પરોત શિવરામ ગંગારામ
" ઓઝા હેમરાજ હીરજી
" પરમાર ભગવાન આધા
" હવાલદાર ગોપાલઘોશ્લ, સુઇગાબીટ
" નાયક બજરંગપ્રસાદ જગદત્ત
પ્રસાદ તેવારી, સુઇગાબીટ
" બી. જે. સંજાણા, ઝઝામ
" નાયક અભિલાખ સીંગવ, અસારા
" ત્રિવેદી કેશલાલ લક્ષ્મીરામ, પાટણ
" ત્રિવેદી રામેશ્વર દેવકૃષ્ણ, વાવ
" ત્રિવેદી નેમેશ્વર મોતીરામ, વાવ
૧ દ્વિવેદી ઉમીયાશંકર હેમરાજ
" ત્રિવેદી રવજી મગન, દીઓદર
" વૈકુંઠલાલ દલછારામ ત્રિવેદી, વાવ

**હા. દાક્તર દયાશંકર જગજીવન ઓઝા ચીતલ.**

૨ દયાશંકર જગજીવન ઓઝા ચીતલ
" પ્રાણશંકર મહાદેવ ઓઝા "
" ગોપાળજી ડુંગરશી "
" હીરાચંદ આણંદજી "
" છોટાલાલ ગોપાળજી "
" ગાંગજી આણંદજી "
" રતિલાલ કેશવજી મુત્ર "
" મહેતા દામજી કુરજી "
" ગીરધરલાલ લાલચંદ "
" મહેતા પાનાચંદ પુરષોત્તમ "
" શ્યામળજી હેમચંદ "
" હીરાચંદ કલ્યાણજી "
" ભુવા હંસરાજ ઝીણા "
" ભુવા આમોવન ગોકળજી "
" પારી કરસન ભગવાન "
" ભુવા નાગજી ઝીણા "
" કેશલાલ હીરજી ભટ્ટ "
" મોતીચંદ ડુંગરશી "
૧ મણિલાલ કરસનજી "
" માણેકચંદ લવજી "
" વીરચંદ લવજી "
" પારેખ પરસોત્તમ ભગવાન "
" શાહ પાનાચંદ રતનશી "
" શાહ હરગોવિંદ કલ્યાણજી "
" સોની નથુ જાદવજી "

**હા. હેમતરામ દયાશંકર દવે. મુંબાઇ**

૧ મેઘજી રતનજી
૧ સોંડાભાઈ ભાયાભાઈ
૧૦ પ્રાણલાલ નગીનદાસ
૨ ગોવિંદજી જમનાદાસ
૨ નરોત્તમદાસ મથુભાઈ
૨ શેઠ ભાઇદાસ હિંમતલાલ
૨ ડાહ્યાલાલ જીવરાજ
૧ સુંદરજી રાગજી

---

૯૫ કુલ.
૪૫૯ જુલાઈના અંક સુધી જાહેર થએલા.

---

૫૫૪ કુલ રૂપીઆ.

મન્ત્રીઓ—શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ—અમદાવાદ.

---

## ખેદજનક અવસાન.

મસ્તકવિ ત્રિભુવન પ્રેમશંકર તા ૨૭-૭-૨૩ ના રોજ રાજકોટ મુકામે બપોરના બે વાગતાં હૃદય બંધ પડી જવાથી સ્વર્ગવાસ પામ્યા છે. સ્વર્ગસ્થ કવિ મસ્ત કવિના' નામથી ઓળખાય છે અને ખરેખર તેઓ મસ્તજ હતા. તેમની કવિતામાં પણ મસ્તી અનુભવાય છે. તેમણે "વિભાવરી સ્વપ્ન" "કલાપીનો વિરહ" વગેરે પુસ્તકો રચ્યાં છે. ભાવનગર લાઠી, રાજકોટ તથા વાડીઆ ભાઈઓ તરફથી તેમને વર્ષાસન મળતાં. આખી ઉમરમાં તેઓએ કોઇની નોકરી કરી નથી પરંતુ આખું જીવન સરસ્વતિના ઉપાસક તરિકે તેમણે વ્યતિત કર્યું છે. મસ્ત કવિશ્રીના અવસાનથી કાઠીઆવાડ, ગુજરાત તેમજ વિશેષે કરીને આપણી જ્ઞાતિનું એક કવિરત્ન આપણા હાથમાંથી ગુમ થયું છે.

-તન્ત્રી.

# રાજા મહારાજાઓ

નવાબ સાહેબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કર્નલો, મેજરો, કેપટનો, નામદાર લેડીઝ વૉઇસરૉયના લેઈટ ઓનરરી એ. ડી. સી., પોલીટીકલ એજંટ, સરકારી સીવીલીયન ઓફીસરો, યુરોપીયન સીવીલ સરજ્યનો, એમ. ડી. ની ડીગ્રી ધરાવનારા મોટા ડાક્ટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમાં

## બાદશાહી યાકુતી

નાગની જગજાહેર દવા બહુ વપરાય છે એજ તે ઉપયોગીપણાની નિશાની છે—ગવર્મેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનેલાઇઝ થએલ છે.

## બાદશાહી યાકુતી

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય વિકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મર્દાઇ આપનાર અને નબલા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભામણ છે. આ દવા વાપરવામાં કોઈપણ જાતની પરેજીની જરૂર નથી.

૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ.

## બાદશાહી ચુનાની લેપ

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઈલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ.

ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.

આ અંકનો વધારો.

# પ્રજાકીય સાહિત્ય મન્દિર

નું

## ઉપયોગી સસ્તું રાષ્ટ્રીય સાહિત્ય.



દરેક ઘરમાં, દરેક લાયબ્રેરીમાં રાખવા લાયક, ઉત્તમ રાષ્ટ્રિય ભાવના પ્રેરનાર, ઈનામમાં આપવા લાયક, સ્વરાજ્યની ચાવી રૂપ, માનસિક તન્દુરસ્તીને પોષનાર અમૂલ્ય રાષ્ટ્રિય સાહિત્યનાં પુસ્તકોઃ—

### મહાત્મા ગાંધીજીનાં લખેલાં પુસ્તકોઃ—

| | કિંમત. |
|---|---|
| ૧ મ્હારો જેલનો અનુભવ | ૦–૬–૦ |
| ૨ સત્યાગ્રહ (ગાંધીજીની જુબાની સહિત). | ૦–૬–૦ |
| ૩ વિદ્યાર્થી આલમને (લેખો તથા ભાષણો) | ૦–૩–૦ |
| ૪ હિન્દ સ્વરાજ્ય | ૦–૩–૦ |
| ૫ હિન્દ સ્વરાજ્ય (ખાદીનું પૂઠું) | ૦–૬–૬ |
| ૬ મહાત્મા ગાંધીજીનાં પત્રો (ખાનગી) | ૦–૬–૦ |
| ૭ નીતિધર્મ અને સર્વોદય (પાકું પૂઠું) | ૦–૮–૦ |
| ,, (કાચું પૂઠું) | ૦–૬–૦ |
| ૮ કચ્છનો ઉદ્ધારક | ૦–૬–૦ |
| ૯ ગાંધીજીની દીવ્યવાણી | ૦–૧–૦ |
| ૧૦ હિન્દસ્વરાજ્ય, સર્વોદય અને એક સત્ય વીરની કથા સહીત) | ૦–૮–૦ |
| ૧૧ હિન્દુ ધર્મ | ૦–૧–૦ |
| ૧૨ મૂરખરાજ | ૦–૮–૦ |
| ૧૩ મહાત્મા ગાંધીજીના ખુલ્લા પત્રો | ૦–૮–૦ |

# રાષ્ટ્રીય સાહિત્યના અન્ય અમૂલ્ય પુસ્તકો:-

૧૪ કારાવાસની કહાણી (શ્રી.અરવિન્દઘોષના લેખો તથા પત્રોની ઉત્તમ પ્રસાદી) ૦-૧૨-૦
૧૫ રાષ્ટ્રગીત (ઇ. ક. યાજ્ઞિકે સંગ્રહ કરેલ) ૦-૧૦-૦
૧૬ આરંભું તો જાણજો (લે. ન. કા. પરિખ) ૦-૬-૦
૧૭ સત્યાગ્રહીના સ્વાતન્ત્ર્ય મન્ત્રો ૦-૦-૯
૧૮ લાલા લાભસીંગ ૦-૩-૦
૧૯ ઇજીસનો અસહકાર (વિ. ક. પટેલનું ભાષણ) ૦-૧-૬
૨૦ મહાત્મા ગાંધીજી (તેમનું એક જીવનચરિત્ર) ૦-૬-૦
૨૧ લોકમાન્ય તિલક (જીવનચરિત્ર) ૦-૨-૦
૨૨ સ્વરાજ્ય કુસુમાવલી ૦-૧-૩
૨૩ રાષ્ટ્ર કીર્તન ૦-૩-૦
૨૪ શિવદયાળની શોધ (મહાન્ ટોલસ્ટોયની એક ગૂઢ ભાવયુક્ત સરળ વાર્તા) ૦-૧-૬
૨૫ કરાંચીનો મુકદ્દમો ૧-૪-૦
૨૬ રાષ્ટ્રીય ગરબાવળી ૦-૧-૬
૨૭ ભારત ભક્તિ ૦-૦-૬
૨૮ ભારત કીર્તન ૦-૦-૬
૨૯ કાયદા સામે થવાની ફરજ (મહાન થોરોના લેખનો અનુવાદ) ૦-૦-૯
૩૦ સ્વરાજ્ય કીર્તન ૦-૩-૦
31 Language of the Heart or Messages of Imprisoned leaders ૦-૨-૦
૩૨ સ્વદેશીધર્મ (અધ્યાપક કાલેલકર રચિત) ૦-૪-૦
૩૩ ગાંધીજીની જુબાની (હન્ટર કમીટી સમક્ષ) ૦-૬-૦
૩૪ હિન્દ કેમ પાયમાલ થયું? (મ. હ. દેસાઇ કૃત) ૦-૧-૩
૩૫ હિન્દ કેમ પાયમાલ થયું? 'આરંભું તો જાણજે'નો ભાગ ૨ જો. ૦-૮-૦
૩૬ ગોપાળકૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો ભા. ૧લો. ૦-૧૦-૦
૩૭ ગોપાળકૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો ભા. ૨જો. ૦-૧૦-૦
૩૮ લાલપટ્ટી યાને માજીસ્ટ્રેટનું રાજીનામું (અસહકારની એક સુંદર વાર્તા) ૦-૨-૦
૩૯ દેશબન્ધુ દાસનું જીવનચરિત્ર ૦-૧૨-૦
૪૦ દેશબન્ધુ દાસ (ટૂંકું જીવનચરિત્ર). ૦-૧-૦
૪૧ હિન્દનું રાજ્યતંત્ર ૦-૨-૦
૪૨ રાષ્ટ્રીય ગીતાંજલી ૦-૪-૦
૪૩ ભાઇ પરમાનન્દની આત્મકથા યાને કાળાપાણીની કારાવાસની કહાણી (આન્દામાન કાળાપાણીનો ઉવાસ). ૧-૦-૦
૪૪ મૌલાના મહંમદઅલીનું જીવનચરિત્ર. ૦-૪-૦

૪૫ સ્વદેશ ગીતામૃત ૦-૪-૦
૪૬ ગાઝી મુસ્તફા કેમાલ પાશા (તુર્કીના મહાન વીરપુરુષનું જીવનચરિત્ર) ૦-૨-૬
૪૭ રાષ્ટ્ર ગીતાંજલી ૦-૧-૦
૪૮ મ. ગાંધીજીનું વચનામૃત ૦-૨-૦
૪૯ શારિરીક તથા માનસિક શિક્ષણ પદ્ધતિ ૦-૬-૦
૫૦ બાબુ મોતીલાલ ઘોષનું જીવનચરિત્ર ૦-૪-૦
૫૧ હિન્દની હાલત ૦-૧૨-૦
૫૨ ભારત ગીતાંજલી ૦-૬-૦
૫૩ સ્વદેશ કીર્તન ૦-૨-૦
૫૪ રાષ્ટ્રીય ગરબાવળી (મિશ્રીકૃત) ૦-૧-૦
૫૫ ખેડાની લડત ૧-૮-૦
૫૬ સ્વદેશ વીણા ૦-૦-૯
૫૭ સુધાધારા ૦-૬-૦
૫૮ એક ધર્મયુદ્ધ ૦-૮-૦
૫૯ ચણીઓર ૦-૫-૦
૬૦ અમૃતસરની વીરાંગના ૦-૧-૦
૬૧ ક્ષાત્રપાળ પ્રતાપ ૦-૩-૦
૬૨ ગુજરાતનો તપસ્વી ૦-૧-૦
૬૩ મ. ગાંધીજીનું મનોમન્દિર ૦-૧૦-૦
૬૪ વણાટ શાસ્ત્ર ૦-૧૦-૦
૬૫ આશ્રમ ભજનાવલિ ૦-૧૨-૦
૬૬ જગતની પ્રજાઓને (પૉલરિશારનું ભાષાન્તર) ૦-૬-૦
૬૭ ઇશુનું બલિદાન ૦-૬-૦
૬૮ ગાંધી ગીતા ભા. ૧ લો ૦-૧૨-૦
૬૯ લોકમાન્યને શ્રદ્ધાંજલિ ૦-૫-૬
૭૦ મ. ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો ૦-૫-૦
૭૧ મોહન ગાંઠ ૦-૪-૦
૭૨ ગાંધીજીનું નવજીવન પુ. ૧ થી ૧૬ ૮-૦-૦
૭૩ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા (નવજીવનની) ૦-૮-૦

ઉપરનાં તેમજ અન્ય તમામ રાષ્ટ્રીય સાહિત્યનાં અમૂલ્ય પુસ્તકો અમારે ત્યાંથી તેમજ નીચે જણાવેલા સ્થળોએથી મળશેઃ—

૧ મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, નં. ૧ પાયધુની ટ્રામ જંકશન પાસે, મુંબાઈ.
૨ ગાંડીવ સાહિત્ય મંદીર, સુરત.
૩ સ્વદેશી વસ્તુ ભાંડાર, ત્રણ-દરવાજા, પાટણ.
૪ ગુજરાત સાહિત્ય મંદીર, રાજકોટ પરા.
૫ સ્વદેશી સભા, જામનગર.
૬ નારણલાલ મોતીલાલ બુકસેલર, રીચીરોડ, અમદાવાદ.
૭ રણછોડલાલ મોતીલાલ બુકસેલર, રીચીરોડ, અમદાવાદ.
૮ શુદ્ધ ખાદી ભાંડાર, રાયપુર મકલા, અમદાવાદ.

# કેટલાક ખાસ લાભ.

ઇનામો માટે પુસ્તકો મંગાવનારને ૧૨ાા ટકા કમીશન કાપી આપવામાં આવશે.

ઉપર જણાવેલાં તમામ પુસ્તકોનો સેટ જેની કીંમત લગભગ રૂા. ૩૩) થાય છે તે સેટ આખો મંગાવનારને ફક્ત રૂા. ૨૮)માં મળી શકશે.

રૂા. ૧૦) ની કીંમતનાં સામટાં પુસ્તકો મંગાવનારને પોસ્ટેજ માફ.

રૂા. ૨૦) ની કીંમતનાં પુસ્તકો સામટાં મંગાવનારને સાડાબાર ટકા કમીશન કાપી આપવામાં આવશે.

વેપારીઓને સારૂં કમીશન આપવામાં આવશે.

રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, નવજીવન પ્રકાશન મન્દિર, ગાંડીવ સાહિત્ય મન્દિર, સસ્તું સાહિત્ય કાર્યાલય વગેરે સંસ્થાઓ તરફથી બહાર પડતું તમામ સાહિત્ય અમારે ત્યાંથી મળી શકશે.

તુરત નીચેના શિરનામે લખોઃ—
**પ્રજાકીય સાહિત્ય મન્દિર.**
દોલતખાના, ૪૧૦૩-૬.
અમદાવાદ.

દાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# मनुष्यत्व.



હે મનુષ્ય! એક ક્ષણભર તું શાંત ચીત્તે વિચાર કરી જો. ભલે તું ગમે તે જાતિમાં અવતર્યો હોય, પરંતુ મનુષ્યત્વ (માણસાઇ) એટલે શું? તે સંબંધી તેં જરા પણ વીચાર કર્યો છે? જો તે વિચાર તેં ન કર્યો હોય તો તું માણસના સ્વરૂપમાં પશુવત્ છે. જો તું મનુષ્ય તરીકે અભીમાન ધરાવતો હોય તો તારી સત્તાનું તને જરૂર ભાન હોવું જોઇએ. જેમ રાજા, રાજા તરીકે અને સેવક સેવક તરીકે પોતપોતાની યોગ્ય ફરજો બજાવવાનું ઉચિત સમજે છે, તેમ તારે પણ માણસ તરીકે માણસાઇ મેળવવી ઉચિત ગણાય.

હવે તું એક ક્ષણ માણસાઇના મુખ્ય મુદ્દા તપાસી જો કે માણસને પરમાત્માએ કઇ કઇ અમૂલ્ય વસ્તુઓની બક્ષિસ કરી છે. તે અમૂલ્ય વસ્તુઓનો સદ્ઉપયોગ આપણે કરીએ છીએ કે નહિ? મનુષ્ય યોનિમાં પ્રાપ્ત થતી વસ્તુઓ બીજી કોઇપણ યોનિમાં મળતી નથી, એ વાત અનુભવસિદ્ધ છે. તેથીજ પૂર્વના મહાન ઋષિ મહર્ષિઓએ મનુષ્ય ધર્મ નક્કી કર્યો છે કે આપણને મળેલા આ દેહવડે જગત્પિતા પ્રભુ સદા સર્વદા પ્રસન્ન રહે તેવાંજ કાર્યો કરવાં અને તે સંબંધી શાસ્ત્ર પણ કહે છે કેઃ—

अहिंसा सत्य मस्तेयं शौचं इंद्रियनिग्रहः।
दानं दया तपः शांतिः सर्वेषां धर्म साधनम् ॥

અર્થઃ—અહીંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઇંદ્રીય નિગ્રહ, દાન, દયા, તપ અને શાંતિ એ સર્વે માટે ધર્મના સાધનો છે.

ઉપરના શ્લોકનો અર્થ સમજી તે પ્રમાણે જો અનુકરણ કરવામાં આવે તો જગત્ પિતા પ્રભુ સદા પ્રસન્ન રહે તેમાં શક નથી. અને તેમ કરવામાં કાળની ગતિનો પણ વિચાર કરવો યોગ્ય છે. પોતાના જીવનની ... અતિ ઉપયોગી છે, અને બારીકીથી જોતાં ક્ષણેક્ષણે માણસને ઘણું સમજવાનું અને શીખવાનું મળે છે. આ પ્રવૃત્તિમય જગતમાં એક ક્ષણમાં લાખો અને કરોડો રૂપીઆની વારેફેર થાય છે. એક ક્ષણમાં હજારો જીવો જન્મે છે, અને હજારો લય થાય છે; એક ક્ષણભરમાં માણસ પોતાના પૂર્વ સંસ્કારના બળવડે પોતાનું મન જગત્ નિયંતા પ્રભુ સાથે જોડી દઇ

પરમાનંદનો અનુભવ કરે છે. ખરેખર જેનામાં માણસાઈ છે તેજ વખતનો સદ્ ઉપયોગ સમજી શકે છે; કહ્યું છે કેઃ—

> काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् ।
> व्यसनेन च मूर्खाणां निद्रया कलहेन वा ॥

તાત્પર્યઃ—ડાહ્યા પુરુષો કાવ્યો અને શાસ્ત્રોના વિનોદમાં પોતાનો સમય ગુજારે છે, જ્યારે મૂર્ખ લોકો પોતાનો વખત વ્યસન, નિદ્રા અને કલહ કંકાસમાં વ્યતીત કરે છે.

માટે હે ભાઈ ? તું લક્ષ પૂર્વક વીચાર કરી જો કે તું જ્યારે મનુષ્ય કોટીમાં જન્મ્યો છે તો તારે માટે નિર્મિત થયેલી ફરજો તારે અદા કરવાની છે. તેમાં જો તું આળસ કરીશ તો તેનાં ફળ તારે ભોગવવાંજ પડશે. તેમાં પણ જો તું બ્રાહ્મણ જાતિમાં હોય તો તારે ખાસ વિચારવું જોઈએ કે, મારો ધર્મ શું ? હજારો ઝગડા-ફીસાદોમાં, નાટક તમાસા જોવામાં, ચા, બીડી, તમાકુ જેવા વ્યસનોમાં બીન ઉપયોગી ખર્ચ કરી વખત ગુમાવવામાં અને ચૌટે બેસી પારકાઓની ચાડી ચુગલી કરવાનો તને વખત મલે અને દશથી પંદર મીનીટ સંધ્યા વંદનાદિ ઇષ્ટદેવતાનું ધ્યાન કરવા સારૂ એક મીનીટ ન મળે, એ કેટલી બધી અફસોસની વાત છે ? ઇષ્ટદેવતાએ આપણને સર્વોત્તમ બ્રાહ્મણ કોટિમાં જન્મ આપ્યો હોય તો તેનો ગેરઉપયોગ કરવાથી આપણી પોતાની અધોગતિ મેળવીએ એટલુંજ નહિ પણ જગતની ઉત્તમજાતિ તરીકે આપણા ઉપર અવલંબી રહેલા સમાજના આપણે ગુન્હેગા ઋણિ બનીએ.

પોતાનું કામ કાઢી લેવામાં, વિધવિધ જાતના વિષયોપભોગોમાં તલ્લીન બની જઇ આટલી સમજશક્તિ અને સ્વાસ્થ્યવાળો દેહ આપનાર જગત્ પિતાને ભૂલીને આપણું મનુષ્યત્વ નષ્ટ કરીએ છીએ ?

માટે દરેક શાશ્વત્ સુખ ચાહનાર સ્ત્રી પુરૂષે પોતાની જીવનનૌકા આ અપાર સંસાર સમુદ્રમાંથી પાર ઉતારવા સારૂ પોતાનાથી બનતો યોગ્ય પ્રયાસ કરી કૃત કૃત્ય થવા સારૂ મનુષ્યત્વ પ્રાપ્ત કરવું એજ અભ્યર્થના.

દવે હરગોવિંદદાસ દુર્લભરામ.

---

# ઉદય.

રાગ—ઓખાહરણ પ્રમાણે.

**જ્ઞાતિ ઉદયના** પઢીયે પાઠ, બ્હેનો તજીએ ઠાલો ઠાઠ;
માત પિતાની કરીયે સેવા, જેથી રાજી રહે જગદેવા.— ૧
સૌમાં રાખીયે ભાવ સમાન, દૂર કરીયે દુષણુ અભીમાન;
સત્ય ઉપર પ્રીતિ ધરીયે, ક્ષણુ ક્ષણુ મનને વશ કરીયે.— ૨
જ્ઞાને ધોઇએ મનના મેલ, નવ ખેલીયે ખોટા ખેલ;
ભાઈ ભાંડુ પ્રભુના દીધેલ, સાચા સ્નેહમાં કરીયે સામેલ.— ૩
ગુરુ વડિલ શુભેચ્છક જેહ, તેના વચને ન ધરીયે સંદેહ;
સહાધ્યાયી ઉપર રાખી સ્નેહ, સાથે રાખી ન દઇએ છેહ.—૪
જેવી રમત ઉપર પ્રીતિ, તેવી ગ્રહીયે વિદ્યા ને સુનીતિ;
એક કામનો કરીયે સ્વીકાર, પરિશ્રમથી ઉતારીયે પાર.— ૫
બીજી છોડીને આળપંપાળ, આપબળથી તોડીયે જંજાળ;
ક્ષણુ એક ન વિસરીયે રામ, થાય સફળ મનોરથ કામ.— ૬
માતૃભૂમિને માતા કહીયે, એના પ્રેમમાં સંકટ સહીયે;
દૈવી સદ્ગુણુ સ્વાર્થનો ત્યાગ, ધરી સજીએ સતીનાં સૌભાગ્ય.—૭
કરીયે પ્રભુ રચતાં કામ, રહે જગમાં અવિચળ નામ;
સદાચારી થઇએ ધરી હામ, વાંચો મનોરમાના પ્રણામ.—૮

મનોરમા મંગળજી ઓઝા—રાજકોટ.

---

# " संमेलनी महत्ता "

સંમેલનનો અર્થ સમ્યક્ મેલન. લગ્ન મંડપમાં સગાં વહાલાં જ્યારી શોભામાં વૃદ્ધી કરે છે તેવીજ રીતે સમગ્ર જ્ઞાતિ બંધુઓએ સંમેલન શોભાવવાનું હોય છે. ઉત્સાહપૂર્વક કુટુંબીઓ લગ્ન મેળાવડામાં ભાગ લે. સંમેલનમાં પણ કુટુંબ જેવુંજ વાતાવરણ હોવું જોઇએ: સમાજના એક સંકુચિત અંગને માટે ઉપયોગી થાય એવી સંસ્થા તે સંમેલન નથી. તે પોતાનો ધર્મ સમજીને પોતાના જ્ઞાતી ભાઇઓની ઉન્નતિ અર્થે કામો કરવાની દીક્ષા લેવા માગતા હોય તેવા લોકોનો કાયમનો સંઘ છે. સમાજસેવા એ એક ધર્મ છે, સામુદાયીક જીવનનો પવિત્ર ઉદ્દેશ છે. સંમેલનમાં દરેકના સુખદુઃખની વાત થઇ શકે છે. સામાજીક ત્રુટીઓની, મુંઝવણો અને ભવિષ્યના ઉપયોગી દ્દષ્ટિ અને શુભ કાર્ય કર્મોની ચર્ચા થઇ શકે છે, અને એક બીજાના વધારે સહવાસમાં આવી પરસ્પર સહકારની શક્તિ વધારી શકાય છે. ટુંકમાં સંમેલન તે પોતાના આદર્શ મુજબ પોતાનું જીવન કેળવવાનું પવિત્ર મંદીર છે. વાતાવરણ અનેક હૃદયોને એકતાન કરવામાં અતિ મદદરૂપ છે.

મતભેદ: સમાજમાં મતભેદ હોઇ શકે છે પરંતુ તે મતભેદ સામાજીક જીવન અધરૂં અને દુઃખી કરવામા કારણભૂત થવો ન જોઇએ. એવું વર્તન રાખવું કે જેનાથી પ્રેમ ઉત્પન્ન થાય, ઝેર નહી. ગમે તેવું સત્ય બોલવું હોય, ગમે તેવી સખત ટીકા કરવી હોય, સામાની ગમે તેવી ધ્રુષ્ઠ અને અવિનય ભરી ટીકાના જવાબ આપવા હોય છતાં આપણી ભાષામાં વ્યક્તિગત દ્વેષનો છાંટો હોવો ન જોઇએ. સહન કરવી પડતી મુશ્કેલીઓ અથવા સાંસારિક દુઃખોના ચાલુગારાથી દ્વેષ જન્મ પામે છે. અને તે વિચારોનો વેગ એટલો તીવ્ર હોય છે કે તે મૂર્તિમાન થયા વગર રહેતો નથી. દ્વેષથી થયેલા દુઃખદ પરિણામોનો કડવો અનુભવ ભૂતકાળના ઇતિહાસમાં આપણે વાંચ્યો છે. દ્વેષ એ કુટુંબ તો શું પણ જાત, નાત, દેશ, પ્રજા અને મનુષ્ય જાતિના અનર્થ અને ભયંકર પાતિનું આદિ કારણ છે. તેનું સિંહાવલોકન કરી ભૂતકાળના દધી સમુદ્રનું મંથન કરી તેમાંથી માખણ પુરું કરી આપવું એ આપણા સંમેલનની પ્રથમ જરૂર છે. ભૂતકાળની મુડી લઇ વેપાર આગળ ચલાવવામાં જરાપણ હરકત નથી. પરંતુ ભવિષ્યના સંપત્તિનો પાયો પાકો થાય તેટલા માટે અનુભવેલા સત્યો ઉપર તેને રચવાની જરૂર છે. સંમેલનની ઇમારત સત્ય, સમાનતા અને બંધુત્વના આ ત્રણ પાયા ઉપર રચ-

વાની છે. ઉપયોગીતા અને વહેવારીના વિચારોમાં આપણે ફેરફાર કરવાની જરૂર છે. દુનીયાદારી અને સ્વાર્થ વૃત્તિ પ્રધાન મનુષ્યો નિરૂપયોગી ગણે છે. જીવનનું અંતિમ સત્ય નીર્મલનો નાશ કરવામાં સમાયેલ નથી. જીવનના ઉંડા પ્રશ્નથી મોં સંતાડતી, તેમની સામે સ્થિર દૃષ્ટિ માંડી ને તેમનો નીકાલ કરવા પ્રયત્ન ન કરનારી ન્યાત કદીપણ શ્રેષ્ઠ થઇ શકે નહીં. જીવનના આવશ્યક પ્રશ્નોપર સબળ વિચાર ચલાવી વહેવાર ફેરફાર કરવા જોઇએ. તાર્કીક વાદવિવાદ કે પાંડિત્યથી આપણો અર્થ સરતો નથી. જે દેશમાં એકત્વના મંત્રનો પ્રથમ ઘોષ થયો અને પ્રેમભર્યે દીલે વાસુદેવ: સર્વમ્‌નું ગાન થયું, જે દેશમાં સંત મહંતો તથા વીર નરોએ જ્વલંત શ્રદ્ધા, ઉજ્વલ પવિત્રતા નિઃસ્વાર્થતા, અડગ નિર્ભયતા અને વિશુદ્ધ પ્રેમની શુભ પતાકા ઉડાવી તેજ દેશની પ્રજા સત્ય ઉપર ઢાંક પીછોડો કરી, વાડો બાંધી, ભીરૂ બની, રૂઢીની ગુલામ અને સ્વાર્થ વૃત્તીના દાસત્વમાં પડી રહે એ લાંછનીયજ ગણાય. સંમેલનમાં પધારેલા સભાસદો ક્યાંના પ્રતિનિધિ છે, અને કેટલું કાર્ય કરવાની શક્તિ ધરાવે છે તે જોઇનેજ કાર્યક્રમ નક્કી થઇ શકે. દરેક સભાસદે સંમેલનનું મહત્વ પુરેપુરૂં સમજવું જોઇએ અને બીજાના મનપર ઠસાવવાને ભારે હીલચાલ કરવી જોઇએ. છતાં પોતાના હીત માટે મળતા સંમેલનમાં ઉત્સાહ પુર્વક હાજર રહી મદદ ન કરે અને અભીમાનનો તાજ પહેરી બહાર એકલા પડી હીતનો ઉલટો અર્થ સમજાવે તો તે નાત નીર્જીવ થઇ ગઈ છે એમજ સીદ્ધ થશે. સંમેલનમાં હાજરી આપી આપણે આપણી લાયકાત સિદ્ધ કરી આપવાની છે. શરીરના એક અવયવને થયેલું નુકશાન આખા શરીરને થયેલું ગણાય છે. પરિણામે ન્યાતના પ્રત્યેક સંતાનની દુર્બલતા દૂર થાય અને સર્વેનું કલ્યાણ કરાય તેવું કાર્ય કરવાનો આપણો હેતુ છે રસ્તામાં ખાડો હોય તો તેમાં માટી પુરો પણ ખાડાવાલો છે માટે તે રસ્તે ન જવું એમ માની બહાર નીકલવાનો આવો યોગ્ય સમય છોડી દઇ નિર્બલતા ધારણ ન કરો. મહાત્માજીએ કહ્યું છે કે " દ્વેષભાવથી પોષાતું દેશાભિમાન મારે છે પરંતુ પ્રેમભાવથી પોષાતું દેશાભિમાન તારે છે. " પાછલા દોષો યાદ કરી અત્યારે થતો લાભ જતો કરવો એ વીચારવંતનું કામ નથી ચાલુ સ્થિતિનો વિચાર કરી કર્તવ્યની રેખા બાંધવી એ ડાહ્યા માણસનું કામ છે. યોદ્ધાને લાગેલા ઘામાંથી રૂધીર વહેતું જોઇને તે યોદ્ધાની નિર્બલતાનો વિચાર કરવાનો નથી પરંતુ તેને બજાવેલી સહન શક્તિનો ખ્યાલ કરવાનો છે. તેવીજ રીતે કાર્યવાહકોએ પણ જશ થતાં પહેલાં પોતાની નીંદાઓ સહન કરવાની હોય છે. ઘેનમાં પડેલા રોગીને જેમ નિર્દય થઇને

જગાડવો પડે છે તેમ ન્યાતમાં જડ ઘાલી બેઠેલો ખોટા ખ્યાલો અને વહેમો સામે નીર્ભય થઇ પોકાર કરવા જરૂર છે.

મનુષ્યનું જીવન એ અનેક સુત્રની દોરડી છે. આ સુત્રોનો પણ આપણે વિચાર કરવાનો છે. અને તે સુત્રો તે આપણી ન્યાતના બાળકો છે. આપણા હાલના વિદ્યાભ્યાસ કરતાં બાલકોની ઉપર આપણી ચડતીનો ભવિષ્યમાં આધાર છે. તેમનું શરીરબળ અને મનોબળ કેળવવાનું છે. આયુષ્યની ક્ષીણતા અને શરીર અને મનની દુર્બલતા થવાના કારણોનો વિચાર કરી તેને સુધારવા ઉપાય ઉતાવળે હાલ લેવાના છે. બાળકોએ આરોગ્ય અને શરીર વિદ્યાના પુસ્તકો શીખવા અને રમત ગમતનો વખત વ્યાયામમાં ગાળવો, અને મન સાથે શરીરના પ્રત્યેક અંગો કેળવવા જોઇએ. અને બાળકોના શરીર સુધારીએ તો તેમની પ્રજા વધારે બળવાન થાય. મહાભારતમાં કહ્યું છે કે ભીમમાં નવહજાર હાથીનું બળ હતું. આજના બળને જનાનખાની બળની ઉપમા આપી શકાય. પોતેજ બાળક ગણાતા છતાં બાળકનો પિતા થવાનો અત્યંત અઘટિત ઉદ્યમ આરંભવો એ બાળકના શરીરના વિનાશનું પ્રથમ કારણ છે. ક્ષણીક લહાવો લેવા સારૂ પ્રાણથી પણ અધિક વહાલાં ગણાતાં આપણાં નીર્દોષ બાળકોને ગૃહસ્થાશ્રમની વેદીમાં ન હોમવા જોઇએ. જેમ અફીણ ખાઇ એ કલાકમાં મરી જનાર માણસે આત્મહત્યા કરી ગણાય તેમજ બાળપણમાં બ્રહ્મચર્યનો ભંગ કરી શરીરનો વહેલો અંત લાવનાર પણ આત્મ હત્યાજ કરનાર ગણાય. ટુંકમાં બાળકોને યોગ્ય કસરત તેમજ પ્રેમ શિક્ષણની જરૂર છે. છેવટમાં મારે એટલુંજ કહેવા જરૂર છે કે આ અમુલ્ય સમય ચર્ચામાં ઉતરી ગુમાવવાનો નથી. પરંતુ આપણા સંમેલનની સંગીન પાયોથી ચણાતી ઈમારત હંમેશ માટે કાયમ રહે એવાં કાર્યો કરવામાં વ્યતીત કરવાનો છે. "દેવી પરિષદને મારા અભિનંદન."

સી. ઓઝા ગૌરીશંકર ભાઇશંકર.

---

નોંધ:—આ અંકના વધારા તરિકે વહેંચવામાં આવેલાં શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ કેળવણી મંડળના યજમાન ગૃહસ્થોને વિનંતિ પત્રોના હેંડબીલ તરફ જ્ઞાતિગૃહસ્થોનું અમે ધ્યાન ખેંચીએ છીએ અને તેમાં દર્શાવેલી રીતે મુજબ તેઓ યજમાન ગૃહસ્થો તરફથી મદદ મેળવી આપશે અથવા પોતે તે પ્રમાણે મદદ આપી જ્ઞાતિ ભાવ દર્શાવશે એવી અમે આશા રાખીએ છીએ.

તંત્રી.

# ગરીબનો બેલી.

## પ્રકરણ બીજું.

### શાન્તા.

લેખકઃ—મગનલાલ ત્રિવેદી.

( ગતાંકથી ચાલુ. )

શાન્તાએ તે સર્વે સાંભળ્યું. દ્વાર પાછળ ઉભા ઉભા સર્વે સાંભળ્યું. પોતાના બાપને બજારમાં વેચાતી વસ્તુ પ્રમાણે પોતાનું મૂલ્ય આંકતો, પોતાનું સાટું કરતાં હેણે જોયો. પોતાના ભાવી પતિના પેસી ગયેલાં ડાચાં અને બોખું બની ગયેલું મુખ હેણે જોયું. હેની ઉંડી ઉતરી ગયેલી વૃદ્ધ આંખોમાં વિષયનું તેજ ચમકતું હેણે નિહાળ્યું. હજુ તો શાન્તાને દશ જ વર્ષ થયાં હતાં. અત્યારના જમાનામાં જેમ ચોતરફ સંભળાય છે તેમ હેનામાં પ્રેમના અંકુરો નહોતા ફુટયાં, હેનામાં મુગ્ધતા નહોતી આવી. તે આધુનિક નાટકીય અભિનયો નહોતી જાણતી. હેને જ્ઞાન હતું. પરન્તુ તે જ્ઞાન સીધું, સરળ, ઘરગતું હતું. હેમાં પાશ્ચાત્ય મનોવિકાર નહોતા, હેમાં બાહ્ય આડંબર નહોતો, હેમાં ઉચ્છૃંખલતા નહતી, હેમાં આછકડાવેડા—છીછરાપણું નહતું. તે હજુ એક બાલિકાજ હતી—એક નિર્દોષ—અણસમજુ—બીનઅનુભવી—સરળ હૃદયા—બાલિકાજ હતી. લગ્નનું નામ હેણે સાંભળ્યું હતું. ઘણાયને પરણતાં હેણે જોયા હતા, પરન્તુ લગ્નનો હેતુ તે નહોતી જાણતી. સ્નેહલગ્ન અને દેહલગ્નના પ્રશ્નોમાં તે નહોતી ગુંચવાણી. કોઇ વ્યક્તિ સાથે હેનો સ્નેહ જોડાયો નહતો. હેનો સ્નેહ—બાલિકા સમો વાત્સલ્યભર્યો—નિર્દોષ—સર્વે તરફ વળતો, સર્વ ઉપર ઢોળાતો.

ઉપરની ઘટના હેણે નિહાળી. હેનો કંઇક અર્થ તે સ્હમજી પરન્તુ પોતાના વિચાર હેનાપર તે વ્યક્ત ન કરી શકી. હેના મનમાં એમ થઇ આવ્યું જે આમાં કંઇક ખોટું થઇ રહ્યું છે. આ લગ્નમાં કંઇક વિપરીત—સૃષ્ટિ વિરૂદ્ધ—હૃદય વિરૂદ્ધ—થઇ રહ્યું છે. તે શું છે તે શાન્તા નહોતી સ્હમજી શકતી. પરન્તુ હેમાં કંઇક ભૂલ તો હેને જણાતીજ હતી. હેણે ઘણાયનાં લગ્ન માણ્યાં હતાં. પરન્તુ ક્યાંઇએ આવા મોટા—બુઢ્ઢા વરને પરણતો—ન્હાની

બાલિકા સાથે પરણુતો નહોતો જોયો. ત્હેને આમાં કંઇક અસ્વાભાવિક લાગ્યું. પોતાની બા ઘણી વખત બોલતી કે 'મ્હારી શાન્તાને તો કનૈયા કુંવર જેવા વર સાથે પરણાવશું.'–'કનૈયા કુંવર જેવો' એ શબ્દોજ કંઇક જુદો ધ્વનિ પાડતા હતા. એમાંજ અનેખું સૂચન સમાયું હતું. ત્હેણે વિચાર્યું કે કનૈયો કુંવર આવો વૃદ્ધ તો નજ હોય. આજ સુધી ત્હેણે વૃદ્ધ વર જોયોજ નહતો. આનો અર્થ શું? માતા તો મરી ગઇ હતી, એટલે ત્હેની પાસેથી ખુલાસો મળવો અશક્ય હતો. ભાઈ યાદ આવ્યો. 'ત્હેને પૂછું? પરન્તુ રસિક તો બહાર ગયો છે, કોણ જાણે ક્યારે યે આવે. આ ગુંચવાડાનો અર્થ શું? મ્હારૂં મન આજે આમ કેમ અધીરૂં થઇ રહ્યું છે?–વળી આ વેવિશાળની રીત કેવી? નહીં કંઇ ગાણાં ગવાણાં, નહીં સાકર વહેંચાણી, નહીં પાંચ માણસ ભેગા થયા. ચુપચુપ ત્રણ માણસોમાંજ વાત કેમ પૂરી થઇ?' વગેરે વિધવિધ વિચારો ત્હેના મગજમાં ઉભરાવા લાગ્યા. તે કશો નિર્ણય કરી શકી નહીં. 'હશે, એમાં મ્હને તો કશી સમજણ પડતી નથી' એમ બોલી તે ઘરમાં કામે વળગી.

વ્રજેશંકર ઉતાવળો ઉતાવળો ઘેર આવ્યો અને શાન્તા પાસે જઇ બોલ્યો, 'બેટા! આખરે મ્હારી ચિંતા ટળી. તું સારે ઠેકાણે પડી.'

'પણ પિતાજી, 'કનૈયા કુંવર જેવો' એનો અર્થ શું?'

'કેમ? એનું ત્હારે શું કામ છે?'

'મ્હારી બા રોજ કહેતી કે મ્હારી શાન્તાને તો કનૈયા કુંવર જેવા વર સાથે પરણાવીશું, અને આને દેખતાં તો કંઇક જુદુંજ સ્હમજાય છે. શું કનૈયો કુંવર આવો વૃદ્ધ કહેવાતો હશે?'

'હેં! હેં એને જોયા પણ?'

'કેમ પિતાજી ચમકો છો શા માટે? કનૈયા કુંવરનો અર્થ તો કહો. મ્હને નથી આવડતો.'

'એનું ત્હારે શું કામ છે? અમે ત્હારા હિતચિંતક છીએ એટલે જોઈ વિચારીનેજ કર્યું હશે. સ્હમજીને.'

'હા, પિતા! એતો મ્હને ખબરજ છે કે ત્હમે કંઇ ત્હમારી દિકરીને જાણી જોઇને દુઃખમાં નાંખો તેવા નથી. વળી મ્હારી બાયે મરતાં મરતાં કહી ગઈ હતી કે મ્હારી શાન્તાને જરીયે મુંઝાવા દેશોમાં. સારૂં દેખણું–વર, ઘર,–જોઇ ત્હેને પરણાવજો–એટલે ત્હમે મ્હારી બાના મરતી વખતના શબ્દો પણ કેમ ભૂલો? ત્હમે કર્યું હશે તે સારૂંજ–જોઇ વિચારીનેંજ કર્યું હશે. પરન્તુ મ્હને વિચાર એટલોજ થાય છે કે બધા પરણે છે તે આટલા

ઘરડા તો નથી હોતા અને આ તો ઘરડા ખખ, મ્હારા દાદા જેવડા છે. ત્હમારા કરતાંયે મોટા. એનો અર્થ શું ?'

'બેટા! એની ઉમ્મર કંઇ હજુ બહુ મોટી ન કહેવાય. હોય, બીજવર છે એટલે જરા ઉમ્મર તો હોયજને. પરન્તુ ઘરમાં અઢળક નાણું ખડકર્યું છે. ઘેર ગાડી ઘોડા છે. પાંચ માણસમાં પણ પૂછાય છે. નાતના મોટેરા છે. તું સુખમાં પડી, બેટા.'

'એ બધું તો જાણ્યું, પણ પિતા, મ્હને ગમે તેમ હોય પણ મનમાં કંઇક ગુંચવારો રહ્યા કરે છે કે આમાં કંઇક ભૂલ છે. ઘણું ઘણું કરૂં છું પણ કશી સુઝ નથી પડતી. એ શું હશે ?'

'તું ભુખી છે ને એટલે તેમ થતું હશે. જમી લે એટલે નિરાંત થશે.'

'હેં પિતા, એ વૃદ્ધ તો કહેવાયને ?'

'હા, થોડા ઘણા મોટા ખરા.'

'અમ્હારી ચોપડીમાં એક ઠેકાણે લખ્યું છે કે જુવાન સ્ત્રી વૃદ્ધને વિષ જેવી છે ( वृद्धस्य तरुणी विषम् ) તોયે તેઓ લગ્ન કેમ કરતાં હશે ? એ વિષપાન ન કહેવાય ?'

'ત્હેની ત્હારે ને મ્હારે શી પંચાત ? ત્હેમની ઇચ્છા પરણવાની થઇ હશે એટલે તેઓ પરણે છે.'

'પણ તેઓ હાથે કરીને ઝેર શા માટે લે છે ? તેઓ ઝેર લે એટલે તો મરીજ જાય અને પછી તો હું રાંડું.'

'એવા અપશબ્દો ન બોલીએ બેટા! ચોપડીમાં લખેલું કાંઇ સાચુંજ હોય એમ ન માનવું.'

'ત્યારે ખોટું તે કોઇ લખતું હશે ? ત્હમે મ્હને રાંડવા માટેજ ત્હેની સાથે પરણાવો છો. એમાં ત્હમે મ્હારૂં સારૂં શું કર્યું ?'

'તું કશું સ્હમજતીજ નથી. હું ત્હારી સાથે માથાકુટ કરવા નવરો નથી.' વજેશંકર ગયો. પરન્તુ જતાં જતાં તે બબડ્યો 'હેં આ પાપ ? વિશ્વાસઘાત ?–' વધારે ન સંભળાયું.

શાન્તા ફરીથી વિચારમાં પડી: 'એ વૃદ્ધ તો ખરાજ. ત્યારે શું વૃદ્ધ ને બાળકીના લગ્ન થતાં હશે ?–મ્હેં તો ક્યાંઇ જોયું નથી. વાંચ્યુંયે નથી. રામ અને સીતા, કૃષ્ણ અને રૂક્મણી, શંકર અને પાર્વતી, એમાં એવું તો ક્યાંઇ જણાતું નથી. મ્હેં તો ઘણાંયે વરઘોડા જોયા છે, પરન્તુ આવો ઘરડૂ વર તો કદી જોયો નથી. આતે સારૂં કે નરસું ? પિતા કહેછે કે જોઇ વિચારીને કર્યું છે. પણ મ્હારૂં મન માનતું નથી. મ્હને તો આમાં કશી સુઝ પડતી નથી.–રસિક પણ હજુ ન આવ્યો–' (અપૂર્ણ).

જ્યારે જગે મરણ સર્વે જરૂર થાય,
વાળું હવે મન બીજે નવ કો ઉપાય.
× × ×
બસે દેહ થયો દૂર, ગાન એ અમરત્વના;
પ્રભાપુરા પ્રકાશીરે, સ્મરણો અસ્તરાજના.

મગનલાલ ત્રિવેદી.

---

## સ્વ. શિવશંકર ભગવાનજી ત્રિવેદી સ્મારક શિષ્યવૃત્તિઓ.

જુનથી નવેમ્બર સુધી માસ ૭ માટે.

| નંબર. | વિદ્યાર્થીનું નામ. | રહેવાશી. | વેદ. | અભ્યાસ. | શિષ્યવૃત્તિની રકમ |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રીધર જટાશંકર | ભંડારીઆ | સામ | અં ૫ મું | રા. ૮ |
| ૨ | માનશંકર જટાશંકર | ,, | ,, | ,, | ૭ |
| ૩ | બાળાશંકર નરભેશંકર દવે | ચૂડા | યજુ | ,, | ૧૧ |
| ૪ | વજેશંકર હરિશંકર ત્રિ. | મહુવા | સામ | અં ૬ ઠું | ૧૪ |
| ૫ | પ્રાણશંકર જટાશંકર દવે | ચૂડા | યજુ | હં.મે.ટ્રે. ત્રીજુંવર્ષ | ૧૧ |
| ૬ | લાભશંકર મૂળજી દવે | થાન | યજુ | અં ૪ થું | ૧૧ |
| ૭ | યશવંતરાય જેઠાલાલ ઓઝા | વાંકાનેર | સામ | અં ૩ જું | ૧૨ |
| | | | | કુલ. | ૭૪ |

બાકીના રૂા. ૭૫ માંથી અમદાવાદ જ્ઞાતિ છાત્રાલયના નીચેના ત્રણ વિદ્યાર્થીઓને અર્ધ માફી આપવામાં આવી છેઃ—

(૧) બાળાશંકર પોપટલાલ દવે, રે. વેજલપુર, અભ્યાસ અં ૫ મું (૨) છોટાલાલ પોપટલાલ દવે, રે. વેજલપુર, અભ્યાસ અં ૪ થું (૩) રેવાશંકર હીંમતરામ ત્રિવેદી, રે. બરકાલ, અભ્યાસ અં ૫ મું.

દોલતખાના ૪૧૦૩-૬.
અમદાવાદ.

મન્ત્રીઓઃ—શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ.

# " कर्तव्य युग अने आपणे."

महत्ता पुण्यपण्येन क्रीतेयं कायनौस्त्वया ।
पारंदुःखोदधेर्गन्तुं तरयावन्नभिद्यते ॥

આ દુઃખરૂપી મહાસાગર (દુનીયા)ને સામે પાર જવા માટે પુણ્યરૂપી મોટી કિંમત ખર્ચીને કાયારૂપી આ નૌકા આપણે ખરીદેલી છે; જ્યાં સુધી તે સલામત છે ત્યાં સુધીમાં તેનો સદુપયોગ કરીને આપણે આ સંસારને તરવો એ મુખ્ય કર્તવ્ય છે. પશ્ચિમના લોકો કહે છે કેઃ-આ દુનીયાં એક પુલ જેવી છે તેની ઉપરથી પસાર થવું પરંતુ ત્યાં ઘર બાંધી રહેવું નહી. કારણ કે ક્યારે પૂર આવશે અને ક્યારે તેને અસ્તવ્યસ્ત કરી નાખશે તે ચોક્કસ નથી.

ભૂતકાળના સમયને માટે જેઓ તલપી રહ્યા છે, જેઓને પોતાની હાલની સ્થિતિથી કંટાળો આવ્યો છે અને જેઓ જમાનો જોઇને પોતામાં યોગ્ય ફેરફાર કરવા માગે છે તેઓ ચોખ્ખું સમજતા હશે કે કરી દેખાડ્યા વિના કેવળ કહી જવાથી પોતાનો પ્રભાવ સમાજ ઉપર પડી શકે એમ નથી. આ બાબતનું સ્પષ્ટીકરણ આ દેશની હાલની પરિસ્થિતિ બહુ જ સારી રીતે કરી શકે છે જેથી તેનો વિશેષ ઉહાપોહ અગત્યનો નથી. છતાં પણ એટલું તો ચોક્કસ છે કે આપણે આપણામાં વસી રહેલી ત્રુટીઓને વીદારવા પ્રયત્ન કરવો જોઇએ.

કોઇપણ પ્રસંગમાં આગળ પડતો ભાગ લેનાર એક વ્યક્તિ તો જરૂર હોવી જ જોઇએ કે જેથી બીજાઓને પણ ઉત્સાહ મળતો રહે. કોઇપણ પ્રસંગને જોઇ લ્યો. બાહોશ સેનાની વિના ગમે તેટલું પ્રચંડ સૈન્ય પણ વિજયી નીવડ્યું નથી. તે સેનાપતી અગ્રભાગે રહી જેમ કહેતો-કરતો-જાય તેમ જો લશ્કર વર્તે તો જ તેના વિજય માટે આશા રહે. પશુ પક્ષીઓ પણ પોતાનો નાયક ચૂંટે છે. આથી ઉચ્ચ ચારિત્ર અને પ્રભાવશાળી વ્યક્તિ જે કાર્યમાં મોખરે હોય તે કાર્યની સફલતા માટે શંકા હોઈ શકેજ નહી.

ભારતવાસીઓએ બોલવામાં, ઠરાવો ઘડવામાં ઘણો સમય વીતાવ્યો પરંતુ પરિણામ શું આવ્યું કે " કરી દેખાડો તો જ તમો તમારા ઇષ્ટની પ્રાપ્તિને માટે આતુર છો એમ જણાશે." કારણકે વર્તનમાં મુકાયેલી યોજના ફળીભુત થવા માટે અધિક સામર્થ્યવાન હોયછે જ્યારે તેજ યોજના કેવળ ઠરાવ અથવા તો પ્રતિજ્ઞાના રૂપમાં જ હોય તો તે ક્યારે ફળીત થશે એ

કરી શકાય નહી. આપણી જ્ઞાતિ પણ અન્ય કોમોની માફક પોતાના રીવાજોને બંધારણ યુકત કરવા અને કુરીવાજોને અટકાવવા કોશીષ કરી રહીછે. કેટલાક કહે છે કે આપણી જ્ઞાતિએ ખરાબ રૂઢીઓને રાખવાને બદલે ચાલુ રૂઢીઓમાં "પોતાની પરિષદ્ એક-બે વર્ષે ભરવી ". એવી એક ખર્ચાળ રૂઢી ઉમેરેલી છે. આ વચનોમાં દુરઅંદેશી નથી. આમ કહેનારાઓએ જાણવું જરૂરનું છે કે જેટલે અંશે આ ઉમેરાયેલી રૂઢી બીજી રૂઢીઓની માફક આપણા દીલમાં જે ઠસાવશે અને જેટલે અંશે આપણે તે રૂઢીના કહ્યા મુજબ વર્તશું તેટલે અંશે આપણું ધ્યેય નજીક આવતું જાય છે. ઘણી જ્ઞાતીઓ પોતાનો માર્ગ પોતાની પરિષદ્દ્વારા મળશે એમ સમજીને કામ કરી રહી છે. આપણે પણ તેજ માર્ગ સ્વીકારેલો છે.

આમ્રવૃક્ષને વાવતાં તેના પ્રથમ એકાદ બે વર્ષના મોરને ખેરવી નાખીયે તો આગળ ઉપર તેના ફલ બહુ સ્વાદીષ્ટ થાય છે એમ મનાય છે. તેવીજ રીતે કોઇપણ પરિષદ્ની એકાદ બે બેઠક પૂર્ણ વિજયી ન નીવડે તો પણ તેનાથી કદીએ કાંઇએ વળશે નહી એમ માનવું ભૂલ ભરેલુ છે. ઘણાં ખરા સમજી ગયા છે કે આ વખત કર્તવ્ય યુગનો છે. જે કરીયે તે સત્ય-ન્યાયજ્બી અને જે કહીયે તે ગેરવ્યાજબી-એટલે કે આ જમાનામાં કહેવા કરતાં કરી બતાવવાનું મહાત્મ્ય વિશેષ છે. અત્યાર સુધીમાં આપણી જ્ઞાતિએ બોલવામાં બહુ સમય ગાળ્યો નથી; જે સમય ગાળ્યો છે તે ફક્ત નિંદ્રામાં. આખરે બહારના "સમજો, કર્તવ્ય યુગ છે. પ્રારબ્ધ વાદને ત્યજો" એવા રણકારાએ તે નિંદ્રાનો ભંગ કર્યો અને આપણને કર્તવ્ય દિશા તરફ દોર્યા. બીજી જ્ઞાતિઓનું અનુકરણ કરી આપણી જ્ઞાતિની એક બેઠક પણ થઇ ચુકી.

, કોઇ બે-ચાર એવા કલહ પ્રીય પણ હોઈ શકે કે જે તે બેઠકને નિષ્ફળ માનતા હોય. આમ સમજવાના કારણો ભલે તેઓજ જાણતા હોય, પોતાની રાંક પુત્રી એજ જેની વેપારની વસ્તુ હોય, એવાજ કૃત્યોથી નીપજતા ધન વડે જેઓ પોષાતા હોય અને કરી શકે એમ હોય છતાં પણ અજ્ઞાનતાથી જેઓ એવા અધમ કાર્યોમાં રચ્યાપચ્યા રહેતા હોય એવા જ લોકો કહી શકે કે એવી પરિષદ્ બીનજરૂરી છે. જેઓ સમજે છે, જેઓને એવાં અધમ કાર્યો અટકાવવાં છે તેઓના ચહેરા તો આવા સાધનોથી પ્રફુલ્લીત થતાં હશે કારણ કે તે પરિષદ્ ભરાયા બાદ થોડા દીવસમાં જાણવામાં આવ્યું કે અમુક જગ્યાએ અમુક જાણીતા આસામીઓએ તેનાં ઠરાવનો અમલ કર્યો.

આમ જ્યારે ધનાઢ્ય અને જ્ઞાતિમાં અગ્રપદવાળાઓ પરિષદના ઠરાવો મુજબ વર્તશે ત્યારે તેનાથી બીજા ઘણા- ગરીબ બંધુઓ પણ તે મુજબ વર્તવા તૈયાર થશે. આસ્તે આસ્તે શરૂ થયેલું કામ નિર્વિઘ્ન અને સંતોષકારક નીવડે છે. વૃક્ષ વાવતાં તુરતમાં ફલ નીવડતાં નથી. તેમ આપણે પણ જ્યારે શરૂઆત થઇ ત્યારે ભવિષ્ય માટેની આશા સારીજ હોય, એમ લેખવું. આપણામાં ઘણી વ્યક્તિઓ છે કે જે અંતઃકરણથી પ્રચલીત રૂઢીઓને ધીકારે છે. પરંતુ કેવળ લોકવાયકાને ખાતરજ તેઓ જાહેરમાં આવી શકતા નથી. કાર્ય કરનારાઓએ આનું નિવારણ કરવું જરૂરનું છે અને તે વિચારી પરીષદે સૂચવેલ ઠરાવોને અમલમાં મુકે.

આપણે સુધરશું તોજ બીજાઓને સુધારશું. આ સુત્રને સમજનારાએ તનમનથી મહેનત કરીને જ્ઞાતિમાં કેમ વધારે જાગૃતી આવે એવો વીચાર કરવો જોઇએ. ગામે ગામમાં જ્યાં આપણા લોકોની વસ્તી સારા પ્રમાણમાં હોય ત્યાં જરૂર એક એવું મંડળ હોવું જોઇએ કે જે સ્થાનિક સ્થિતિની સત્ય હકીકતની નોંધ લઈ તે માટેના યોગ્ય ઉપાય સાહિત્ય માસીક મારફત જાહેર કરી શકે. જો કે આવાં મંડલો કેટલેક સ્થળે ચાલુ થઇ ચુક્યાં છે. તેમજ જ્યાં નથી ત્યાં ચાલુ થઈ જશે એવી આશા રાખીએ. કલકત્તા જેવા શહેરમાં જ્યાં આપણી વસ્તી સારા પ્રમાણમાં છે, ત્યાં એક એવી સંસ્થા નથી કે જ્યાં કોઈ વખતે આપણા લોકો એક બીજાના સહવાસમાં આવી શકે. આવા સ્થળે જો કોઇપણ બંદોબસ્ત હોય તો ત્યાં વસતા આપણા મારવાડી ભાઇઓની (જેઓની સંખ્યા પણ ત્યાં અધિક છે) સાથે પણ આપણે સારી રીતે પરિચિત થઇ શકીએ જેથી આપણા અને તેઓના આચાર વિચારમાં અથવા જે કાંઈ ભિન્નતા હોય તે દૂર કરવા માટે અમુક વખતે સહેલું થઇ શકે.

સર્વેનું કલ્યાણ કરનારો કદી પણ દુર્ગતિ પામતો નથી એવું ગીતાજીનું વચન છે. બીજાનું કલ્યાણ કરવાનું તો ઠીક પરંતુ અત્યારે આપણી જ્ઞાતિમાંજ પ્રથમ કલ્યાણ કરનારાઓની આવશ્યકતા છે. જેનાથી તે બની શકે તેણે તે કરી છુટવું એમાંજ તેના કર્તવ્ય સુગની કૃતિશ્રી છે. આપણામાં જે જે વ્યક્તિ કામ કરી શકે એમ છે તેણે તુરતમાં સ્થળે સ્થળે જ્ઞાતિ મંડળો સ્થાપવા યોગ્ય પગલાં લેવા બહાર પડવું અને ગરીબોના હૃદયોની ભીડી આશિષ લઇ કૃતાર્થ થવું એવી વિનંતિ છે વિશેષ શું હોય?

રમણીકલાલ શિવશંકર વોરા, કલકત્તા.

પડી રહે, તેમને શું ?" માતાજીને જો દ્વિતિય વસ્તુની જરૂર પડે અને જો તેમની આગળ આ વાત મૂકવામાં આવે તો બોલે કે "સૌ થઇ રહેશે," પણ જો એમને સવાલ પૂછીએ કે "તમારા ઘરમાં કોઇ દિવસ આવી રીતે ચાલ્યું છે ?" તો આંખ ફાટી જાય છે અને ક્રોધની દૃષ્ટિએ નિહાળ્યા કરે છે. "અહા કેટલો ઢોંગ"!

"આતે અચળ શ્રદ્ધા કે અંધશ્રદ્ધા ?"

ભદ્રશંકર મંછારામ અગ્નિહોત્રી, શુક્લતીર્થ.

## जातीय समाचार.

માંડવી:—અત્રેનું મંડળ જે થોડા વખત ઉપર અસ્તવ્યસ્ત થઈ ગયું હતું તેને પુનઃ સારા પાયા ઉપર મૂકવા પ્રયાસ શરૂ થએલો છે. તેના ૧૨, ૧૫ સભાસદો થઇ ચૂક્યા છે. નીચે પ્રમાણે હોદ્દેદારો નીમવામાં આવ્યા છેઃ—

પ્રમુખઃ—ઓઝા ઇશ્વર વૈજનાથ, એમ, બી. બી. એસ. મન્ત્રીઃ— હેમતરામ મયાશંકર ઓઝા, સલાહકાર–ત્રવાડી જુઠાલાલ છબીલદાસ તથા ઓઝા શિવશંકર મયાશંકર મંડળનું કામ અત્યારે સરળતાથી ચાલે છે અને વિદ્વાન પ્રમુખ તથા ઉત્સાહી સલાહકાર તથા સભાસદોના પ્રયાસથી મંડળનું કામ સારી રીતે ચાલશે એવી આશા રહે છે.

મહુવાઃ—શ્રીમાળી બ્રાહ્મણ યુવક મંડળની એક સભા તા. ૧૯–૮–૨૩ ના રોજ મંડળની ઓફીસે બોલાવવામા આવી હતી તે વખતે નીચે પ્રમાણે કામ થયું હતું.

"ઓગસ્ટના **શ્રીમાળી** શુભેચ્છકમાં પ્રાન્તિક સમ્મેલન ભરવાની આવશ્યકતા જણાવી છે. તે બાબત દરેક પ્રાન્તના મુખ્યમુખ્ય ગામમાં ચળવળ ઉભી કરવાની સૂચના કરવામાં આવી છે. મહુવાના યુવક મંડળે એ પ્રમાણે ગોહિલવાડ પ્રાન્તિક સમ્મેલન બોલાવવાની ચર્ચા શરૂ કરવી અને પ્રાન્તના પ્રત્યેક ગામમાં પત્રિકાઓ દ્વારા અથવા તો ડેપ્યુટેશન ફરીને તે કામ શરૂ કરવું. તે બાબતમાં જે ખર્ચ થાય તે મંડળ તરફથી આપવો" એવો એક ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો. તેના પર ખુબ ગરમા ગરમ ચર્ચા થઈ હતી અને છેવટે મત લેતાં બહુમતીથી ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

---

**શ્રીમાળી શુભેચ્છકના ચાલુ વર્ષમાં નવા થએલા ગ્રાહકોને**- વિનંતિ જે અઢી આનાની પોસ્ટની ટીકીટો મોકલવાથી આપને ગત વર્ષનાં અંકો તથા ભેટનાં પુસ્તકો મોકલી આપવામાં આવશે. તન્ત્રી.

## મકાનફાળાની મહાલક્ષ્મીની છબીવાળી રૂા. એકવાળી ટીકીટો.

હા. ગીરજાશંકર જટાશંકર અગ્નીહોત્રી મુંબાઇ
૧ દામોદરદાસ સુંદરજી, ઘાટકોપર.
૧ માવજી સુંદરજી „
૧ ખટાઉ દેવજી „
૧ પોપટ રામજી મુંબાઇ
૧ અમૃતલાલ રતનજી મુંબાઈ
૧ જેઠાભાઈ ડોસાભાઈ શોની મુંબાઇ
૧ જેશીંગ. ગોપાળજી ઘાટકોપર
૧ હીરચંદ છગનલાલ „
૧ ગીરધરલાલ દામજી „
૧ અમૃતલાલ મુળજી ત્રવાડી „
૧ પારેખ ખીમચંદ નાગરદાસ „
૧ શેઠ વ્રજલાલ વનમાળી „
૧ સોની ઠાકરસી કલ્યાણજી મુંબાઇ
૧ શોની પ્રાગજી ડોસાભાઇ „
૧ છગનલાલ મોતીચંદ „
૧ ખેતશી પીતાંબર ઘાટકોપર
૧ શંકરલાલ છગનલાલ „
૧ હીંમતલાલ દલપતરામ „
૧ શેઠ દેવજી કુંવરજી „
૧ જગજીવન ગીરધર „
૧ શાંતિલાલ મંગળદાસ શાહ અમદાવાદ
૧ સોની વેલજી દામોદર મુંબાઈ
૧ ગીરજાશંકર જટાશંકર ઘાટકોપર
૧ શેઠ ખેતશી જેઠા „
૧ શેઠ મંછુભાઇ સાકરચંદ મુંબાઇ
હા. મનસુખલાલ ડાહ્યાભાઇ દામનગર.
૨ ભગતભાઇ ભગવાનદાસ મુંબાઇ
૧ ઉમીઆશંકર કલ્યાણજી ઓઝા લાઠી
૩ હીંમતલાલ ભાણજી પરવડી
૨ અમૃતલાલ મોતીચંદ શાહ દામનગર
૨ મીસ્ત્રી કાનજી દેવજી વઢવાણ
૧ મીસ્ત્રી લધુ નારણ
૧ મગનલાલ માવજી દામનગર
૨ લવજી ભાણજી મહુવા
૨ જયંતીલાલ હીરાલાલ મુંબાઇ
૧ મગનલાલ જીવણ જસપરા
૧ વિઠલદાસ ચીમનલાલ કપડવંજ
૧ ચીમનલાલ મગનલાલ કપડવંજ
૧ રતીલાલ કાલિદાસ શાહ દામનગર
૧ દામોદર મોતીચંદ શાહ „
૧ જયંતીલાલ માણેકચંદ કુંડલા
૧ કામદાર કેશવલાલ દામનગર
૧ હરખચંદ ઝવેરચંદ મુંબાઇ
૧ મીસ્ત્રી એન્ડ મ્હેતા „

---

૫૦
૫૫૪ ઓગસ્ટના અંકમાં જાહેર થએલા

---

૬૦૪ કુલ

મન્ત્રીઓઃ—શ્રી મ. આ. શ્રી ધા. કે. મંડળ.
અમદાવાદ.

## શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય-અમદાવાદ,
### ગતમાસમાં મળેલી મદદ.

૨૫) રા. રા. છોટાલાલ દલપતરામ દવે, ગં. સ્વ. ચંચળબાઇની વર્ષી નિમિત્તે ભોજન માટે.
૨૫) રા. રા. ચિમનલાલ દ. દવે, ભોજન માટે.
૧૧) રા. રા. માણેકલાલ લીલાધર ઓઝા, વાંદરા, તેમના સ્વ. પત્ની પ્રસન્નગૌરીની સંવત્સરી નિમિત્તે ભોજન માટે.
૨૦) ડૉ. મૂળશંકર પ્રાણજીવન ઓઝા, રાજકોટ.
૨) રા. રા. મૂળશંકર નાનાભાઇ ઉર્ફે પેથાભાઇ, ધોળકા, છાત્રાલયની મુલાકાત પ્રસંગે.
૫) રા. રા. ઉંટાલાલ વલભજી દવે, સૂરતવાળા, અમરાવતી, જનોઈ નિમિત્તે.
૧) રા. રા. દલપતરામ મુળશંકર દવે, પૂના, જનોઈ નિમિત્તે.
૧૦) શ્રી રૂપપરની જ્ઞાતિ સમસ્ત તરફથી હા. શંકરલાલ ઉમેદરામ દવે.

૯૯ રૂ. કુલ.

### એક ખુલાસો.

મે માસના અંકમાં મુંબાઇમાં કામ પ્રસંગે આવનાર જ્ઞાતિબંધુઓને રહેવા, ઉતરવા જમવાની સગવડ થાનવાળા શ્રીમાન્ ચાચજી શિવરામ દવેએ પોતાના ભૂલેશ્વર પરેલા ભોઇવાડામાં લક્ષ્મીનારાયણ હિન્દુલોજમાં કર્યા બાબત જાહેર થએલ છે. તે બાબતમાં કેટલાક જ્ઞાતિબન્ધુઓમાં એવી ગેરસમજુત થવા પામી છે કે તે સગવડ માત્ર યજુર્વેદી બ્રાહ્મણો માટે છે. આ સગવડ માત્ર યજુર્વેદી બ્રાહ્મણો માટેજ નહિ પરંતુ કોઇપણ શાખાના શ્રીમાળી બન્ધુ સમસ્તને માટે છે. સામવેદી તેમજ યજુર્વેદી બ્રાહ્મણો બન્ને આ લાભ લઇ શકે છે. તન્ત્રી.

મુંબાઇ—અત્રે સામવેદી બ્રાહ્મણો જનોઇ પહેરે ત્યારે "પીસ્તાળીશ" જમે છે. "પીસ્તાળીશ" એટલે શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ સમસ્ત, છતાં આ "પીસ્તાળીશ" માં હાલાર તરફનાજ શ્રીમાળીભાઇઓ જમે છે. આમાં દરેક વિભાગનો સમાવેશ થાય તેવો કોઈ નિકાલ અગ્રેના આગેવાનોએ હવે લાવવો ઘટે છે. હાલ જનોઇ નિમિત્તે યજુર્વેદી શાખાના બ્રાહ્મણોએ આધરમાસમાં જનોઇ પહેરી હતી, અને શ્રીમાન્ પ્રાગજીભાઇ મૂળશંકર દવે દ્વારકાવાળાએ આ જનોઇના શુભદિવસથી ઘર કરીને પોતે મુંબાઇમાં વસે છે ત્યાં સુધી જનોઇના રોજ જનોઇ પહેરનાર તમામ જ્ઞાતિબંધુઓને પોતાને ત્યાં ભોજન

આપવાની શુભેચ્છા દર્શાવી છે. આ પ્રસંગે અત્રેના "શ્રીમાળી હિતવર્ધક મંડળને રા. ૧૧૫) જેટલી રકમ જુદા જુદા ભાઇઓ તરફથી ભેટની મળી છે. મુંબાઈમાં વસતા બન્ને શાખાના ગૃહસ્થોને એકત્ર મળવાના પ્રસંગો વર્ષમાં એકાદ બે વાર પણ યોજવામાં આવે તો પરસ્પર બહુ લાભ થાય. અગ્રેસરો આનો વિચાર કરી કાંઈક વ્યવહારુ કામ કરે તો કાંઇક જ્ઞાતિહિત થઇ શકે.

"ભાવનગર શ્રીમાળી બ્રાહ્મણ બોર્ડિંગ ફંડ."

ગયા અંકમાં જણાવી ગયા છીએ તે મુજબ આ ફંડમાં રા. રા. અનોપરામભાઇએ ભરેલા રૂ. ૫૦૦) તેમના તરફથી આવી જતાં દરબારી બેંકમાં ફંડનું ખાતું ખોલાવી જમા કરાવવામાં આવ્યા છે. તે ઉપરાંત મહુવા, તળાજા, ત્રાપજ, શિહોર, ઘોઘા તથા ઉમરાળાના સંભાવિત ગૃહસ્થોને આ ફંડમાં મદદ કરવા વિનંતિપત્રો લખવામાં આવ્યાં છે. બીજા કેટલાક સ્થળોએ પત્ર લખવાના છે તે હવે પછી લખવામાં આવશે.

રા. રા. ધનેશ્વર પરમાણંદદાસ તથા રા. રા. કૃષ્ણલાલ કેશવલાલ ત્રીવેદી દરેકે આ ફંડમાં રૂ. ૩૦૧) ભર્યા છે અને ફંડને આગળ વધારવાના કાર્યમાં દરેક જાતની સહાનુભૂતિ આપવા બન્ને ભાઇઓએ વચન આપ્યું છે.

ઉપરના ત્રણ ભાઇઓના દાખલા લઈ અન્ય જ્ઞાતિભાઇઓ આ કાર્યમાં પોતાનો ઉદાર હાથ લંબાવી યથાશક્તિ ટેકો આપશે એવી આશા રાખવામાં આવે છે.

તા. ૨૬-૮-૨૩.
ભાવનગર. } હ. મ.

## જાહેરાત.

પૂનાના એક સ્વતંત્ર ધંધો ચલાવતા સંભાવિત જ્ઞાતિગૃહસ્થ, જેમની ઉંમર હજુ ચાળીસની અંદર છે તેઓ ઘરભંગ થવાથી તેમને કન્યાની જરૂર છે. પૈસો આપતાં અનેક કન્યાઓ મળી શકે. પરન્તુ પોતે કન્યાવિક્રયના કટ્ટા શત્રુ હોવાથી તેવો વેપાર કરવા માગતા નથી—તેથી કન્યાવિક્રય નહીં કરનાર કોઈ જ્ઞાતિજનને પોતાની કન્યા આપવા માટે સારૂં આબરૂદાર સુખી સ્થળ જોઇતું હોય તો તેમણે તે બાબતમાં નીચેના શિરનામે પત્ર વ્યવહાર કરવો.

બ. ર. મૂળાણી.
મહિલાશ્રમ, હીંગણે બુદ્રુક-પુના સીટી.

# શ્રીમાલી બ્રાહ્મણ છાત્રાલય–અમદાવાદ
## ના
## મકાનફાળા માટે વિનંતિ.

**જ્ઞાતિના બાળકોની ઉન્નતિ માટે ઉત્સાહ ધરાવતા, જ્ઞાતિનું સરસ્વતિ મંદિર ઉભું કરવામાં મદદરૂપ થઇ શકે તેવા સો ઉત્સાહી, જ્ઞાતિ દાઝવાળા જ્ઞાતિ ગૃહસ્થોની ખાસ જરૂર.**

**જે જ્ઞાતિ પોતાની ભાવી ઉન્નતિ માટે, પોતાના બાળકોના હિત માટે પરિશ્રમ ઉઠાવી રૂા. ૧૨૫) જેવી નજીવી રકમ ભરાવી શકે તેવા સો માણસો પણ પૂરા ન પાડી શકે તે જ્ઞાતિ પામર અને પોતાની ઉન્નત્તિ સાધવા માટે નાલાયક ઠરે.**

**જ્ઞાતિનું નાક રાખવાને શું આવા સો ગૃહસ્થો તત્પર નહિં થાય!**

વિદ્યાર્થી આશ્રમોનો ઉદ્દેશ માત્ર રહેવા જમવાની સગવડ આપવામાંજ પરિપૂર્ણ થતો નથી. રહેવા જમવાની સગવડો તો હૉટલ અને વીશીઓમાં ઘણી હોય છે. બોર્ડીંગોમાં દરેક વિદ્યાર્થી દીઠ જે ખર્ચ આવે તેટલીજ રકમ સ્કોલરશીપ કે મદદ તરિકે આપવાથી તેટલાજ વિદ્યાર્થીઓ હૉટલે કે હોટલોમાં રહી પોતાના અભ્યાસની સગવડતા મેળવી લઇ શકે. વિદ્યાર્થી આશ્રમનો ઉદ્દેશ માત્ર રહેવા જમવાની સગવડજ આપવાનો ન હોવો જોઇએ. વિદ્યાર્થીઓ એકત્ર રહી બંધુત્વ, શાંતિભાવ ખીલવી શકે, યોગ્ય દેખરેખ અને સૂચનાઓ નીચે તેઓ હરી ફરી રમી શકે, તેઓ પોતાની શારીરિક સંપત્તિ સુધારી શકે, તેમજ તેઓ બાગ બગીચાઓ ઉછેરવાની, વણાટની તેમજ બીજા ઉપયોગી કામ કરવાની કળા પ્રાપ્ત કરી શકે અને સૌથી વધારે તો એકે પોતાનું ચારિત્ર્ય તેઓ સર્વાંગે સુધારી તથા વિકસાવી શકે, તેઓ સ્વાશ્રય શીખી શકે, મહેનતનું ગૌરવ તેઓ સારી રીતે સમજી શકે, કાર્ય કરવાની શક્તિ, સેવાભાવ તેઓ પ્રાપ્ત કરી શકે, તેટલા માટે શહેરોના ધુડ ધુવાડાથી દૂર, શહેરની અનેકવિધ લાલચો, પ્રલોભનોથી દૂર, શારીરિક,

માનસિક તથા આધ્યાત્મિક શક્તિઓનાં પોષક અને પ્રેરક બહારનાં કુદરતી સૌંદર્ય નિર્મળ પવિત્ર હવા પાણીવાળી, વિશાળ સ્થાનમાં આપણાં વિદ્યાર્થીગૃહોનું સ્થાપત્ય હોવું જોઇએ.

જેવો પરિષદોનો મોહ અને ચેપ તેવોજ કેળવણી ફંડો અને વિદ્યાર્થી ગૃહોનો ચેપ પણ પ્રત્યેક જ્ઞાતિમાં વ્યાપેલો આપણે જોઇએ છે, ઘણાં ખરાં શહેરોમાં વિદ્યાર્થી ગૃહો હોય છે. આ વિદ્યાર્થી ગૃહો લૉજ, હોસ્ટેલ કે અંગ્રેજી બોર્ડીંગ હાઉસથી કોઇપણ પ્રકારે ચડીઆતાં નથી હોતાં. તેમાં વિદ્યાર્થીગૃહોનો ભાવજ નથી હોતો. વિદ્યાર્થીઓ તેમાં ઉપરોક્ત ગુણો કે કળાઓ પ્રાપ્ત કરી નથી શકતા. પરંતુ થોડાઘણા અપવાદ સિવાય તેઓ સ્વચ્છંદ, ઉદ્ધતાઇ, અનીતિ, કુટેવો, અસલ ભાગ્યેજ શીખે છે. શહેરનું આસપાસનું અનીતિમય વાતાવરણ, શહેરની સાંકડી ગલીઓ અને કુસંગત, સારી દેખરેખ આગળ પણ વિદ્યાર્થી જીવનને આડે રસ્તે વહાવ્યા વિના નથી રહેતાં. કુદરતની સાથેનો સહવાસ, પવિત્ર વાતાવરણ અને પવિત્ર આંદોલન એ જીવનવિકાસનાં મુખ્ય સાધનો ગણવામાં આવ્યાં છે તે કાંઇ ખોટું નથી. જૂના સમયના ઋષીઓની પર્ણકુટીઓ, વિદ્યાર્થીઓનાં અભ્યાસ આશ્રમો શહેર કે ગામડાંઓની વચ્ચે નહિ પરંતુ દૂર સુદૂર સૃષ્ટિ સૌંદર્યના ખોળામાં આવેલાં હતાં. અત્યારની કોલેજો અને રેસીડેન્સી કે હોસ્ટેલો પણ વિશાળતાની વચ્ચે શાંત સ્થળોમાં સામાન્ય રીતે રાખવામાં આવે છે એમાંયે કાંઇ સંકેતો રહેલોજ હોય છે. સારે વિદ્યાર્થી આશ્રમો એતો માત્ર વીશીઓ, લૉજો કે હોસ્ટેલોથી વિશેષરૂપે, વાસ્તવિકરૂપે આશ્રમોજ થવા માગતાં હોય તો તે શહેરની વચ્ચે નહિ પરંતુ શહેરથી બહુ નહી તો થોડે દૂર પણ પવિત્ર વાતાવરણ અને સૃષ્ટિ સૌન્દર્ય વચ્ચે આવેલાં હોવાં જોઇએ. દરેક જ્ઞાતિ, દરેક વ્યક્તિ વિદ્યાર્થી આલમના હિત અર્થે આ વાત સમજે એ જરૂરનું છે.

અમદાવાદના આપણા વિદ્યાર્થી આશ્રમને માટે મકાન બાંધવા માટે શહેર બહાર બહુ દૂર નહિ, બહુ નજીક નહિ, તેવા એકાંત સ્થળમાં વિશાળ જમીન ખરીદવામાં આવી છે. અને તેમાં આપણી જ્ઞાતિનું સરસ્વતિ મન્દિર ઉભું કરવાનું છે. બાળ વિદ્યાર્થીઓને શહેરમાં અભ્યાસાર્થે આવવાની મુશ્કેલી જણાશે તો તેમના માટે વાહનની ગોઠવણ કરવામાં આવશે.

આ સરસ્વતી મન્દિર બાંધવા માટે રૂ. ૨૫૦૦૦)ની ખાસ જરૂર છે. આ રકમ એકત્ર કરવા માટે એક વર્ષ થયાં પ્રયાસ ચાલી રહેલ છે.

અત્યાર સુધીમાં જ્ઞાતિની ૭ સમર્થ વ્યક્તિઓ તરફથી એક એક ઓરડો બંધાવી આપવાના વચનો મળેલાંછે. દરેક ઓરડાના રૂા.૧૫૦૧ લેખે ૭ ઓરડાના રૂા. ૯૦૦૦) નાં વચનો આ રીતે મળેલાં છે. તેમાંની થોડી રકમ આવી ગઈ છે, થોડી રકમો આવે છે અને જે થોડી હજુ બાકી છે તે થોડા વખતમાં આવી જશે એવી આશા રહે છે. આ સરસ્વતિ મન્દિર ઉભું કરવા માટે ઓછામાં ઓછા રૂા. ૨૫૦૦૦) ની જરૂરીયાત અગાઉ દર્શાવવામાં આવી છે. તે પૈકી ઉપર પ્રમાણે રૂા. ૯૦૦૦) નાં વચનો મળેલાં છે. હજુ રૂા. ૧૬૦૦૦) ની જરૂર છે. અત્યારની સામાન્ય વ્યાપારી મંદી અને નિસ્તેજતાને અંગે જ્ઞાતિમાંથી શું કે જ્ઞાતિ બ્હારથી શું પણ મ્હોટી રકમોની હાલ તુરતમાં આશા રાખી શકાય તેવું નથી. તેથી ટીપે ટીપે સરોવર ભરવાની જરૂર છે. આ સરોવર ભરવા માટે રૂપીઆ એકવાળી મહાલક્ષ્મીજીની છબીવાળી મહોનકાળાની ટીકીટો કાઢવામાં આવી છે. આ ટીકીટો અત્યાર સુધીમાં રૂા. ७००) સુધીની ભરાએલી છે.

બીજી છુટી છુટી ટીકીટો ભરાવવાનો પ્રયાસ જ્ઞાતિના કેટલાક ઉત્સાહી ગૃહસ્થો કરી રહેલા છે. પરંતુ આ મ્હોટું સરોવર ભરવું તે જ્ઞાતિ દાઝવાળા ઉત્સાહી સંખ્યાબંધ જ્ઞાતિ ગૃહસ્થોના પ્રયાસ સિવાય બની શકે નહિં.

જો આપણી સમસ્ત જ્ઞાતિમાંથી એક સો ઉત્સાહી ગૃહસ્થો નીકળે કે જે પોતે રૂા. ૧૨૫) ભરે અગર તો જ્ઞાતિના બીજા ગૃહસ્થો પાસેથી અગર તો અન્ય જ્ઞાતિઓના શ્રીમંત, વિદ્યાપ્રેમી, ઉદાર, દાનવૃત્તિવાળા ગૃહસ્થો પાસેથી તે રકમ ભરાવે તો રૂા. સાડાબારહજારની મ્હોટી રકમ તુરતમાંજ પ્રાપ્ત થઈ શકે. અગરતો જ્ઞાતિમાંથી એક પાંચસો માણસો એવા નિશ્ચયવાળા નીકળે કે અમો જાતે ૨૫) રૂપીઆની ટીકીટો ખરીદ કરીશું અગર તો જ્ઞાતિબ્હારના ગૃહસ્થોમાંથી ૨૫ ટીકીટો ભરાવીશું તો પણ તેટલીજ રકમ ઝડપમાં તૈયાર થઇ જાય. શું જ્ઞાતિમાંથી એવા રૂા. ૧૨૫) ભરાવી શકે તેવા ૧૦૦ ગૃહસ્થો અગર તો રૂા. ૨૫ ભરાવી શકે તેવા ૫૦૦ ગૃહસ્થો નહિં નીકળે? જે જ્ઞાતિ એવા ૧૦૦ જ્ઞાતિદાઝવાળા, ઉત્સાહ ધરાવતા, જ્ઞાતિના બાળકો પ્રત્યે એટલી મમતા ધરાવતા ૧૦૦ ગૃહસ્થો પણ પુરા ન પાડી શકે તે જ્ઞાતિ પામર ગણાય અને પોતાની ઉન્નતિ સાધવામાટે નાલાયક ઠરે. જ્ઞાતિની ઇજ્જત, જ્ઞાતિનું નાક રાખવામાટે રૂા. ૧૨૫) ભરી કે ભરાવી શકે તેવા ૧૦૦ ગૃહસ્થ પણ તત્પર નહીં થાય? પ્રભુ જ્ઞાતિ ગૃહસ્થોને એટલો જ્ઞાતિભાવ એટલો ઉત્સાહ અને એટલું સામર્થ્ય આપો. અસ્તુ ।

ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી.

ૐ

શ્રી મહાલક્ષ્મ્યૈ નમોનમઃ।

## શ્રી કચ્છમાંડવી શ્રીમાળી બ્રાહ્મણ વિદ્યોતેજક મિત્ર-મંડળનો ટુંકામાં સંવત ૧૯૭૭ના કાર્તિક સુદ ૨ થી સંવત ૧૯૭૯ના અષાઢ સુદ ૨ સુધીનો હેવાલ.

આ મંડળ સંવત ૧૯૭૭માં સ્થાપન થયું, તેને ત્રણ વર્ષ થવા આવ્યાં છે. તેમાં શું કર્યું તેની હકીકત શરૂઆતમાં ઘણાજ ઉત્સાહ પૂર્વક ચાલુ થયું "પણ તે આરંભે શૂરા" જેવું થયું. છેવટે આજે માત્ર ૧૨ બાર સભાસદોજ છે. તેને પણ જો બીજા ગ્નાતિ બાઇઓ ટેકો આપશે તો હજુ પણ આશા છે કે આ મંડળ એ "આદર્શ" મંડળ બની, સતકાર્યો કરી બાળકોમાં સદ્‌ભાવના રેડી આગળ વધી શકે, આશા છે કે ગ્નાતિગૃહસ્થો આ અલ્પગ્ન બાળકોની વિનંતિ સાંભળશેજ. આમાં માત્ર અમે આવક જાવક હિસાબજ જણાવેલ છે. અને દરેકનું નામ આપી સ્પષ્ટ બતાવ્યું છે, કે જેથી કોઇને શંકા ન રહે, અને છતાં પણ જો શંકા થાય તો તેઓશ્રીને અમારા ચોપડા વગેરે જોવું હોય તે જોવા વીનવીએ છીએ. અને તે વિનંતી સાંભળી જુદા આક્ષેપો નહિ મૂકતાં તપાસી ખાત્રી કરશેજ એવી આશા છે. જ્યારે આમ થશે ત્યારેજ લોકોની મંડળ પ્રત્યે શ્રદ્ધા થશે, અને સભાસદો ઉત્સાહપૂર્વક કામ કરી મંડળ આગળનું કાર્યક્રમ આગળ વધાર્યે જશે જેથી થોડા વખતમાં ગ્નાતિને લાભ થવા સંભવ છેઃ–માટે ઉપલી અરજ ગ્નાતિભાઇઓ સાંભળશેજ. આજ દિવસ સુધી કેટલા સભાસદો રહ્યા અને આગળ કેટલા હતા અને તેના તરફથી શી શી રકમ આવી તેની સવિસ્તર હકીકત નીચે મુજબ છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૬ | ઓઝા કે. પ્ર. હા. ઇશ્વરલાલ વેજનાથ. | ૧ | ત્રવાડી ઉમીયાશંર કુબેર |
| ૭ | ઓઝા શીવશંકર મયાશંકર | ૧॥ | ,, મગનલાલ જેટાશંકર |
| ૩ | ત્રવાડી જુઠાલાલ છબીલદાસ | ૩॥ | ,, અમૃતલાલ બાઇશંકર |
| ૧૭ | ઓઝા પ્રાણશંકર નરભેશંકર | ૫॥ | ઓઝા કલ્યાણજી મહાદેવ |
| ૧૦॥ | ત્રવાડી આત્મારામ રણછોડજી | ૨॥ | ઓઝા જગજીવન કરૂણાશંકર |
| ૬॥ | ,, નર્મદાશંકર કલ્યાણજી | ૩૩ | ઓઝા હેમતરા મયાશંકર |

ઉપર પ્રમાણે બાર સભાસદો હજુ કાયમ છે બાકીના હતા તે નીચે મુજબ છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૩૬ | ઓઝા જગનાથ લક્ષ્મીશંકર | ૬૮ | ઓઝા દુર્ગાશંકર રેવાશંકર |
| ૧૦ | ઓઝા બાલાશંકર મુરારજી | ૪ | ત્રવાડી મણીશંકર કરસનજી |
| ૯ | ત્રવાડી ફુલશંકર જીવાભાઇ | ૨ | ,, જેશંકર પ્રમાણંદ |
| ૧ | ઓઝા લીલાશંકર જગનાથ | ૩ | ઓઝા રતીલાલ નરભેશંકર |
| ૩ | ત્રવાડી નવલશંકર પ્રાણજીવન | ૧ | ત્રવાડી મોહનલાલ જટાશંકર |
| ૦॥ | ,, ભાઇશંકર પીતાંબર | ૧ | ,, રતીલાલ નાથાભાઇ |
| ૩ | ,, હેમતરામ છબીલદાસ | ૧॥ | ઓઝા હરજીવન અંબાશંકર |
| ૧॥ | ઓઝા ગંગાશંકર પ્રભાશંકર | ૪॥ | ત્રવાડી નવલશંકર સ્વામજી |
| ૦॥ | ત્રવાડી મયાશંકર છબીલદાસ | ૧ | ,, ફુલશંકર પ્રાણજીવન |
| ૦॥ | ,, મંગળજી ઘેલાભાઇ | ૨ | ,, રેવાશંકર જયશંકર. |

૨૦૦)એકંદરે કોરી બસો ઉપરમુજબ આજ દિવસ સુધીનું સભાસદોનું લવાજમ.

આજ દિવસ સુધી મળેલ ભેટોની રકમ તથા તેમના નામ નીચે મુજબ છે.

૦॥ ત્રવાડી રણછોડ મોનજી સખી ગૃહસ્થ તરીકે, ૯) ૧॥ ત્રવાડી જુઠાલાલ છબીલદાસ તથા જગનાથ લક્ષ્મીશંકર, ૫) ઓઝા લીલાશંકર જગનાથ યજ્ઞોપવિત પ્રસંગે, ૨) સોની જીવરાજ નારાયણજી અંજારવાળા વિવાહ પ્રસંગે, ૪) ત્રવાડી ફુલેશંકર જીવાભાઈ ભાડાપેટે, ૧) ગીરનારા ગોવિંદજી ભાડાપેટે, ૧૦) ઓઝા ગવરીશંકર પ્રાણજીવન, ૧) ગીરનારા ગોવિંદજી બક્ષીશ, ૦॥ સેવક ત્રીકમજી રણછોડદાસ, ૧) ઓઝા કલ્યાણજી મહાદેવ ૧) ઓઝા કાશીનાથ કરસનજી ૦॥ ત્રવાડી આત્મારામ રણછોડજી ૫૦ ત્રવાડી મણીશંકર કરસનજી, ૧) ઓઝા જગજીવન :કરુણાશંકર, કુલ કોરી ૯૫) ૧॥ તથા રૂ. ૫) ત્રવાડી મણીશંકર કરસનજી ભેટ, ૧૦) ત્રવાડી મણીશંકર કરસનજી વડીલભાઇના વરસી પ્રસંગે, ૧) ત્રવાડી ગંગાશંકર ધનેશ્વર માતુશ્રીની યાદીમાં, ૧) ઓઝા જગનાથ લક્ષ્મીશંકર સીમંત પ્રસંગે, ૨) ત્રવાડી પીતાંબર ભવાનીશંકર, ૨) ત્રવાડી સ્વામજી આણંદજી, ૦॥ શેઠ પાનાચંદ ડુંગરસિંહ, ૦॥ ઓઝા હેમતરામ મયાશંકર, ૨) ત્રવાડી મયાશંકર નથુભાઇ ૦॥ જાદુરામ જટાશંકર, ૧૦) ત્રવાડી મણીશંકર કરસનજી ઇનામ વખતે, ૧) સ્વામી રમેશાનન્દજી મંડળની મુલાકાત વખતે, ૨) ઓઝા પ્રાણશંકર નરભેશંકર. ૧) ઓઝા રતીલાલ નરભેશંકર વેવીશાળ પ્રસંગે, ૪॥= પરીષદના સભાસદોના અડધા ભાગના હા. ગંગાશંકર પ્રભાશંકર. કુલ રૂ. ૩૫॥=.

એ રીતે એકંદર કોરી ૯૫) ૧॥ તથા રૂ. ૩૫॥= ની પ્ર. કો. ૧॥ લેખે કોરી ૧૫૬॥ ૫ કોરી થઈ છે.

# શ્રીમાળી બ્રાહ્મણ વિદ્યાર્થી આશ્રમ-અમદાવાદ

## યજમાન ગૃહસ્થો તથા અન્ય વિદ્યાનુરાગી ગૃહસ્થોને વિનંતિ.

### દાન કરવાનું સર્વોત્તમ સ્થાન.

સજ્જનો,

આપના જાણવામાં કદાચ નહિ હોય કે અમદાવાદમાં શ્રીમાળી બ્રાહ્મણ વિદ્યાર્થીઓ માટે એક બોર્ડિંગ-વિદ્યાર્થી આશ્રમ-આજ ત્રણ ચાર વર્ષ થયાં ચાલે છે. શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ એવી ધનાઢ્ય નથી કે તે સ્વતન્ત્ર રીતે પોતેજ આવી સંસ્થાનું આખું ખર્ચ ઉપાડી શકે. છતાં કચ્છ-કાઠિઆવાડ-ગુજરાતના શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના ગૃહસ્થોએ આજસુધીમાં રૂ. ૫૦,૦૦૦ જેટલી રકમ આ સંસ્થા માટે આપી છે. આ વિદ્યાર્થી આશ્રમમાં અત્યારે ૨૫-૩૦ વિદ્યાર્થીઓ-શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિના બ્રહ્મચારીઓ-રહીને વિદ્યાભ્યાસ કરે છે. વિદ્યાર્થી આશ્રમને પ્રત્યેક વર્ષે રૂ. ૪૦૦૦ નું ખર્ચ છે. એટલું મોટું ખર્ચ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિ પોતે ઉપાડી લ્યે તેવી આ જ્ઞાતિની સ્થિતિ નથી. તેથી આ આશ્રમને મદદ કરવામાં આપનો ઉદાર હાથ પ્રસંગોપાત્ત લંબાવવા આપને આ હસ્ત પત્રથી વિનંતિ કરવામાં આવે છે.

યજમાન ગૃહસ્થો! આપ શ્રીમાળી બ્રાહ્મણોને જ્ઞાતિ ભોજન તેમજ અન્ય દાન આપો છો. આ સંસ્થામાં પણ શ્રીમાળી બ્રાહ્મણ વિદ્યાર્થીઓજ-શ્રીમાળી બ્રાહ્મણ બ્રહ્મચારીઓજ-છે. શ્રીમાળી બ્રાહ્મણ વિદ્યાર્થીઓની જ્ઞાનક્ષુધા નહીં ટાળશો? વિદ્યાનુરાગી ગૃહસ્થો! સમદેશીય ભાવનાવાળા તમામ સજ્જનો! આપ પણ આ આશ્રમને મદદ કરવામાં સંકોચ નજ ધરાવી શકો.

### આ વિદ્યાર્થી આશ્રમને નીચે જણાવેલી રીતો પ્રમાણે મદદ કરી શકાય છે—

(૧) વિદ્યાર્થી આશ્રમ માટે મકાન બંધાવવા માટે અમદાવાદમાં ન... પાર જમીન ખરીદવામાં આવી છે, અને ત્યાં મકાન ઉભું કરવાનું છે

પોતાક ઓરડાઓ બાંધી આપવાની કેટલાક જ્ઞાતિ ગૃહસ્થોએ ઇચ્છા દર્શાવી છે. હજુ વધુ ઓરડાઓની જરૂર છે. એક ઓરડાનું ખર્ચ રૂ. ૧૫૦૦ થી ૨૦૦૦ નું આંકવામાં આવ્યું છે. યજમાન ગૃહસ્થો એક એક ઓરડો બંધાવી આપી આ સરસ્વતી મંદિર ઉભું કરવામાં મદદ રૂપ થઇ શકે છે. તેમના અંગર તો તેમના સ્નેહીજનના સ્થાઇ સ્મરણમાં તેવા ઓરડો બંધાવી શકાય છે. તેમના નામની આરસની તક્તિઓ ઓરડા ઉપર હંમેશને માટે રાખવામાં આવશે.

(૨) પોતાના અથવા પોતાના સ્નેહીજનના સ્મરણમાં એક વિદ્યાર્થીને નિભાવવા માટે રૂ. ૨૦૦૦)ની રકમ ઠરાવવામાં આવી છે. તેવી રકમમાંથી હમેશને માટે એક વિદ્યાર્થીને મફત નિભાવવામાં આવશે, અને તે વિદ્યાર્થી તે રકમનો સ્મારક વિદ્યાર્થી ગણાશે.

(૩) એક વિદ્યાર્થીને કાયમને માટે અરધી માફી આપવા માટે રૂ. ૧૦૦૦)ની રકમ ઠરાવવામાં આવી છે. તેવી રકમમાંથી દાતા ગૃહસ્થ ઠરાવે તે નામે વિદ્યાર્થીને કાયમને માટે અડધી માફી આપવામાં આવશે.

(૪) એક વિદ્યાર્થીને માટે પા માફી આપવા માટે રૂ. ૫૦૦)ની રકમ ઠરાવવામાં આવી છે. તેવી રકમમાંથી દાતા ગૃહસ્થ ઠરાવે તે નામે એક વિદ્યાર્થીને કાયમને માટે પા માફી આપવામાં આવશે.

(૫) એકજ વર્ષને માટે એક વિદ્યાર્થીને પોતાના નામની આખી માફી આપવા માટે રૂ. ૧૦૦), અડધી માફી આપવા માટે રૂ. ૫૦, અને પા માફી આપવા માટે રૂ. ૨૫) ઠરાવવામાં આવ્યા છે.

(૬) પોતાના સ્નેહીજનની તિથિ સ્મારક માટે રૂ. ૨૫૧)ની રકમ ઠરાવવામાં આવી છે. તેવી રકમમાંથી નિયત કરેલ તીથિએ વિદ્યાર્થી આશ્રમના તમામ વિદ્યાર્થીઓને મિષ્ટભોજન આપવામાં આવે છે. જ્ઞાતિ ભોજન કરવા જેટલુંજ આમાં ખર્ચ છે. પોતાના સ્નેહી જનના નામની કાયમને માટે યાદગીરી રાખી શકાય છે, તે આ બાબતમાં વિશેષતા છે.

(૭) ઠરાવેલી તિથિએ સાદું ભોજન આપવા માટે રૂ. ૧૦૦)ની રકમ ઠરાવવામાં આવી છે.

(૮) ઠરાવેલી તિથિએ વિદ્યાર્થીઓને દુધ આપવા માટે રૂ. ૫૦)ની રકમ ઠરાવવામાં આવી છે.

(૯) રૂા. ૧૦૦૦) આપી આ આશ્રમના સુરક્ષી થઈ શકાય છે. રૂા. ૫૦૦) કે વધુ રકમ ભરી આશ્રમના આશ્રયદાતા થઇ શકાય છે. રૂા. ૨૫૦) કે વધુ રકમ ભરી આશ્રમના હિતેચ્છુ થઇ શકાય છે, અને રૂા. ૧૨૫) કે વધુ રકમ ભરી આશ્રમના સીમ્પેથાઇઝર કે સહાનુભૂતિદર્શક થઈ શકાય છે.

(૧૦) એક દિવસના મિષ્ટભોજન માટે રૂ. ૧૫) ઠરાવવામાં આવેલ છે.

(૧૧) એક દિવસના સાદા ભોજન માટે રૂ. ૫) ઠરાવવામાં આવેલ છે.

(૧૨) તે ઉપરાંત વિદ્યાર્થીઓને ફી, ચોપડીઓ, કપડાં વગેરે પહેરવા, ઓઢવા, પાથરવાનાં સાધનો, અનાજ વગેરે પણ ઇચ્છા મુજબ આપી શકાય છે.

(૧૩) શુભાશુભ પ્રસંગે પણ યથાશક્તિ રોકડ યા તો બીજી કોઇપણ પ્રકારની મદદ મોકલી શકાય છે.

(૧૪) વાર્ષિક રૂ. ૫) ભરી પ્રથમ વર્ગના સભાસદ થઈ શકાય છે.

(૧૫) વાર્ષિક રૂ. ૩) ભરી દ્વિતીય વર્ગના સભાસદ થઈ શકાય છે.

(૧૬) મકાન ફાળા માટેની મહાલક્ષ્મી માતાની છબીવાળી એક રૂપીઆની ટીકીટો પણ યથાશક્તિ પ્રમાણમાં લઈ મદદ કરી શકાય છે.

બ્રહ્મદાન માટે આ વિદ્યા મન્દિર સર્વોત્તમ સાધન છે. ઉદાર યજમાન ગૃહસ્થોને તેમજ વિદ્યાપ્રેમી સમભાવી સજ્જનોને અમારી નમ્ર વિનંતિ છે કે તેઓ ઉપરની રીતો પૈકી યોગ્ય લાગે તે રીતે આ શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલયને યથાશક્તિ મદદ પ્રસંગોપાત મોકલાવશો. સર્વે દાનમાં વિદ્યા દાન શ્રેષ્ઠ છે અને તેમાંએ આતો બ્રાહ્મણ વિદ્યાર્થીઓને દાન માટેની માગણી છે. આ માગણીનો યોગ્ય સત્કાર કરશો એવી આશા છે.

રાયપુર, દોલતખાના,
ઓદિચની વાડી પાસે પારસ-
રામ મહારાજના બંગલામાં.
અમદાવાદ.

મગનલાલ શિવશંકર ત્રિવેદી
કાલિદાસ વસનજી દવે.
રતિલાલ મોહનલાલ ત્રિવેદી.
મન્ત્રીઓ—શ્રી મહાલક્ષ્મી આશ્રિત
શ્રીમાળી બ્રાહ્મણ વિદ્યાર્થી આશ્રમ.

જ્ઞાનમન્દિર પ્રી. પ્રેસ, રાયપુર—અમદાવાદ.

## બેસતા વર્ષની બોણીમાં

અમદાવાદનું જ્ઞાતિનું સરસ્વતિ મન્દિર ઉભું કરવા માટે શ્રી મહાલક્ષ્મીની છબીવાળી મકાનફાળાની રૂપીઆ એક વાળી ટીકીટો યથાશક્તિ જરૂર ભરો અને ભરાવો.

### ગ્રાહકોને.

ચાલુ વર્ષમાં થએલા નવા ગ્રાહકોને ૧૯૮૨ ની સાલના અંકો તથા ભેટનું પુસ્તક જોઈતા હોય તેમણે પોસ્ટેજ ખર્ચ માટે અઢીઆનાની ટીકીટો મોકલી તરત મંગાવી લેવા વિનતિ છે. — તન્ત્રી.

### લેખકો તથા ગ્રાહકોને સૂચના.

૧. ઉત્તમ વિષય, સ્વચ્છ લખાણુ તથા કાગળની એક બાજુપર જેમ બને તેમ ટુંકા પરંતુ અર્થ ગર્ભીત લેખો લખી મોકલવા લેખકોને વિનતિ છે. માત્ર ઉત્તમ અને અતિ ઉપયોગી કાવ્યોનેજ સ્થાન આપવામ આવશે-લાંબા લેખોને સ્થળના અભાવે સ્થાન નહીં મળવાનો ભય છે.

૨. લેખોને માસિકમાં સ્થાન આપવા સંબંધી મુખત્યારી તન્ત્રીની છે.

૩. લેખકે પોતાનું નામ છપાવવું હોય તો લેખ નાચે, નહિતર. તન્ત્રીની જાણ માટે પૂરેપૂરું નામ ઠામ લખવાં.

૪. જે લેખને માસિકમાં સ્થાન ન મળે તેવા લેખો પાછા મોકલવા માટે તન્ત્રી બંધાતા નથી.

૫ ઘણીવાર ગ્રાહકો પોતાનું શિરનામું બદલાવે છે અને તે ફેરફાર જણાવતા નથી તેથી માસિક ગેરવલ્લે જાય છે, અને પછી માસક નહીં મળ્યાની ફરિયાદ કરે છે. તેથી દરેક ગ્રાહકે પોતાનું સ્થળ બદલાવતાંની સાથે શિરનામાનો ફેરફાર અમોને જણાવવો જેથી ફરિયાદનું કારણ રહે નહીં.

# શ્રીમાળી શુભેચ્છક.

इच्छन्शुभं यः स्वपरस्य नित्यं कृन्तत्यशुभं कुलदेवी तस्य।
विचार्य चैवं विहरन्तु सर्वे श्रीमाळी शुभेच्छक इच्छतीत्थम् ॥

( જે મનુષ્ય હમેશાં પોતાનું તેમજ પારકાનું શુભ ઇચ્છે છે તેનું અશુભ શ્રી મહાલક્ષ્મી નાશ કરે છે. આ સૂત્રનો દરેક બંધુ વિચાર રાખી તે પ્રમાણે વર્તો એમ શ્રીમાળી શુભેચ્છક ઇચ્છે છે. रा. म. सपाची)

પુ. ૪ થું] ઓકટોબર ૧૯૨૩ [અંક ૧૦


## पछी केम ?

( ગઝલ. )

૧.

અયોગી નહિ ભણવું ઘટે,
ભણતર રૂડાં ભાવે ભણું;
" નહિં દુઃખ દેવું કોઇને, "
સાચી ફરજ મ્હારી ગણું.—

૨.

વળી માત, તાત, વડીલને,
નેહે નિરંતર હું નમું;
સાલસ સ્વભાવે સર્વના,
દિલમાં વિરાજી હું રમું.—

૩.

રહું દૂર રોજ કુમંપથી,'
ને કારમા કંકાસથી;
પાછી કેમ ઉજળો નવ બનું,
પરમાત્મ પ્રેમ પ્રકાશથી?—

ચન્દ્રકાન્ત મંગળજી ઓઝા.

## કૃષ્ણવંસીનાદ કથન.

બંસી નાદ છાઈ રહે વિશ્વે બંસી.

૧.

સ્થળજલ પર્વતપાણુ વ્યોમે
તારાગણ-મંડળ નિશેષે;
એક ચિત્ત બની આત્મન સર્વે,
કહાન બંસી શ્રવણમહિં રેસે.
બંસી નાદ છાઈ રહે વિશ્વે.

૨.

મન વચન કર્મ શુદ્ધ રેહે,
સ્વતંત્ર અહિંસક વૃત્તિ સહુને;
સર્વભૂતહિતેરત પંથી,
ભક્તિ જ્ઞાનથી મોક્ષ છતી સે.
બંસી નાદ છાઈ રહે વિશ્વે.

૩.

દુ:ખભંજન બની સ્નેહ પ્રસારી,
દ્વૈતાદ્વૈત સમ ભેદ વિસરજે;
પરમ પ્રેમ પરખહો યોગ,
અખંડ શાશ્વત શાંતિ વરી સે.
બંસી નાદ છાઈ રહે વિશ્વે બંસી નાદ.
અનુપમ ન્હા. હ. કવિ.

## જ્ઞાતિને માટે.

( ગઝલ. )

અમે જીવન સમર્પીશું, અમારી જ્ઞાતીને માટે,
અમે બસ દુ:ખ પણ લઈશું, અમારી જ્ઞાતીને માટે.
અમારી એક ઇચ્છા છે, અમારી જ્ઞાતી સેવાની.
અનેલા કષ્ટ તો સહીશું, અમારી જ્ઞાતીને માટે.

સેવા ભાવના પ્રગટી, અમારી અન્ય જ્ઞાતીમાં.
સેવા ધર્મ અમે ધરીશું, અમારી જ્ઞાતીને માટે.
નસો નસ રક્ત વહે તો પણ, ડરીને જ્ઞાતીની સેવા,
નહિં કદી અમે તજીએ, અમારી જ્ઞાતીને માટે.
ગહન છે જ્ઞાતીની સેવા, અમોને પ્રાણથી પ્યારી,
ભીખારી જ્ઞાતીને બંધુયે, અમારી જ્ઞાતીને માટે.
શ્રીમાળી શુભેચ્છક બંધુ, હળી સૌ સંપથી ચાલો.
કુધારાને કરો અળગા, સુધારો હાથમાં ઝાલો.

લી. દાસાનુદાસ,
દયારામ નારણજીના પ્રણામ.

---

પત્રિકા નં. ૧.

## ગોહિલવાડી શ્રીમાળીઓને.

'લીંબડીમાં ભરાએલી આપણી પરિષદ્ આપણામાં ઉત્સાહ અને કામ કરવાની પ્રેરણા રેડવામાં ફળીભૂત નિવડીછે એતો નિર્વિવાદ જ છે. તે પ્રસંગે પસાર થએલા ઠરાવો ફક્ત ભલામણરૂપે જ હોઇને કોઇને બન્ધન કરતા છેજ નહીં અને તેથી જે સુધારાની જ્ઞાતિમાં આવશ્યકતા છે, ત્હેની આશા રાખી શકાય નહીં.

જ્ઞાતિમાં જો કંઈક બંધારણ અને વ્યવસ્થા હોય, તો જ ઠરાવોનું પાલન થઈ શકે, તો જ ત્હેમને અમલમાં મૂકી શકાય. એકાએક સમગ્ર શ્રીમાળી બ્રાહ્મણોનું બંધારણ બાંધવું એ પગલું સાહસ ભરેલું જ ગણાય અને કોઈ દિવસ સફળ થાય જ નહીં. તેટલા માટે લીંબડી પરિષદ્‌ના પ્રમુખ શ્રીમાન્ વિઠ્ઠલદાસભાઇએ ત્હેમની પરિષદ્ પત્રિકા દ્વારા પ્રાન્તિક સમ્મેલનની યોજના રજુ કરી છે.

વાતો કરવાનો યુગ વીતી ગયો છે, અત્યારે તો સર્વેએ કાર્યક્ષેત્રમાં ઝંપલાવવાની જરૂર છે. જુના રિવાજો, કુધારા, હાનિકારક રૂઢીઓ, વિક્ષેપ સૂચક તડાં વિગેરેનો ધ્વંસ કરી જ્ઞાતિનું એક સુઘટિત બંધારણ બાંધી, તે

દ્વારા ઉન્નતિ પ્રેરક રિવાજો ઘડી કઢાવવાની આવશ્યક્તા છે. તેમાટે પ્રાન્તિક સમ્મેલનો ભરવાની ખાસ જરૂર છે. પ્રત્યેક પ્રાન્તના પોતાના ગામની સર્વ જોખમદારી માથે ઉપાડનારા પ્રતિનિધિઓએ નક્કી કરેલે સ્થળે એકઠા મળી જ્ઞાતિનું સર્વ સામાન્ય બંધારણ બાંધવું અને તે નિયમો પ્રમાણે વ્યવસ્થા કરવા પ્રત્યેક પ્રાન્તના પ્રતિનિધિઓની તે તે પ્રાન્ત માટે એક કમીટી નિમવી. આ રીતે બંધારણ અને વ્યવસ્થા કરવામાં આવે તો જ્ઞાતિમાટે કંઇક ઉજ્વળી આશા રાખી શકાય.

જ્ઞાતિની પરિસ્થિતિ જોતાં જો અત્યારની દશા કાયમ રહે તો વખત જતાં જ્ઞાતિ ઘણીજ કઢંગી સ્થિતિમાં આવી પડે. એટલા માટે અગમચેતી વાપરી જ્ઞાતિ સુધારણાના તાત્કાલિક પગલાં લેવાં અને શ્રીમાન્ વિઠ્ઠલદાસભાઈની યોજના પ્રમાણે સમગ્ર જ્ઞાતિનું સમ્મેલન એકત્ર કરી તે કાર્ય શરૂ કરવા કરતાં પ્રથમ પ્રાન્તિક સમ્મેલનો દ્વારા તે કામ ઉપાડવું. આમ કરવાથી દરેક પ્રાન્તની કાર્યાકાર્યતા જણાઈ આવશે અને ભવિષ્યમાં શું કરવું ત્હેનો માર્ગ સરલ થઈ જશે.

અમે ગોહિલવાડ નિવાસી શ્રીમાળી બન્ધુઓને નમ્રતા પૂર્વક પૂછીએ છીએ કે આપ સર્વે આ બાબતમાં કંઇ પ્રયાસ કરો છો કે નહીં? પ્રાંતિક સમ્મેલનો માટે આપનો શો અભિપ્રાય છે? આપ જ્ઞાતિ સુધારણાના પ્રશ્ન પરત્વે કંઇ વ્યવહારૂ સૂચના કરી શકો તેમ છો કે નહીં? પ્રગતિનો આ જમાનો છે, કાર્યદક્ષતાનો આ યુગછે. અમને આશા છે કે આપ પણ કંઇક પ્રવૃત્તિ કરી રહ્યા હશો, તો આપ આપના વિચારો અમને લખી જણાવશો અને જ્ઞાતિને એકત્રીત કરી ઉન્નતિના પ્રયાસો કરવામાં એક બીજાને સહાયભૂત થશો. એજ.

લી. સેવકો,

મગનલાલ શ્યામજી ત્રિવેદી,

દુલેરાય મગનલાલ ઓઝા,

સંયુક્ત મંત્રીઓ, શ્રી. બ્રા. યુવક મંડળ,

મહુવા.

# "विद्यार्थी"



વિદ્યાર્થી એટલે જગતનું નૂર. વિદ્યાર્થી એટલે જગતની કીર્તિ. વિદ્યાર્થી એટલે જ્ઞાનની પરાકાષ્ઠા. વિદ્યાર્થી એટલે દેશાભિમાનની પરિસીમા. વિદ્યાર્થી એટલે બહુશ્રુતપણું. વિદ્યાર્થી એટલે અનુકરણીય આદર્શ. વિદ્યાર્થી એટલે ઋષિજીવન.

આ અને આવા બીજા અનેકાર્થ વિદ્યાર્થી વર્ગને લાગુ પાડી શકાય. વિદ્યાર્થી એ બધા આદર્શોનું શુદ્ધ પ્રતિબિંબ છે. તેની જ્ઞાન તરસ અનુપ્રદશામાં રહેવી જોઇએ. નિર્દોષતા અને દયા-ક્ષમાનો ઝરો તેનામાં અખૂટ હોવો અને રહેવો જોઇએ. સ્વાધ્યાય એ તેના શ્વાસોચ્છ્વાસની ક્રિયા બનવી જોઇએ. બ્રહ્મચર્યનું પાલન મનસા, વાચા, કર્મણા થવું જોઇએ.

જાપાન, જર્મની અને ઇંગ્લાંડની કીર્તિ તેના વિદ્યાર્થીઓ પર અવલંબેલી ગણાય. રૂશિઆનો અજીતદુર્ગ પોર્ટઆર્થર જાપાને સર કરવાનું બ્યુગલ ફુક્યું, ત્યારે જાપાનની શાળાઓ ખાલી થવા પામી. સ્ત્રીઓએ પોતાનો કેશકલાપ કપાવી તોપો ખેંચવા માટે દોરડાં બનાવ્યાં. દેશસંરક્ષણાર્થે લાખો નૌજવાન વિદ્યાર્થીઓ લશ્કરની ભરતીમાં સામેલ થયા. વિદ્યાર્થી, એ એક એવું બળ છે, કે ગમે તેવી મહાન્ સલ્તનતના ધારે તો ફુરચા ઉડાવી દે છે. જાપાને પોર્ટઆર્થર પર જાપાનીસ વાવટો ફરકાવ્યો. જાપાનની મિલ્કત જાપાનના સાહસિક બાલકોજ ગણાય.

રામ, કૃષ્ણ અને સુદામા જેવું વિદ્યાર્થીજીવન સાંદિપની સમા સદ્ગુરૂને ત્યાં ન જીવી શકીએ તો ઉચ્ચાશયોને પહોંચી વળવું ખરેખર દુઃપ્રાપ્ય છે.

પ્રાચિનકાલના ઋષિ આશ્રમોમાં હજારો વિદ્યાર્થીના પિતાને મળેલું માનદ પદ યથાર્થ હતું. બ્રાહ્મમુહૂર્તમાં જગતની નિઃસ્તબ્ધતાની વેળાએ, પક્ષીગણોના મધુર તાલબદ્ધ આલાપોની સાથે, જગન્નિયંતાનું સ્મરણ કરતાં શય્યા ત્યાગ થતો. શૌચ, દંતધાવન, સ્નાનાદિક ક્રિયાઓ સરિતાના તીરપ્રાંતમાં રહી કરતા. આલોક અને પરલોકના કલ્યાણાર્થે સંધ્યાદિક નિત્યકર્મો ઉદ્દેશબદ્ધ પૂર્વ પ્રચલિત પ્રણાલિ અનુસાર થતાં. નિત્યકર્મથી નિવૃત્ત થતાં

ભગવાન સહસ્ત્ર રશ્મિની આનંદમય જ્યોતિ ફેંકાતાં પુષ્પવાટિકાઓમાં શિષ્યવૃંદ જળ, ફુલ, કુશ–સમિધ લેવા દોડી જતું. હરિણ બાળોના સંપર્કમાં આવવું થતું. મૃગશીશુઓની નિર્દોષતા, ચાંચલ્ય, સૌંદર્ય, અને સ્ફુર્તિ તેમના જીવનમાં ઉતરતી–વણાતી. કુદરતની વ્હાલસોયી સોડમાં વિદ્યાર્થીજગત (પ્રાચિનકાળનું) ખેલતું. ઋતુઓ અને કુદરત પાસેથી આ બાળકો પ્રેરણા પામતા. સરિતાના સલિલસ્ત્રોતનો મધુર ભાવમય નિનાદ, વૃક્ષરાજીઓમાં નવચેતન ભરતા મરુત્ ભગવાનનો ફુંફાડો, બાલલતાદિ પરનાં પુષ્પો પરથી ધસડાઇ આવતો શીતળ સૌગંધિક પરિમળ, પુષ્પોનું નિયમિત પ્રસ્ફોટન આ બધું વિદ્યાર્થીજીવનનો વિકાસ કરનારૂં નિવડતું. વિદ્યાર્થી કુદરતની આ બધી લીલા પી પીને ખૂબ ધરાતો. કુદરતનાં પ્રત્યક્ષ દર્શન તેને હંમેશાં થયા કરતાં. પશ્ચાત્ ગુરૂપૂજન થતું.

**ગુરૂ એટલે સંયમની પ્રતિમા. ગુરૂ એટલે ચૈતન્યમૂર્તિ. ગુરૂ એટલે જ્ઞાનાતિત, ગુરૂ એટલે દૈવિ સંપત્તિ. ગુરૂ એટલે સ્થિત પ્રજ્ઞ–સમદર્શી.**

આવા ગુરૂજીના સહવાસમાં વિદ્યાર્થીજીવન વ્યતિત થતું. પઠન–પાઠનનો આરંભ થતાં વેદ, શાસ્ત્ર ઉપનિષદાદિનાં ગીત થતાં. પૂર્ણ ઓજસ્વિની ગિર્વાણગીરા વટવૃક્ષની માફક ફાલી–ફુલી રહેતી. માતૃભાષા સંસ્કૃતનાં મિષ્ટફળો કાલીદાસે ચાખ્યાં. બાણ, ભારવી, માઘ, ભવભૂતિએ ચાખ્યાં, વ્યાસ, વાલ્મિક, મનુ અને યાજ્ઞવલ્કય તેનાં પંચાગ ખોળી ખોળીને ખાઈ ગયા.

**શાકુંતલે વિશ્વને મોહિત કર્યું. મનુસ્મૃતિ ભારતવર્ષનો પ્રાણ થઇ પડી. ગીતાનો કૃષ્ણાર્જુન સંવાદ જગતની મિલ્કત ગણાયો.**

**પાતંજલ યોગસૂત્ર યોગાભ્યાસીઓને માર્ગદર્શક નિવડયા.**

**ગણિતાધ્યાય–ગોલાધ્યાય અને સિદ્ધાંત શિરોમણી હર્શલ જેવા પાશ્ચાત્ય ખગોળશાસ્ત્રીઓનું જીવન થઇ પડયું.**

ક્યાં ગયું એ પ્રાચિન સાહિત્ય? ક્યાં ગયા એ જ્ઞાનાતિતો? ક્યાં ગયા એ ઋષિઆશ્રમો? પ્રાચિનકાળનું વિદ્યાર્થીજીવન ક્યાં વિલિન થવા પામ્યું?

જે પ્રજા પોતાના બાલકોના શિક્ષણની વ્યવસ્થા નથી કરતી તે પ્રજા જીવતી છતાં મરેલી સમજવી. નલંદ, તક્ષશીલા જેવાં વિદ્યાપીઠો અત્યારે

ક્યાં છે? બિહારના એ બધા વિહારો-ઋષિઆશ્રમો આપણા કયા પાપે અદૃશ્ય થયાં? ફાલી-ફુલી વ્હેતી સરિતાઓ શાથી સુકાવા માંડી? હાય! વૃક્ષો, વેલા એ બધામાંથી જીવન ઉડવા લાગ્યું!

આકાશમાર્ગે પંચવટી તરફ આવતાં રાવણને જોઈ જેમ ગંગાનાં પાણી સ્થિર થઈ ગયાં તદ્દત્ પાશ્ચાત્ય સંસ્કૃતિ આવતાં ભારતવર્ષનું જીવન નીચોવાઇ ગયું, ચૈતન્યશક્તિ નાશ પામી. બાલકો વામન ભગવાન જેવા શરીરના બન્યા. શિક્ષણશૈલી હાનિપ્રદ હોવાથી ઋષિજીવન નામશેષ થઇ ગયું. હવે જેમ જેમ પાશ્ચાત્ય સંસ્કૃતિના મોહપાશમાંથી આપણે છૂટીશું, તેમ તેમ સુકાયલી વેલીઓ, વનસ્પતિઓ, જલાશયો બધાં પુનર્જીવન પ્રાપ્ત કરશે. નલંદ અને તક્ષશીલા જેવાં નામશેષ થએલાં વિદ્યાપીઠો પુનઃ અસ્તિત્વમાં આવશે. મોહનની મધુરી બંસીનો નાદ વિશ્વમાં પ્રાણ પ્રેરી રહ્યો છે. જર્મની, જાપાન, ચીન, અરબસ્તાન મીસર ને કોરીઆ આ પૂર્વના પયગમ્બરને નિહાળવા તલપાપડ થઈ રહ્યાં છે.

ભારતની પ્રાચિન સંસ્કૃતિ વિદ્યાર્થિઓના પરિશ્રમ વગર મેળવવી મુશ્કેલ છે. સરકારી શાળા-પાઠશાળાઓનો ત્યાગ કરી પ્રજાના પોષણથી ચાલતી શાળાઓ તાત્કાલિક મોટા પ્રમાણમાં ઉભી થવાની જરૂર છે. ગુજરાતે આ દિશામાં ઉજળું મોઢું રાખી ફરવા જેવું કાંઇક કર્યું છે. જ્ઞાતિને માટે ભગીરથ પ્રયત્ન કરનાર અમદાવાદ છાત્રાલયના સંચાલકો આવો એક ફલદાયી પ્રયત્ન કરી રહ્યા છે. **પ્રાચિન આશ્રમોની ઝાંખી તે દ્વારા આપણે કરી શકીશું, તમારા દાનનાં ઝરણાં હવે એ સંસ્થામાં વહેવડાવો. તમારૂં બ્રાહ્મત્વ, તમારૂં પ્રાચિનત્વ, બધું આ દ્વારા આપણે મેળવી શકીશું.**

ૐ શાંતીઃ શાંતીઃ શાંતીઃ

લી. સેવક,

**જયંતીલાલ નરોત્તમ ધ્યાની.**

ચુડાસ્તીર્થ.

'પણ વેવિશાળ થઈ ગયું છે ને?'

"એટલે શું? પિતાએ પોતાની લોભી વૃત્તિને આધીન થઈ રતન જેવી દિકરીને વેચી. એક મુડદા સાથે પરણાવવાની પેરવી રચી. પરન્તુ તેમ કદી બનવાનું હતું?"

"કેમ નહીં બને? શું વેવિશાળ તોડી નાખીશ?"

'હા. અને ત્હને કનૈયા કુંવર સાથે પરણાવીશ.'

'એમ થાય ખરૂં? આબરૂ ન જાય?'

'આબરૂ? મ્હારી બ્હેન! તું હજુ ન્હાની છો, અણસમજુ છો, ત્હને જગતની શી ખબર? વૃદ્ધની સાથે ન્હાની-ઉગતી-ઉછળતી બાલિકાના લગ્ન. એ કલ્પનાજ ત્રાસ ઉપજાવે તેવી છે. ક્યાં એક આશામય ખીલી રહેલું કુમળું ફુલ અને ક્યાં મૃત્યુને ભેટવા તત્પર બની રહેલો વૃદ્ધ! એકની ગતિ ઉંચી છે, તો બીજું નીચે નીચે જઈ રહ્યું છે. એમનો મેળ ક્યાં મળવાનો? વૃદ્ધની સાથે કુમળી-ઉછળતી-બાલિકાના લગ્ન એટલે એક અણવિકસ્યા પુષ્પને પદપ્રહારે છુંદી નાખવું, મહામારીમાં ધકેલી દેવું, મૃત્યુના મુખમાં બલિદાન આપવું; લગ્નની મહામૂલી-ઉચ્ચ-દૈવી-ભાવનાઓનો ધ્વંસ કરવો અને તે વિનાશમાં નિજ કુટુમ્બનું-નિજ સર્વસ્વનું-બલિદાન દેવું. એમાં શી આબરૂ! એ બલિદાન હું નહીં દેવા દઉં. પિતાની બુદ્ધિ નીચ થઇ ગઇ છે.- ત્હેમને લોભે ચોતરફથી ઘેરી લીધા છે. એટલેજ તેઓ નિજ કુસુમને વેચવા ઉભા થયા છે, સદ્ગુણી મૃત પત્નીની પ્રતિમારૂપ વ્હાલી બાળકીને કચરી નાખવા, કાળના મુખમાં આપવા તૈયાર થયા છે. મૃત દેહને આપેલાં વચનને ઠોકરે ઉડાવવા તત્પર થયા છે-વિશ્વાસઘાત-મૃતદેહપ્રતિ વિશ્વાસઘાત-નું ભયંકર પાપ વહોરી લેવા આગળ પડ્યા છે. હું ત્હેમને તે પાપમાંથી બચાવીશ. હું ત્હેમને અત્યાચારી નહીં થવા દઉં. પુત્ર તરીકેની મ્હારી તે ફરજ છે. આ લગ્ન નહીંજ થાય-હું નહીં થવા દઉં.'

"જુવાન સ્ત્રી એ વૃદ્ધને વિષ સમાન છે ખરૂંને? તોયે તેઓ લગ્ન કરવા શા માટે તૈયાર હશે? ઝેર લેશે તો મરી નહીં જાય?'

"કદાચ વિષયાન્ધ દૃષ્ટિથી તે ઝેરને પણ અમૃત લેખતા હોય, તોપણ તેઓ મૃત્યુને કાંઠે બેઠા છે, અને થોડાજ સમયમાં સિધાવ્યા. અને પછી? -મ્હારી બ્હેન આવડી કુમળી અણસમજણી-વયમાં જીવનભરનું વૈધવ્ય પ્રાપ્ત.

કરે?–એ લગ્ન હું નહીં થવા દઉં. તે નહીં થાય. મ્હેં સર્વ તૈયારીઓ કરી રાખી છે. ગરીબના બેલી ઘણુાયે હોય છે.”

“ત્યારે શું ત્હને આની ખબર હતી?–પણ તું આજે મોડો કેમ આવ્યો? હું તો ત્હારી રાહ જોઇ જોઇને થાકી ગઇ'તી. ત્હારા વિના મ્હારા 'મનની મુંઝવણુ કોણુ દૂર કરત?'

‘બ્હેન, મ્હને ત્હેના સમાચાર રસ્તામાંજ મળ્યા. પોતાના પરાક્રમના બણુગાં ફુંકવાં મોરાર ભટ્ટ મ્હને રસ્તામાંજ મળ્યા અને મૂછે તાલ દઈ બોલવા લાગ્યા.–‘આખરે અમ્હે ફાવ્યા છીએ હોં કે રામશંકર કાકાનો તું સગો સાળો, સ્હમજ્યોને.’ હું તો સડકજ થઇ ગયો. મ્હારી નસોમાં ગરમ લોહી વહેવા લાગ્યું. ક્રોધને લીધે હું કશું બોલી શક્યોજ નહીં. પરન્તુ કશાનો યોગ્ય પ્રત્યુત્તર વાળવાની મનમાં ગાંઠ વાળી, હું મ્હારા એક મિત્રને ત્યાં ગયો. વાતમાં ને વાતમાં સમસ્ત જ્ઞાતિમાં ઝળકી રહેલી એક વ્યક્તિ યાદ આવી. એક ગરીબનો બેલી મ્હને મળી આવ્યો. તે ધનવાન નથી પરન્તુ શ્રીમંત કરતાં યે અધીક છે. ત્હેની વિદ્વતા, ત્હેની પ્રતિષ્ઠા, ત્હેની નિષ્ઠા વગેરે અનોખાંજ છે. જ્ઞાતિનું તે એક આશાભર્યું રત્ન છે, ગરીબનો બેલી, નોધારાંનો આધાર આપણી જ્ઞાતિમાં તે એક અદષ્ટપૂર્વ વ્યક્તિ છે. ત્હેની જીવનભરની લાલસા ફક્ત એકજ છે. અમ્હે ત્હેને પત્ર લખ્યો છે. આ જન્મ બ્રહ્મચારી રહેવાનો ત્હેનો સંકલ્પ છે. પરંતુ ગરીબનો બેલી બનવા, દુઃખીયાનો દિલાસો બનવા તે અવશ્ય ત્હેના નિશ્ચયનું બલિદાન દેશે.–તું નિશ્ચિન્તજ રહેજે, મ્હારી બ્હેન! તું હજુ બાલિકાજ છો, કાલી-ઘેલી એક નિર્દોષ બાલિકાજ, ત્હને દુનિયાદારીની શી ખબર પડે? હું જ્યાં સુધી ત્હારે પડખે છું. ત્યાં સુધી ત્હારૂં અનિષ્ટ કરવા કોઈ સમર્થ નથી. મ્હારી બ્હેન!”

‘પરન્તુ ભાઇ એક દિવસ બાપા નહોતા કહેતા કે શાન્તાનું ક્યાંક વેવિશાળ થાય તો પછી રસિકને માટે ક્યાંઇક ઠેકાણું શોધી શકાય. ત્હેમની સામો પડીશ તો પછી ત્હને કોણુ પરણાવશે?’

‘હવે અત્યારેજ ત્હેમના બોલવાની પૂરી સ્હમજણુ પડે છે. શાન્તાની હરરાજી કરવી અને તે દ્રવ્યમાંથી મ્હારા લગ્ન કરવાં–અરે જે દ્રવ્યને હાથ લગાડતાં પણુ મનુષ્યની સર્વ પહેડીઓ નર્કમાં જાય, ત્હેનું નિકંદન નિકળી જાય, તે દ્રવ્યમાંથી મ્હારે લગ્ન કરવાં? જે દ્રવ્યને અડકવાથી પ્રાય-

શ્રિતનો માર્ગ પણ ન જડે, તે દ્રવ્યથી હું પરણું? શા નીચ, લંપટ વિચાર? પરન્તુ બ્હેન! હું પરણવાનોજ નથી. ન પરણવાનો સંકલ્પ હું ગ્રહણ કરી મ્હારૂં જીવન સર્વસ્વ મ્હારી જ્ઞાતિને સમર્પીશ. બ્હેન! એક પરદુઃખ ભાંગવા-પરાયા હિત માટે પોતાનો સંકલ્પ ત્યાગશે અને બીજો ત્હેની જગ્યા લઈ ત્હેનું કાર્ય ઉપાડી લેશે. ત્હારા વિક્રયથી મળેલા દ્રવ્યમાંથી હું પરણું? મ્હારી બ્હેનને હું વેચું? એ કલ્પના પણ ન કરીશ બ્હેન! ત્હારૂં અનિષ્ટ હું બેઠે કદી નહીં થવા દઉં, મ્હારી નિર્દોષ બ્હેન! સદ્ગુણી કાશીબાની ગુણીયલ પ્રતિમા, મ્હારી બ્હેન!"

'ગરીબનો બેલી મ્હારો ભાઈ!' / અપૂર્ણ.

## શ્રીમાળી બ્રાહ્મણ છાત્રાલય—અમદાવાદ.

૫) કાશિરામ ભાઈશંકર ઓઝા, પ્રથમ વર્ગના સભાસદ તરિકેના.

૧૨) રા. રા. શંકરપ્રસાદ મૂળશંકર ત્રિવેદી, અમદાવાદ, તેમનાં સ્વ. પત્નીના તિથિ નિમિત્તે ભોજન માટે.

૫) રા. રા. શામજી વિશ્વનાથ ઓઝા, તેમના પુત્ર ચુનીલાલનાં પત્ની સવિતાના પુણ્યાર્થે ભોજન માટે.

તે ઉપરાંત નીચે પ્રમાણે ભોજનોઃ—

૧ ભોજન રા. રા. પ્રાગજી મૂળશંકર દવે, મુંબાઈ, બળેવનું ભોજન.

૧ ભોજન શ્રીમતિ ધનલક્ષ્મી વલ્લભરામ દ્વિવેદી અમદાવાદ બળેવનું ભોજન.

૧ ભોજન રા. રા. જીવરામ જગજીવન દવે, અમદાવાદ, શ્રાવણ માસ મહાદેવ પૂજા પૂર્ણાહુતિ નિમિત્તે.

૫ વિદ્યાર્થીઓને ભોજન રા. રા. દામોદરદાસ ભાઈશંકર ઓઝા, અમદાવાદ

૧ ભોજન રા. રા. છોટાલાલ દલપતરામ કવિ સ્વ. ગંગાબાઇની સંવત્સરી નિમિત્તે ભોજન.

અન્ય મદદઃ—

પાંચ પુસ્તકો રા. રા. ભુલાભાઈ લાલભાઇ ત્રિવેદી પાટણવાળા તરફથી એક એક રૂપીઓ દર માસે બે વિદ્યાર્થીઓને શાળાની-ફી માટે રા. શિવશંકર વનમાળી ઓઝા તરફથી, તેમનાં સ્વ. પત્ની શિવલક્ષ્મીના સ્મર્ણાર્થે.

મન્ત્રીઓઃ—શ્રી. મ. ચા. શ્રી. બ્રા. કે. મંડળ-અમદાવાદ.

# ૧૯૨૧ની સાલમાં શ્રીમાળી બ્રાહ્મણોની સંખ્યા.

(નર્મદાશંકર વ. દ્વિવેદી.)

સને ૧૯૨૦ ની સાલ આખરે હિંદની જે વસતી ગણત્રી સરકાર તરફથી કરવામાં આવી છે તેના મુંબઇ ઇલાકાને લગતા આંકડાની માહિતીવાળા ૮ મા પુસ્તકમાં આ ઇલાકામાં વસતા શ્રીમાળી બ્રાહ્મણોની સંખ્યા નીચે મુજબ દર્શાવેલી છેઃ—

| | પુરૂષો | સ્ત્રીઓ | એકંદર |
|---|---|---|---|
| મુંબઇ ઇલાકો | ૬૨૦૩ | ૫૩૧૧ | ૧૧૫૧૪ |
| કચ્છ | ૩૮૪ | ૪૨૩ | ૮૦૭ |
| ઝાલાવાડ | ૫૪૨ | ૫૧૭ | ૧૦૫૯ |
| ગોહિલવાડ | ૯૦૫ | ૮૩૨ | ૧૭૩૭ |
| હાલાર | ૧૧૦૩ | ૧૦૫૧ | ૨૧૫૪ |
| સોરઠ | ૩૧૧ | ૨૮૨ | ૫૯૩ |
| પાલનપુર | ૧૧૨૦ | ૯૧૨ | ૨૦૩૨ |

ઉપરના કોઠા ઉપરથી આપણી (સામ અને યુજુર્ મળીને અને મારવાડી અને ઇલાકાની બહાર વસનારાઓ બાદ કરીને) એકંદર સંખ્યા ૧૧૫૧૪ ની છે. મતલબ કે કાંતો આપણી મૂળ સંખ્યા ૪૫ હજારની હતી એ વાત ખોટી હોવી જોઇએ; અગર જો તે વાતને ખરી માનીએ તો આપણી સંખ્યા ઘટીને ચોથા ભાગની થઇ ગઇ છે એમ સ્વીકારવું જોઇએ. બીજી દલીલ એ છે કે કેટલાંક અગત્યનાં મથકોમાં જ્ઞાતિ સંખ્યા ઘટી જતી જોવામાં આવે છે–જેમકે ધોળકા, કચ્છ, હળવદ વિગેરે. એ પણ બને કે દેશદેશાવર નીકળી જવાથી એ ઘટાડો થવા પામ્યો હોય.

જેવી રીતે 'શ્રીમાલપુરાણ'માં આપણી સંખ્યા ૪૫ હજારની જણાવી છે તેવીજ રીતે આપણા યજમાનોની સંખ્યા ૯૦ હજારની જણાવી છે. છેલ્લી વસ્તી ગણત્રીમાં મુંબઇ ઇલાકામાં વસતા શ્રીમાળી વણિકની સંખ્યા ૧૨૫૦૭ પુરૂષો અને ૧૧૨૮૧ સ્ત્રીઓ–એકંદર ૨૩૭૮૮ ની જણાવેલી છે એટલે જો આ આંકડા સાચા લક્ષમાં રાખીએ અને એમ ધારી લઇએ કે આપણી સંખ્યામાં બહુ ઘટાડો થયો નથી તો આપણે એટલું તો સ્વીકારવું પડશે કે અગાઉ આપણી સંખ્યા ૪૫ હજારની નહિ હોય.

આમાં મારવાડી મેવાડી ઇત્યાદિ શ્રીમાળીઓની સંખ્યાનો સમાવેશ થતો નથી તેમજ ઇલાકાની બહાર વસતા શ્રીમાળીઓની સંખ્યા પણ આવતી નથી.

જ્યારથી હિંદુસ્તાનની વસ્તી ગણત્રી સરકારે શરૂ કરી છે ત્યારથી દર દશ દશ વર્ષે થતી ગણત્રીમાં હિંદની વસ્તીમાં વધારોજ માલુમ પડે છે. આ મુદ્દા ઉપર જો આપણે માનીએ કે વસ્તી ગણત્રી પહેલાં આપણી જ્ઞાતિની સંખ્યા હાલના કરતાં ઓછી હતી તો ૪૫ હજારની સંખ્યા ન માનવાનું બીજું કારણ પ્રાપ્ત થાય છે. કદાચ એમ પણ હોય કે ૪૫૦૦૦ ની સંખ્યાનો કાળ ઘણો પ્રાચીન હોય.

ઉપરના કોઠા ઉપરથી બીજો વિચાર એ થાય છે કે પુરૂષો અને સ્ત્રીઓનું પ્રમાણ ૧૦૦:૮૫ નું લગભગ છે એટલે કે દર ૫ પુરૂષે લગભગ ૪ સ્ત્રીઓ આવે છે.

બધા પ્રાંતોમાં પુરૂષોની સંખ્યા સ્ત્રીઓ કરતાં વધારે છે જ્યારે કચ્છમાં તેથી ઉલટું છે.

મુંબઇ ઇલાકાની સંખ્યા ૧૧૫૧૪માંથી સામવેદીઓનું પ્રમાણ કે જે લગભગ યજુર્વેદીઓ કરતાં બમણું હશે તે બાદ કરીએ તો યજુર્વેદીઓની સંખ્યા ૩૮૦૦ અગર વધારેમાં વધારે ૪ હજારની રહે છે.

અન્ય બ્રાહ્મણ જ્ઞાતિઓની હાલમાં કેટલી સંખ્યા છે તે નીચે આપી છે તે ઉપરથી કંઇક સરખામણી કરી શકાશે.

| | | | |
|---|---|---|---|
| અનાવિલ | ૨૯૫૫૨ | સારસ્વત | ૮૮૨૦૪ |
| ઔદીચ | ૧૪૯૯૦૫ | શ્રીગૌડ | ૧૦૨૬૦ |
| ગરોડા | ૧૩૬૪૨ | તપોધન | ૧૦૦૭૬ |
| ખેડાવળ | ૧૧૯૮૭ | ચિત્તપાવન | ૧૦૯૧૦૭ |
| મેવાડા | ૨૨૧૨૫ | દેશસ્થ | ૨૯૧૨૪૭ |
| મોઢ | ૨૨૦૫૮ | દેવરૂખ | ૬૧૪૨ |
| નાગર | ૨૨૨૦૧ | હવીક | ૩૬૧૭૮ |
| પુષ્કરણાં | ૪૪૯૧ | કરહડા | ૩૦૩૭૯ |
| રાજગોર | ૫૫૧૮ | | |

ગરોડા કચ્છ અને મહીકાંઠામાં મોટે ભાગે રહે છે. ચિત્તપાવન, દેશસ્થ હવીક, કરહડા મહારાષ્ટ્ર અને દક્ષિણમાં રહેનારા છે. બાકીના નામો પરિચિત છે.

॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# कोण सरस ?

अथवा

# विश्वनी विचित्रता !

यः सुन्दरस्तद्वनिता कुरूपा या सुन्दरी सा पतिरूपहीना।[1]
यत्रोभयं तत्र दरिद्रता च विधेर्विचित्राणि विनिर्मितानि ॥१॥

सुभाषितम् ।

**પ્રથમ દર્શન**

**ગૃહુગમન**

આપણી પ્રસ્તુત સત્યઘટનાવલંબિની સામાજિક સંક્ષિપ્ત કથાનો આરંભ ઇસ્વી સન્ ૧૯૧૩ ના ઑક્ટોબર માસની અઠ્ઠાવીસમી તારીખે થાય છે. એ દિવસે રાજસ્થાનના ઇતિહાસ પ્રસિદ્ધ અજમેર નગરમાં મુખ્યત્વે કરીને કાયસ્થ જાતિ ભૂષણ આત્મારામ કનૈયાના કુટુમ્બમાં અને સામાન્ય રીતે આખા નગરના હિન્દુ લત્તાઓમાં પ્રાતઃકાલથીજ અપૂર્વ આનંદ તથા ઉત્સાહ દૃષ્ટિગોચર થતો હતો. નગરના પ્રતિષ્ઠિત કાયસ્થો, બ્રાહ્મણો, શ્રાવકો તેમજ અન્ય દ્વિજ ગૃહસ્થો સ્નાન સન્ધ્યા, દેવપૂજા તથા દેવ દર્શનાદિકનાં નિત્ય કર્મોથી નિવૃત્ત થઇને સ્ટેશનપર જવાની તૈયારીઓ કરી રહ્યા હતા. પ્રૌઢાવસ્થાને પ્રાપ્ત થયેલા પુરુષો જ નહિ કિન્તુ અજમેરના યુવકો તેમ જ વિદ્યાર્થીઓનાં મુખમંડળોપરથી પણ તેમના આન્તરિક આનંદોત્સાહનું સ્પષ્ટ રીતે અનુમાન કરી શકાતું હતું. આધુનિક પાશ્ચાત્ય શિક્ષા પ્રાપ્ત કરેલા કાયસ્થ ગૃહસ્થોનાં ગૃહોમાં તો સ્ત્રી સમાજ પણ આજના પ્રસંગની ચર્ચા કરતો જણાતો હતો; માત્ર એટલું જ નહિં, કિન્તુ તે પણ પુરુષોની પેઠે સ્ટેશને જવાની તૈયારી કરી રહ્યો હોય એવું લાગતું હતું. પરંતુ આ બધું શા સારૂ થઇ રહ્યું હતું ?

---

૧ "જે પુરુષ પોતે સુન્દર હોય છે તેને સ્ત્રી કુરૂપા અર્થાત્ રૂપ વગરની મળે છે; જે સ્ત્રી પોતે સુન્દર હોય છે તેને પતિ કદ્રૂપો મળે છે; અને જ્યાં પુરુષ તેમ જ સ્ત્રી બન્ને સુન્દર હોય છે, ત્યાં દરિદ્રતાનો નિવાસ જોવામાં આવે છે. કહેવાનું તાત્પર્ય કે આ સંસારમાં વિધિ-બ્રહ્માએ બધું વિચિત્રતા જ નિર્માણ કરેલું છે !"

એનું કારણ એ હતું કે આજે આઠ વાગ્યાની ગાડીમાં અજમેરની એક પ્રતિષ્ઠિત વ્યક્તિનું ગૃહાગમન થવાનું હતું. 'કાયસ્થ વિદ્યા પ્રચારિણી સભા તરફથી નીચેના આશયનાં હસ્તપત્રો આખા શહેરમાં વહેંચવામાં આવ્યાં હતાં

"ડૉકટર બલવીર કનૈયાનું સ્વદેશાગમન!

"અજમેરના વિદ્યાપ્રેમી આર્યબન્ધુઓ! આજે સ્થાનિક શ્રી 'કાયસ્થ વિદ્યા પ્રચારિણી સભા' આપ સર્વને એક વધામણી આપવા ઇચ્છે છે અને તે એ કે, અત્રેના વયોવૃદ્ધ તથા જ્ઞાનવૃદ્ધ કાયસ્થજાતિ ભૂષણ શ્રી. આતમારામજી કનૈયાના કુલદીપક શ્રીયુત્ ડૉકટર બલવીર કનૈયા કે જેઓ આજથી પાંચ વર્ષની વાત પર પાશ્ચાત્ય ચિકિત્સા શાસ્ત્રનો યથાવિધિ અભ્યાસ કરવા સારૂ ઇગ્લૅન્ડ ગયા હતા, તેઓશ્રી પોતાનો વિદ્યાભ્યાસ સમાપ્ત કરી એલ એમ. એન્ડ એસ.ની માન ભરેલી પદવી પ્રાપ્ત કરી પુનઃ સ્વદેશ પધારે છે તો તે પ્રસંગે તેમનો આદરસત્કાર કરવા સારૂ અજમેરનાં સમસ્ત વિદ્યાપ્રેમી નર નારીઓને સ્ટેશનપર પધારવા વિનંતિ કરવામાં આવે છે. આજે ગાડીના આવવાનો વખત બરાબર આઠ વાગ્યાનો છે. જે લોકો સ્ટેશનપર ન આવી શકે તેઓ પોતપોતાનાં ઘરો તથા દુકાનો આગળ જ તેમનો કુસુમ પાતથી સત્કાર કરશે, એવી આશા રાખવામાં આવે છે. ડૉક્ટર સાહેબને બની શકશે ત્યાં સુધી સદર બજારમાં થઇને કાયસ્થ મુહલ્લામાં આવેલ 'વિદ્યાપ્રચારિણી સભા'ના કાર્યાલયમાં લઈ જવામાં આવશે. ત્યાં બરાબર નવ વાગે જાહેર સભા ભરીને તેમને ઉપરોક્ત સભા તરફથી એક સન્માન પત્ર અર્પણ કરવામાં આવશે. સાયંકાલે તેઓશ્રીના મિત્રો તરફથી તેમને ઉદ્યાન ભોજન આપવામાં આવશે.

પ્રાતઃકાલની સભાનું પ્રમુખસ્થાન વ્યાખ્યાન વાચસ્પતિ શ્રીયુત નૃસિંહ સ્વરૂપ શર્મા સ્વીકારશે. આશા છે કે વિદ્યાપ્રેમી સજ્જનો આ પ્રસંગનો લાભ લેવાનું ચૂકશે નહિ."

હસ્તપત્રમાં જણાવ્યા મુજબ અજમેરના હિન્દુનાગરિકોએ યુરોપના પ્રવાસથી પાછા ફરેલા બલવીર કનૈયાને સ્ટેશનપર, બજારમાં તેમજ જાહેર સભામાં યોગ્ય સન્માન આપ્યું હતું. સાંજે છ વાગ્યે શહેરથી બહારના બાગમાં પુષ્કર તીર્થ તરફ જવાના માર્ગપર આવેલા એક લક્ષાધિપતિ માહેશ્વરીના બંગલામાં બલવીરના સ્વજાતીય તેમજ અન્ય જાતીય મિત્રોએ ઉદ્યાન-ભોજન પણ આપ્યું હતું. એ પ્રસંગે એક સૌન્દર્યવતી તથા સંગીત કુશલા વારાંગનાના સંગીતનો કાર્યક્રમ પણ ગોઠવવામાં આવેલો હતો.

અસ્તુ: આ સ્થળે અમો કથાનાયક બલવીર કનૈયાનો સંક્ષિપ્ત પરિચય કરાવીશું તો તે અસ્થાને નહિ કહેવાય. આગળ ઉલ્લેખ કરી ગયા છીએ તેમ આપણો વાર્તાનાયક કાયસ્થ જાતિ ભૂષણ શ્રી. આત્મારામનો એકનો એક પુત્ર હતો. આત્મારામનું આખું જીવન રેલ્વેખાતામાં નોકરી કરવામાં વીતેલું હતું અને તે પણ ઘણુંખરૂં અજમેરમાંજ. જે વખતની આ કથાનો ઉલ્લેખ અમો કરી રહ્યા છીએ તે વખતે તેમને રેલ્વેકંપની તરફથી પેન્શન મળતું હતું. તેમણે પોતાના પુત્રને અજમેરની ગવર્મેન્ટ કોલેજમાં એફ. એ. (ઈન્ટર આર્ટસ) સુધીનું શિક્ષણ આપી ઇ. સ. ૧૯૦૮ માં ડાકટરી લાઇનનો અભ્યાસ કરવા સારૂ ઈંગ્લેન્ડ મોકલ્યો હતો. ઇશ્વરની કૃપાથી આજે તેમનો એ પુત્ર પોતાનો વિદ્યાભ્યાસ સમાપ્ત કરીને અજમેર આવી ગયો હતો. વૃદ્ધ આત્મારામની એક અભિલાષા તો પરમેશ્વરે પરિપૂર્ણ કરી હતી; અને તે માટે જે વખતે તેમને બલવીરના આવવાનો તાર મળ્યો હતો, તેજ વખતે તેમણે અશ્રુપૂર્ણ તેમ પ્રેમપૂર્ણ શબ્દોવડે ઈશ્વરનો આભાર માન્યો હતો. ઘરમાં પિતા પુત્ર તથા એક નોકર મળી ત્રણ પુરૂષ વ્યક્તિઓજ હતી; કારણ આત્મારામની અર્ધાંગનાનો બલવીર જ્યારે બાર વર્ષનો હતો ત્યારેજ સ્વર્ગવાસ થઇ ગયો હતો, અને બલવીરના લગ્ન અદ્યાપિ થયા નહોતા.

× × × ×

જે વખતે ડૉકટર બલવીરનું આગમન થયું હતું, તેજ વખતે એક દીન અને માતાપિતાહીન બ્રાહ્મણ યુવકનું પણ અજમેરમાં આગમન થયું હતું. પરંન્તુ તેને કોઇએ પુષ્પની માલા પહેરાવી નહોતી; કોઇએ પોતાની મોટરમાં કે બે ઘોડાની ગાડીમાં બેસાડયો નહોતો; અને કોઈ સભા સમિતિએ તેને સન્માનપત્ર અર્પણ કર્યું નહોતું. આગગાડીમાંથી ઊતરીને તે બિચારો સીધો ધર્મશાળામાંજ પહોંચ્યો હતો. તેની મુખાકૃતિ તેમજ તેનાં વસ્ત્રોપરથી જાણે કે તે સુદામાનો બીજો અવતારજ હોયની! એવો ભાસ થતો હતો. તેનું વય જોકે એકવીસ વર્ષનુંજ હતું તોપણ તેના પહેરવેશ તથા તેના શરીરની થયેલી દુર્દશાપરથી તે એકત્રીસ વર્ષનો હોય એમ લાગતું હતું. તેણે બંગાલીઓની માફક છૂટી પાટલીઓવાળું ધોતિયું પહેર્યું હતું જે ધોતિયાં કરતાં ઘરમાં પહેરવાના પંચિયાને વધારે મળતું આવતું હતું. એક ખમીસ અને તે પર એક હાફકોટ અને માથાપર કોઇ સદ્દગૃહસ્થે પહેરીને ફેંકી દીધેલી હોય તેવી હંગેરિયન ટોપી એટલાં વસ્ત્રો સિવાય તેની પાસે બીજું કશું જોવામાં આવતું નહોતું. પરંતુ જ્યારે તે સ્ટેશનપરની ભીડમાં

થઇને બહાર નીકળી રહ્યો હતો, ત્યારે તેણે પોતાનો જમણો હાથ કોટના ખીસાપરજ રાખી મૂકેલો હતો. તેના ખીસામાં એવી તે જોખમની શી ચીજ હશે વારૂ? તે યુવક કોણ હશે અને અજમેરમાં તેનું આગમન શા સારૂ થયું હશે?

તે કોણ હતો, ક્યાંથી અને શા માટે આવ્યો હતો એ વિષે આપણે હાલ તરત જાણતા નથી. તોપણ ડૉક્ટર કનૈયાની સાથે સરખાવી જોતાં તેનામાં સર્વથા વિપરીત બાબતોજ દ્રષ્ટિગોચર થતી હતી. બલવીર કનૈયાને પિતા હતા, જ્યારે આ અજ્ઞાત યુવક અનાથ હતો; બલવીર પગથી લઇને માથાસુધી ઇંગ્લિશ પહેરવેશથી સુશોભિત થયેલો હતો, જ્યારે આ બિચારાનાં સ્વદેશી બનાવટનાં ચાર લુગડાં પણ મેલથી ભરેલાં હતાં; બલવીરને માન આપવા સારૂ સેંકડો નરનારીઓ સ્ટેશનપર, શહેરમાં તેમજ સભામાં એકત્ર થયાં હતાં; જ્યારે આ બાપડાને 'આવો' કહેનારૂં પણ કોઇ નહોતું! બલવીર કૃષ્ણકનૈયા જેવો મનોહર આકૃતિવાળો હતો; એ દરિદ્ર કોઈ સામું પણ ન જુએ તેવો કદ્રૂપો હતો. પરમાત્માની સૃષ્ટિમાં અનેક વિચિત્રતાઓ ભરેલી છે, તેમાંની આ પણ એક વિચિત્રતાજ નહિ તો બીજું શું કહી શકાય વારૂ?

અપૂર્ણ.

---

# प्रासंगिक नोंध.



**ધન્ય ગોહીલવાડ:**—જ્ઞાતિ ઉન્નતિ અને જ્ઞાતિ સંગઠનના પાયા રૂપ પ્રાન્તિક સમ્મેલનોની જરૂરીયાત જણાતાંની સાથે જ્ઞાતિના ઉત્સાહી ગોહીલવાડ પ્રાન્તે પોતાનું સમ્મેલન ભરવા માટે ઉત્સુકતા અને તત્પરતા દાખવ્યાં છે એ આનંદની વાત છે. ગોહિલવાડ જ્ઞાતિનું અગ્રગણ્ય છે. ગોહીલવાડના કેટલાક જ્ઞાતિ રિવાજો અનુકરણીય છે. ગોહીલવાડ જ્ઞાતિ કેળવણીની જરૂરીયાત સમજે છે. ગોહીલવાડ અન્ય પ્રાન્તો કરતાં વધારે મોટો કેળવાયલો વર્ગ ધરાવે છે. પ્રાન્તિક સમ્મેલનને સંપૂર્ણ રીતે સરળ બનાવવું, એ સમ્મેલનને બીજા પ્રાન્તોના સમ્મેલનોનું પ્રેરક બનાવવું તે ગોહીલવાડી જ્ઞાતિ જનોની ખાસ ફરજ છે. સમ્મેલનને સફળ બનાવવામાં મુખ્ય વિગતો નીચે પ્રમાણે છે. સમ્મેલનનું ખર્ચ પ્રાપ્ત કરવું, સમ્મેલનમા પ્રાન્તના દરેક ગામના આગેવાન જ્ઞાતિ ગૃહસ્થો અને પ્રતિનિધિઓની હાજરી મેળવવી, સમ્મેલનમા જ્ઞાતિ સંગઠનની જરૂરીયાત સમજાવવી અને તેને માટે વ્યવહાર યોજના ઘડી કાઢવી. આટલી વસ્તુઓ પરિપૂર્ણ થાય તો સમ્મેલન સંપૂર્ણ રીતે સફળ થયું ગણાય. ગોહીલવાડ ઉત્સાહી ધનવાન જ્ઞાતિ ગૃહસ્થો ધરાવે છે તેથી આર્થિક સહાય પ્રાપ્ત કરવી તે ગોહીલવાડને માટે સ્હેલી વાત છે. સમ્મેલન માટે જવાબદાર પ્રતિનિધિઓ અને આગેવાન નેતાઓની હાજરી પ્રાપ્ત કરવામાટે મહુવાના યુવકમંડળે પોતાના કાર્યકરતાઓને દરેકે દરેક ગામે ડેપ્યુટેશન રૂપે મોકલી સમ્મેલન અને જ્ઞાતિ સંગઠનની જરૂરીયાત સમજાવવાની ખાસ જરૂર છે. ગોહીલવાડમાં વિઠ્ઠલદાસભાઈ જેવા માર્ગદર્શક છે તેથી જ્ઞાતિ સંગઠનની વ્યવહાર યોજના તૈયાર કરવી તેને માટે સુલભ છે. અમે આશા રાખીએ છીએ કે ગોહીલવાડ પોતાનું પ્રાન્તીય સમ્મેલન સંપૂર્ણ રીતે સરળ બનાવવા તનતોડ મહેનત કરશે અને પોતાના સમ્મેલનને અન્ય પ્રાન્તોને અનુકરણીય અને ઉત્સાહ પ્રેરનાર બનાવશે. ગોહીલવાડ પોતાનું અગ્રપદ દીપાવશે અને કાયમ રાખશે એવી અમોને શ્રદ્ધા છે.

**અમદાવાદ જ્ઞાતિ છાત્રાલયને મકાનની ભેટ:**—અમદાવાદમાં મુર્હુમ પોતાના વકીલ સ્વર્ગસ્થ ન્હાનાલાલ જગનાથ જોશીએ પોતાનું મુર્હુમ પોતાનું રહેણાકનું મકાન પોતાના અવસાન પહેલાં પોતે વીલ કર્યું છે તેમાં અમદાવાદના શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ કેળવણી મંડળ હસ્તક ચાલતા જ્ઞાતિના છાત્રાલયના નિભાવાર્થે આપવાની વ્યવસ્થા કરીછે.

જ્ઞાતિની અંદર આવો ઉચ્ચ જ્ઞાતિ ભાવ દર્શાવનાર સ્વર્ગસ્થ ન્હાનાલાલભાઈ પ્રથમ છે. પોતાની મીલ્કતનો જે સારામાં સારો ઉપયોગ થઇ શકે તે તેમણે કર્યો છે. જ્ઞાતિ બાળોની કેળવણી અર્થે, જ્ઞાતિ બાળાને વિદ્યાભ્યાસમાં મદદ રૂપ વિદ્યા દાન કરી તેમણે ઉત્તમ જ્ઞાતિભાવ દર્શાવ્યો છે. તેમનાં સગા સ્નેહીએ સલાહકારો તથા તેમની માશીની દીકરી બ્હેન ઇચ્છા હરગોવિન્દ ધોળકાવાળાએ પણ તેવોજ નિઃસ્વાર્થ જ્ઞાતિભાવ દર્શાવ્યો છે. તેમણે કરેલા ઉત્તમ દાનને માટે, તેમણે દર્શાવેલા ઉચ્ચ જ્ઞાતિભાવ માટે જ્ઞાતિ તેમની જેટલી પ્રસંશા કરે તેટલી ઓછી છે. પ્રભુ જ્ઞાતિમાં એવો જ ઉચ્ચ જ્ઞાતિ પ્રેમ અન્ય હૃદયોમાં પણ પ્રેરે. **તન્ત્રી.**

---

## સુજ્ઞ ગ્રાહકોને.

ગત વર્ષે આખ શ્રીમાળી શુભેચ્છકને રૂા. ૮૦૦)ની ખાદ આવી હતી તે અમે અગાઉ દર્શાવી ચૂક્યા હતા. આ ખાદને પહોંચી વળવા માટે અમારા સુજ્ઞ ગ્રાહકોને નવા ગ્રાહકો પ્રાપ્ત કરી આપવા માટે તથા જ્ઞાતિ સાધન સંપન્ન ગૃહસ્થોને યથાશક્તિ આર્થિક સહાય્ય મોકલવા માટે વિનંતિ કરવામાં આવી હતી. કેટલાક ગ્રાહકોએ નવાં ગ્રાહકો મેળવી આપી અમારા ઉત્સાહમાં વધારો કર્યો છે તે માટે અમે તેમનો ઉપકાર માનીએ છીએ. થોડા ઘણા જ્ઞાતિ ગૃહસ્થોએ યથાશક્તિ આર્થિક સહાય્ય આપીને પણ શ્રીમાળી શુભેચ્છકની સેવાની કદર કરી છે, તે માટે તેમનો પણ ઉપકાર માનીએ છીએ. તે ઉપરાંત રા. દલપતરામ ત્રિવેદીની સહાય્યથી મુંબાઈમાં એક સીનેમા લેવામાં આવ્યો હતો અને તેના અર્ધ ભાગના રૂા. ૨૨૫) જેટલી રકમ આવેલી તે પણ દર્શાવાઈ ગએલ છે. એકંદરે રૂા. ૪૦૦) ની ખાદ પૂરાઈ છે. હજુ રૂપીઆ ચારસોની ખાંદ પૂરવી બાકી રહે છે. કેટલીક કરકસરને અંગે ચાલુ વર્ષને અંતે નવી ખાદ આવતી અમે અટકાવી શકીશું એવી અમેને આશા છે. પરન્તુ હજુ રૂા. ૪૦૦)ની ખાદ જે બાકી રહેલી છે તેને પહોંચી વળવા માટે હજુ વધારે નવા ગ્રાહકોની જરૂર રહે છે. આવતા વર્ષમાં દરેક સુજ્ઞ ગ્રાહક પોતાથી બનતાં નવા ગ્રાહકો પ્રાપ્ત કરી આપવાની પોતાની ફરજ ચૂકશે નહિં તેવી અમે આશા રાખીએ છીએ. તે ઉપરાંત જ્ઞાતિના સાધન સંપન્ન ગૃહસ્થોને પણ અમે ફરીવાર વિનંતિ કરીએ છીએ કે આપ આપનાથી બની શકે તેટલી થોડી ઘણી આર્થિક મદદ મોકલી શ્રીમાળી શુભેચ્છકની સેવાની કદર કરશો. **તન્ત્રી.**

શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ કેળવણી મંડળ
અમદાવાદ.

## મકાનફાળાની મહાલક્ષ્મીની છબીવાળી ટીકીટો.

ગયા અંકમાં અમદાવાદનું સરસ્વતી મન્દિર ઉભું કરવા માટે મકાન ફાળાની મહાલક્ષ્મીજીની છબીવાળી રૂપીઆ એકવાળી ટીકીટો ભરાવવા અગર ભરવા માટે અપીલ બ્હાર પડી છે અને ફક્ત ૧૨૫ ટીકીટો ભરી અથવા ભરાવી શકે તેવા સો ઉત્સાહી જ્ઞાતિ ગૃહસ્થોની માગણી કરી છે સદરહુ અપીલનું આશાજનક પરિણામ હજી દષ્ય થયું નથી. પરન્તુ જ્ઞાતિ ગૃહસ્થો જ્ઞાતિના નામને એમ ડાઘ લાગવા નહિ દે અને એવા ઉત્સાહી ગૃહસ્થો જરૂર બહાર પડશે એવી આશા રહે છે. મકાનફાળાની બાબતમાં થોડી વિશેષ સૂચના આપવી જરૂરની છે.

આ બીજી અપીલ બ્હાર પડ્યા પછી ફક્ત એક માસ પછીજ તુર્તે દીવાળી અને બેસતું વર્ષ આવે છે. દીવાળીની બોણી તરિકે અને બેસતા વર્ષના પુણ્ય નિમિત્તે ભેટ અને દાન આપવાની પ્રથા હિંદુઓમાં પ્રચલિત છે. દરેક જ્ઞાતિજન દીવાળીની બોણી તરિકે અગર બેસતા વર્ષના પુનિત દાન તરિકે યથાશક્તિ ટીકીટો ભરશે એવી હું ખાસ આશા રાખુંછું. જો દીવાળી અને બેસતા વર્ષના માંગલ્યકારી ઉત્સવો વખતે જ્ઞાતિ પ્રત્યેનો આપણો ભાવ દર્શાવવો આપણે ચૂકીએ તો આપણે હીણભાગી ગણાઇએ. તેથી દરેક જ્ઞાતિ જને પોતાના જ્ઞાતિભાવના સૂચક તરિકે થોડી ઘણી પણ મકાનફાળાની ટીકીટો ખરીદવા અને અન્ય ગૃહસ્થો પાસે ભરાવવા ખાસ ભલામણ છે. બેસતા વર્ષને દિવસે માતાજી મહાલક્ષ્મીજીના દર્શનાર્થે જવાની દરેક શ્રીમાળી પોતાની પવિત્ર ફરજ સમજે છે. મકાનફાળાની ટીકીટોમાં માતાજીની છબી છે તેથી માતાજીના દર્શનનો લાભ મળવા સાથે સરસ્વતી દેવીની ઉપાસના પણ થઈ શકશે. માતાજીના દર્શન, જ્ઞાતિમાં સરસ્વતી આવ્હાન, જ્ઞાતિ પ્રત્યેના ભાવનો સાક્ષાત્કાર અને જ્ઞાતિના બાળકોને વિદ્યા પ્રાપ્તિમાં પવિત્ર માંગલ્યકારી દિવસોમાં મદદ એ તમામ લાભ એકી સામટા ઉઠાવવાનું કયું હિણભાગી જ્ઞાતિ હૃદય પસંદ નહિ કરે? તેથી આશા છે કે દરેક જ્ઞાતિજન દિવાળીના તથા નૂતન વર્ષના પવિત્ર આનંદના દિવસોને જ્ઞાતિભાવ દર્શાવી વધારે માંગલ્યકારી અને પ્રોત્સાહક બનાવવા પ્રેરાશે. અસ્તુ.

ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી.

---

# ज्ञाति परिषद् अने परिस्थिति.



ચાલુ સાલના કાર્તક માસમાં લીંબડી મુકામે સમસ્ત શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ્‌ની બેઠક મળી ગયાને આજે લગભગ અગીઆર માસ પુરા થવા આવ્યા છે ત્યાં સુધીમાં પરિષદે કરેલા ઠરાવો તરફ દષ્ટિ ફેંકતા આશા અને નિરાશા બંને પ્રાપ્ત થાય છે. અલબત્ત આ પરિષદ્‌ની બેઠક પહેલાંજ એવી તો માન્યતા રખાતી હતી કે આ પરિષદે કરેલા ઠરાવો સર્વત્ર સાંગોપાંગ અમલમાં આવવા મુશ્કેલ છે. ફક્ત ભ્રાતૃભાવ અને જ્ઞાતિ સંગઠન આથીજ પ્રાપ્ત થઇ શકશે. તેની સાથે પરિષદ્‌ની ઉપયોગીતા પણ સિદ્ધ થઈ શકશે. આ દિશામાં તો નિરાશા નથી સંભવી શકતી. કારણકે ત્યારપછીના સમયમાં સર્વત્ર પરિષદ્‌ની ઉપયોગીતા સ્વીકારાઇ છે અને ભ્રાતૃભાવ પણ વધ્યો છે એમ તો કહ્યા વગર નહિં ચાલે. નિરાશા માત્ર ઠરાવોના યથાસ્થિત અમલના અભાવનીજ છે. જો કે કેટલાક ઠરાવોની કેટલાક સ્થળે થોડાક પ્રમાણુમાં અમલ થવાની શરૂઆત થઈ ગઈ છે તોપણ એટલી બધી તો આશાજનક નથીજ કે જેથી આવતી મહા પરિષદ્ વેળા યોગ્ય પરિણામ રજુ કરી શકાય-તેમાંએ

## સ્વયંસેવક દળ અને સ્થાનિક સમિતિઓ

સંબંધી તો કેવળ નિરાશાજ છે. અમે પ્રથમથીજ કહેતા આવ્યા છીએ કે પરિષદ્‌ના બંધારણને સ્થિર કરવા તેમજ પરિષદ્‌ની આજ્ઞાઓનો અમલ તથા પ્રચાર કરવા માટે સ્થાનિક સમિતિઓની સ્થાપનાની પહેલીજ જરૂર છે અને આવી સમિતિઓ સ્થાપવા તથા પરિષદ્‌ના અંગનું કાર્ય કરવા સ્વયંસેવક દળો સ્થળે સ્થળે જોઇએજ. આ દિશામાં તો અમને અત્યાર સુધીમાં નિરાશાજ મળી છે. નાના ગામોને બાદ કરીએ તો ભાવનગર, જામનગર, વઢવાણ, રાજકોટ, મોરબી, ધ્રાંગધ્રા, પાટણ, મુંબઈ, અમદાવાદ જેવા સ્થળો કે જ્યાં ઉત્સાહી અને કેળવાયેલી વ્યક્તિઓનો સમુહ મોટા પ્રમાણમાં વસે છે ત્યાં પણ આ પ્રવૃત્તિમાં આશાજનક સ્થિતિ નથી. એક બીજાનો અંગત મત ગમે તે હોય, સ્થાનિક વિવાદ ગમે તે હોય તો પણ જ્ઞાતિ પરિષદ્‌ના બંધારણરૂપ આ યોજના જ્યાં સુધી સ્થળે સ્થળે અમલમાં ન મુકાય ત્યાં સુધી ભવિષ્યની સુઆશાઓ આકાશકુસુમવતજ છે.

## ગોહિલવાડ પ્રાંતિક પરિષદ્.

આથી જ પ્રાંતિક પરિષદો ભરવાની અગત્યતા જણાવાઈ છે અને જાણીને સંતોષ ઉપજે છે કે મહુવાના યુવક મંડળે ગોહિલવાડ પ્રાંતિક પરિષદ્‌ની બેઠક બોલાવવા ઠરાવ કરી યોગ્ય હીલચાલ ઉપાડી લીધી છે. આ હીલચાલ સ્તુત્ય છે અને તેને દરેક ગોહિલવાડીએ સંમત થઈ વધાવી લેવાની જરૂર છે. ગોહિલવાડનો જ્ઞાતિ જથ્થો પ્રમાણમાં મોટો તેમજ કેળવણીમાં આગળ વધેલો તેમ જ સ્થિતિમાં પણ યોગ્ય છે. આથી વધારે આશા રહે છે કે ગોહિલવાડીઓની આ પહેલ અન્ય પ્રાંતોને આવકારદાયક થઇ પડશે.

યુવક મંડળ હજુ ઉગતું છે. તેની પાસે કંઈની બીલકુલ સંતોષકારક સ્થિતિ નથી તેવામાં તેનો આ પ્રયત્ન જેટલો ભારે છે તેટલો જ મહત્વનો છે. શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ્‌ની બેઠકનો સવાલ પણ જ્યારે પ્રથમ હાથ ધરાયો હતો ત્યારે એક પાઈની પણ રકમ સિલિક નહોતી; છતાં જ્ઞાતિબંધુઓના આધાર ઉપરજ તે કાર્ય ઉપાડવામાં આવ્યું હતું અને માતાજીએ તે પાર પણ પાડ્યું છે. ગોહિલવાડ પ્રાંતિક પરિષદ્‌નું કાર્ય પણ જ્ઞાતિભાઈઓ યથા શક્તિ મદદ આપી ઉપાડી લીધા વગર નહિ રહે તેની તો મને ખાત્રીજ છે. ફક્ત યુવકમંડળે તે માટે સતત્ પ્રયત્ન કરવો પડશે.

આ માટે નીચેની સુચનાઓ મને તો આવશ્યક જણાય છે.

૧. પરિષદ્‌ની બેઠક ભાવનગર બોલાવાય તો સારૂં.

૨. પરિષદનાં બંધારણની રૂએ પ્રતિનિધિ ફી, પ્રેક્ષક ફી અને ભોજન ફી રખાય તો અડચણ નથી.

૩. એકજ વ્યક્તિ ભોજન ખર્ચ ઉપાડી લે-તો વધારે સારૂં.

૪. નહિ તો ભાવનગર સ્થળ મોટું છે એટલે આવનાર પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો પોતપોતાના સગાવ્હાલા યા સ્નેહિઓને ત્યાં ઉતરવા રહેવાનો બંદોબસ્ત કરે તો બહુજ સારૂં.

૫. આશરે પચાસ ૧૫-૨૦ બહારથી આવનારાઓને ઉતારવાની અને ભોજન વિગેરેની વ્યવસ્થા કરવામાં આવે તો સગવડના સચવાય. જ્યારે ભરૂચમાં જ્ઞાતિ પત્ર તંત્રી સંમેલનની બેઠક મળી હતી ત્યારે લગભગ સો આમંત્રિતોને ઘણી જ સગવડતાથી ઉતારવામાં

આવ્યા હતા. આથી ખર્ચના બચાવની સાથે કાર્યની અનુકુળતા વધારે સાચવી શકાય છે.

યુવકમંડળે સ્થળે સ્થળે ફરી પ્રવૃત્તિ કરવાની અને સ્થળ તારીખો તથા ઉપર પૈકી વધારે અનુકુળ જણાય તેવી યોજના હાથ ધરવા વિનંતી છે.

ગોહિલવાડ પરિષદ્ મળતાં અન્ય પ્રાંતો પણ જાગશેજ.

પ્રેમી.

---

## શ્રી મં. આ. શ્રી. બ્રા. કે. મંડળ—અમદાવાદ.

## છાત્રાલયને મળેલા મકાનની ભેટ.

અમદાવાદના શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ કેળવણી મંડળના વ્યવસ્થાપકો તથા અમદાવાદના જ્ઞાતિ ગૃહસ્થોની આજ રોજ તારીખ ૧૩–૯–૨૩ ગુરૂવારના રોજ મળેલી આ સભા નીચે પ્રમાણે ઠરાવો કરેછે:-

ઠરાવ ૧ લો:—અમદાવાદમાં મુહુર્ત પોળના રહીશ આપણી જ્ઞાતિના રા. રા. ન્હાનાલાલ જગન્નાથ જોશીએ પોતાના વીલમાં તેમના મુહુર્ત પોળના રહેણાકના મકાનની પોતાના અવસાન પછી વ્યવસ્થા કરતાં તે મકાન અમદાવાદની શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ કેળવણી મંડળ તરફથી ચાલતી બોર્ડિંગના નિભાવાર્થે આપવાની વ્યવસ્થા કરી ઉત્તમ પ્રકારનો જ્ઞાતિભાવ દર્શાવ્યો છે તે બદલ તેઓશ્રીનો ઉપકાર આ સભા માને છે તથા વીલ કર્યા બાદ ટૂંક વખતમાં થયેલા તેમના અવસાન માટે પોતાના ખરા હૃદયથી દીલગીરી પ્રદર્શિત કરે છે તથા તેમના આત્માને સંપૂર્ણ શાન્તિ ઇચ્છે છે.

ઠરાવ ૨ જો:—ઠરાવ ૧ લામાં દર્શાવેલા મકાનની અમદાવાદ આપણી જ્ઞાતિની ચાલતી બોર્ડિંગના નિભાવાર્થે વ્યવસ્થા કરવામાં સ્વર્ગસ્થ ન્હાનાલાલભાઇને ઉત્તમ જ્ઞાતિભાવ યુક્ત સલાહ આપવા માટે સ્વર્ગસ્થના સલાહકારો તથા ખાસ કરીને સ્વર્ગસ્થની માશીની દીકરી બ્હેન ઇચ્છા હર ગોવિન્દ ધોળકાવાળાનો આ સભા ઉપકાર માને છે તથા તેમણે દર્શાવેલ નિઃસ્વાર્થ જ્ઞાતિભાવ માટે તેમને ધન્યવાદ આપે છે.

ઠરાવ ૩ જો:—ઉપરના ઠરાવો ૧, ૨ ની નકલો જ્ઞાતિનાં પત્રોમાં તથા બીજા વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ કરવા માટે મોકલવા તથા બાઈ ઇચ્છા હરગોવિન્દને મોકલવા પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે.

ઉપરના ઠરાવો રજુ કરનાર—રા. રા. જગનાથ ઘેળાભાઇ ઓઝા.

અનુમોદન આપનાર—રા. રા. પ્રભાશંકર દેવશંકર શુકલ,
રા. રા. પ્રાણલાલ કામેશ્વર ત્રિવેદી.
રા. રા. દામોદરદાસ ભાઇશંકર ઓઝા.

ઓઝા જગનાથ ઘેળાભાઇ, શુકલ પ્રભાશંકર દેવશંકર, ત્રિવેદી પ્રાણલાલ કામેશ્વર, ઓઝા દામોદરદાસ ભાઇશંકર, રવિશંકર જટાશંકર ત્રિવેદી, છોટાલાલ દલપતરામ કવિ, ચિમનલાલ દ. કવિ, કાશિરામ ભાઇશંકર ઓઝા, ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી, રતિલાલ મોહનલાલ ત્રિવેદી, ઓઝા દયાશંકર ભીમજી વગેરે હાજર રહેનાર ગૃહસ્થોની સહીઓ.

દવે જીવરામ જગજીવન—પ્રમુખ.

---

## મકાનફાળાની મહાલક્ષ્મીની છબીવાળી રૂા. ૧ની ટીકીટો

| | |
|---|---|
| હા. ગીરજાશંકર જટાશંકર અગ્નીહોત્રી-મુંબાઇ: | ૧ શ્રીમતી પ્રેમીલા બ્હેન સાંતાક્રુઝ. |
| ૬ રા. માણેકલાલ એ. મ્હેતા ઘાટકોપર | ૧ હાંસોટી ચુનીલાલભાઈ ઘાટકોપર |
| ૫ શેઠ ખીમજી વીસનજી ,, | ૧ હરિશંકર દુર્લભજી ,, |
| ૨ શેઠ હેમચંદ સવજી ,, | ૧ સોની પોપટ રામજી મુંબાઈ |
| ૧ ,, જમનાદાસ ઉમરશી ,, | ૧ શેઠ ચુનીલાલ વાલજી ,, |
| ૧ ,, પેરાજ ખટાઉ ,, | ૧ સોની સવજી પ્રેમજી ,, |
| ૧ રા. ઓઘડલાલભાઈ ,, | ૧ વજેશંકર નાનજી માધવપુર |
| ૧ ,, મૂળશંકરભાઈ ,, | ૧ ભગવાનદાસ લક્ષ્મીચંદ ઘાટકોપર |
| ૧ ,, ચુનીલાલભાઈ ,, | ૧ રા. તુલસીદાસ જેઠા ,, |
| ૧ ,, જમનાદાસભાઇ ,, | ૧ સોની વેલા મૂળજી ,, |
| ૧ ,, અમૃતલાલ પિતાંબર ,, | ૧ શેઠ જીવણદાસ બી. ,, |
| ૧ ,, વજેશંકર રાજપાળ ,, | ૧ શેઠ ઝીણાભાઇ સુંદરજી ,, |
| ૧ ,, ગંગાદાસભાઈ ,, | ૧ ચોકસી દેવચંદ મૂળજી ,, |
| ૧ ,, ધનજી માવજી મીસ્ત્રી ,, | ૧ શેઠ હરીલાલભાઇ ,, |
| ૧ ,, એક સેવક ,, | ૧ રા. અમૃતલાલ મોતીચંદ ,, |
| | ૧ જોશી અનજી દાનજી ,, |

૧ સોની જીવરાજ ગોકળ „
૧ રા. અમૃતલાલ ખીમચંદ મુંબાઇ
૧ સોની કાળા નથુ „
૧ શેઠ કુંવરજી વલભદાસ „
૧ ડૉ. પોપટભાઈ ઘાટકોપર
૧ સોની ભવાન રામજી મુંબાઇ
૧ શેઠ ભવાનજીભાઈ ઘાટકોપર
૧ શેઠ લાલસીંગ કાનજી „
૧ શેઠ કરમચંદ ખીમજી „
૧ રા. ગીરજાશંકર જટાશંકર મુંબાઈ

૫૦

હા. રા. ડાહ્યાભાઇ ભવાનીશંકર પાઠક, અમદાવાદ.
૧૦ સૌ. બાઇ મહાલક્ષ્મી. રામજી મુન્જપર.
૧૫ રા. ડાહ્યાભાઇ ભવાનીશંકર અમદાવાદ.

હા. દુલેરાય મગનલાલ ઓઝા. મહુવા.
૧ રા. સુંદરજી વિઠ્ઠલજી ત્રવાડી મહુવા
૧ મગનલાલ બાઉ ઓઝા મહુવા.
૧ જગન્નાથ મંગળજી ત્રિવેદી „
૧ જેઠાશંકર વજેરામ ત્રવાડી „
૧ શિવશંકર નારણજી ત્રિવેદી „
૧ શિવરામ નારણજી ત્રિવેદી અમદાવાદ.
૧ પોપટલાલ કરસનજી વ્યાસ વકીલ
૧ નર્મદાશંકર વિઠ્ઠલજી ઓઝા મહુવા
૧ પુરશોત્તમ દુર્ગાશંકર ત્રિવેદી „
૧ રતીલાલ દયાશંકર ત્રિવેદી ઓઝા

૮૫+૬૦૪ સપ્ટેમ્બરના અંકમાં જાહેર કરેલા.

કુલ ૬૮૯.

મન્ત્રીઓ—શ્રી મ. આ. શ્રી. બ્રા. કેળવણી મંડળ.

---

## લીંબડી પરિષદ્‌નો રિપોર્ટ.

લીંબડી પરિષદ્‌નો રિપોર્ટ હજુ બહુજ ઓછા પ્રમાણમાં ખપેલ છે. દરેકે દરેક જ્ઞાતિજન તે રીપોર્ટની એક પ્રત જરૂર પોતાના માટે ખરીદશે અને મિત્રોમાં લ્હાણી કરવા માટે યથાશક્તિ પ્રતો પણ ખરીદશે એવી ખાસ વિનંતિ છે.

મન્ત્રીઓ—શ્રી. બ્રા. પરિષદ્.

# जातीय समाचार.

શુકલતીર્થ—સ્તુત્ય સાહસ: સામવેદમાં પારંગત શ્રીમાન્ પાર્વતિશંકર કાશીરામે પોતાની પત્નીનો સીમંત સંસ્કાર કર્યો નથી તેમજ એ નિમિત્તે જ્ઞાતિ ભોજન એક દિવસ પણ કર્યું નથી. તેમનું સાહસ સ્તુત્ય અને આદરણીય છે.

સંસ્કૃત પાઠશાળાઃ—તા. ૧૨–૯–૨૭ નારોજ જ્ઞાતિભાઇએ અત્રે એકત્ર થયા હતા અને સંસ્કૃત પાઠશાળા સ્થાપવા માટે પ્રાસંગિક વિવેચન થયું હતું. સભાસ્થાનમાંજ રૂ. ૫૨૫ નું ફંડ ભરાયું હતું. સંસ્કૃત ભાષાના અનુરાગી ગૃહસ્થો આ કાર્યને પ્રોત્સાહન આપવા યથાશક્તિ મદદ "રા. જ. ન. ધ્યાની, શુકલતીર્થ; ચમારગામ થઇ" એ શિરનામે મોકલી ઉપકૃત કરશે.

મુંબાઇ:—મુંબઇ ખાતે સ્થપાયેલા શ્રી મુંબઇ શ્રીમાળી હિતવર્ધક મંડળની એક સભા ગઈ તા. ૧૬ મીના રોજ રા. રા. લાલજી શીવરામ દવેને ત્યાં રા. રા. પ્રાગજી મૂળશંકરના પ્રમુખપણા નીચે મળી હતી. આ પ્રસંગે જ્ઞાતિના અંગ્રેજી સાતમા ધોરણસુધી ભણતા અને બીજું કોઇપણ ધંધાદારી શિક્ષણ લેતા ગરીબ અને લાયક વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને તેમજ નિરાધાર વિધવાઓને નાણાંના પ્રમાણમાં મદદ કરવાનો ઠરાવ પસાર થયો છે.

---

## જ્ઞાતિ સમાચાર.

મુંબઇ—ખંભાતના રહીશ ભાઇ પાર્વતિશંકર અનોપરામે ભાદરવા [illegible]દ ૮ ને બુધવારના રોજ પોતાની પાછળ એક વિધવા તથા એક પુત્રને [illegible]ડી અવસાન પામ્યા છે.

---

### બેસતા વર્ષની બોણીમાં

અમદાવાદનું જ્ઞાતિનું સરસ્વતિ મન્દિર ઉભું કરવા માટે
શ્રી મહાલક્ષ્મીની છબીવાળી મકાનફાળાની રૂપીઆ એક
વાળી ટીકીટો યથાશક્તિ જરૂર લેશો અને ભરાવશો.

---

### લેખકો તથા ગ્રાહકોને સૂચના.

૧. ઉત્તમ વિષય, સ્વચ્છ લખાણ તથા કાગળની એક બાજુપર જેમ બને તેમ ટુંકા પરંતુ અર્થ ગર્ભીત લેખો લખી મોકલવા લેખકોને વિનતિ છે. માત્ર ઉત્તમ અને અતિ ઉપયોગી કાવ્યોનેજ સ્થાન આપવામાં આવશે—લાંબા લેખોને સ્થળના અભાવે સ્થાન નહી મળવાનો ભય છે.

૨. લેખોને માસિકમાં સ્થાન આપવા સંબંધી મુખત્યારી તન્ત્રીની છે.

૩. લેખકે પોતાનું નામ છપાવવું હોય તો લેખ નીચે, નહિતર તન્ત્રીની જાણ માટે પૂરેપુરૂં નામ ઠામ લખવાં.

૪. જે લેખને માસિકમાં સ્થાન ન મળે તેવા લેખો પાછા મોકલવા માટે તન્ત્રી બંધાતા નથી.

૫ ઘણીવાર ગ્રાહકો પોતાનું શિરનામું બદલાવે છે અને તે ફેરફાર જણાવતાં નથી તેથી માસિક ગેરવલ્લે જાય છે, અને પછી માસિક નહીં મળ્યાની ફરિયાદ કરે છે. તેથી દરેક ગ્રાહકે પોતાનું સ્થળ બદલાવતાંની સાથે શિરનામાનો ફેરફાર અમોને જણાવવો જેથી ફરિયાદનું કારણ રહે નહીં.

# શ્રીમાળી શુભેચ્છક.

इच्छन्शुभं यः स्वपरस्य नित्यं हन्त्यस्यशुभं कुलदेवी तस्य ।
विचार्य चैवं विहरन्तु सर्वे श्रीमाळी शुभेच्छक इच्छतीदम् ॥

( જે મનુષ્ય હમેશાં પોતાનું તેમજ પારકાનું શુભ ઇચ્છે છે તેનું અશુભ શ્રી મહાલક્ષ્મી નાશ કરે છે. આ સૂત્રનો દરેક બંધુ વિચાર રાખી તે પ્રમાણે વર્તો એમ શ્રીમાળી શુભેચ્છક ઇચ્છે છે. રા. મ. અપાચી)

પુ. ૪ થું.] નવેમ્બર ૧૯૨૩ [અંક ૧૧

## દીપોત્સવી તથા નૂતન વર્ષ

ના

## પરમ પવિત્ર માંગલ્યકારી દિવસોમાં

### જ્ઞાતિબાળોને અવશ્ય સંભારો

તથા

અમદાવાદનું જ્ઞાતિનું સરસ્વતિ મન્દિર બાંધવા માટે

### શ્રી મહાલક્ષ્મીના છબીવાળી રૂપીઆ એકવાળી

### મકાન ફાળાની ટીકીટ

### યથાશક્તિ ભરો અને ભરાવો

પરમ પવિત્ર દિવસોમાં શ્રી મહાલક્ષ્મીનાં દર્શનનો, જ્ઞાતિભાવ વ્યક્ત કરવાનો, જ્ઞાતિના બાળ વિદ્યાર્થીઓના શુભ આશિર્વાદ પ્રાપ્ત કરવાનો અમૂલો પ્રસંગ જરૂર પ્રાપ્ત કરો.

श्री महालक्ष्म्यै नमः શ્રી મહાલક્ષ્મીની કૃપા સૌ જ્ઞાતિજનોને ઉજાળો. अस्तु.

## શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રીમાળી બ્રાહ્મણ કેળવણી મંડળ
### અમદાવાદ.

## મકાનફાળાની શ્રી મહાલક્ષ્મીની છબીવાળી ટીકીટો.

અગાઉના અંકમાં અમદાવાદનું સરસ્વતી મન્દિર ઉભું કરવા માટે મકાને ફાળાની મહાલક્ષ્મીજીની છબીવાળી રૂપીઆ એકવાળી ટીકીટો ભરાવવા અગર ભરવા માટે અપીલ બ્હાર પડી છે અને ફક્ત ૧૨૫ ટીકીટો ભરી અથવા ભરાવી શકે તેવા સો ઉત્સાહી જ્ઞાતિ ગૃહસ્થોની માગણી કરી છે. સદરહુ અપીલનું આશાજનક પરિણામ હજી દષ્ય થયું નથી. પરન્તુ જ્ઞાતિ ગૃહસ્થો જ્ઞાતિના નામને એમ ડાઘ લાગવા નહિ દે અને એવા ઉત્સાહી ગૃહસ્થો જરૂર બહાર પડશે એવી આશા રહે છે. મકાનફાળાની બાબતમાં થોડી વિશેષ સૂચના આપવી જરૂરની છે.

આ અપીલ બ્હાર પડ્યા પછી દીવાળી અને બેસતું વર્ષ આવશે. દીવાળીની બોણી તરિકે અને બેસતા વર્ષના પુણ્ય નિમિત્તે ભેટ અને દાન આપવાની પ્રથા હિંદુઓમાં પ્રચલિત છે. દરેક જ્ઞાતિજન દીવાળીની બોણી તરિકે અગર બેસતા વર્ષના પુનિત દાન તરિકે યથાશક્તિ ટીકીટો ભરશે એવી હું ખાસ આશા રાખું છું. જો દીવાળી અને બેસતા વર્ષના માંગલ્યકારી ઉત્સવો વખતે જ્ઞાતિ પ્રત્યેનો આપણો ભાવ દર્શાવવો આપણે ચૂકીએ તો આપણે હીણભાગી ગણાઇએ. તેથી દરેક જ્ઞાતિજને પોતાના જ્ઞાતિભાવના સૂચક તરિકે થોડી ઘણી પણ મકાનફાળાની ટીકીટો ખરીદવા અને અન્ય ગૃહસ્થો પાસે ભરાવવા ખાસ ભલામણ છે. બેસતા વર્ષને દિવસે માતાજી મહાલક્ષ્મીજીના દર્શનાર્થે જવાની દરેક શ્રીમાળી પોતાની પવિત્ર ફરજ સમજે છે. મકાનફાળાની ટીકીટોમાં માતાજીની છબી છે તેથી માતાજીના દર્શનનો લાભ મળવા સાથે સરસ્વતી દેવીની ઉપાસના પણ થઇ શકશે. માતાજીના દર્શન, જ્ઞાતિમાં સરસ્વતી આવ્હાન, જ્ઞાતિ પ્રત્યેના ભાવનો સાક્ષાત્કાર અને જ્ઞાતિના બાળકોને વિદ્યા પ્રાપ્તિમાં પવિત્ર માંગલ્યકારી દિવસોમાં મદદ એ તમામ લાભ એકી સામટા ઉઠાવવાનું કયું હિણભાગી જ્ઞાતિ હૃદય પસંદ નહિ કરે? તેથી આશા છે કે દરેક જ્ઞાતિજન દિવાળીના તથા નૂતન વર્ષના પવિત્ર આનંદના દિવસોને જ્ઞાતિભાવ દર્શાવી વધારે માંગલ્યકારી અને પ્રોત્સાહક બનાવવા પ્રેરાશે. અસ્તુ.

ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી.

## व्हालांने.

(ખમ્મા વિરાને જઉં વારણેરે લોલ.)

વ્હાલા ! જીવન મધુર જીવજોરે લોલ,
ચાખજો સદાય મીઠાશજો,
વ્હાલા ! જીવન મધુર જીવજોરે લોલ.
વિહરો વિશોક વિશ્વ વાડીમાંરે લોલ,
હૈયે ફુલાવજો ફુલાસજો,
વ્હાલા ! જીવન મધુર જીવજોરે લોલ.
વૃત્તિ ન વાળજો વિમોહમાંરે લોલ;
પાડજોજી પ્રાણના પ્રકાશજો.
વ્હાલા ! જીવન મધુર જીવજોરે લોલ.
સ્નેહે તદ્રુપ રહી રંગમાંરે લોલ;
આત્મના ઉજાળજો વિકાસજો,
વ્હાલા ! જીવન મધુર જીવજોરે લોલ.

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

## "पृथ्वीने भारे मारनार कोण छे ?"

સંસારના જન્મ મરણના બંધનથી મુક્ત થવા વિધિ પ્રમાણે પરમ કૃપાળુ પરમાત્માના પાદારવિંદનું ધ્યાન પણ ન થયું તથા સ્વર્ગના બારણાંના કમાડ ખુલ્લાં થાય તેવો સદ્ધર્મ પણ સંપાદન ન કર્યો. એવી ભૂલ ન થાય માટે આ જગતમાં જન્મ ધરી જે પુરૂષોએ બાળપણમાં વિદ્યાનો, જુવાનીમાં ધનનો અને વૃદ્ધાવસ્થામાં ધર્મનો સંચય ન કર્યો તથા હાય વોય કરતાં અસંયત કુતરાની માફક જ્યાં ત્યાં રખડ્યા કર્યો પણ ધર્મ, અર્થ અને મોક્ષ એ પૈકી એક પણ પુરેપુરૂં સંપાદન ન કર્યું તે કેવળ માતાને અને પૃથ્વીને ભારે મારવા આવ્યો છે. માટે જન્મ ધરી પુરૂષાર્થ વડે સકળ કાર્ય સિદ્ધ કરતાં અને મુવા પછી 'વાહ!' કહેવાય તેવા કૃત્યો કરતાં તોજ તેનો જન્મ લેખે છે, કંઈ પેટનું પોષણ કરી દહાડા મારવા એ ઉચિત લેખામાં નથી. પેટ તો કાગડા, કુતરા પણ ભરે છે; પરંતુ સ્વાર્થ સાથે પરમાર્થ કરી આગળના અવતાર માટે ભાતું બાંધી લેવું એજ યોગ્ય છે. પણ પહેલાં તો વિચારની જરૂર છે કારણ કે

किंकुलेन विशालेन विद्याहीनस्य देहिनः
अकुलीनोऽपि विद्यावान्देवैरपि स पूज्यते॥

વળી વિદ્યા એ સર્વેથી અમુલ્ય ધન છે કે જેને ચોર, અગ્નિ, જળ, ઠગાગઓ પણ પરાજીત કરી શકતા નથી-એવું અપૂર્વ ગુપ્ત ધન છે કે જે વ્યય કર્યાથી વિશેષ વૃદ્ધિ પામનાર તથા સકળ સુખને આપનાર છે.

વિદ્યા જેટલી જુવાનીયમાં, જુવાનીમાં પણ જ્યારે ભણતા હોય, ત્યારે ગ્રહણ થાય છે તેટલી આગળ ઉપર થતી નથી પણઃ—

माता शत्रु पिता वैरी येन बालोन पाठित।
न शोभते सभामध्ये हंस मध्ये बको यथा॥

જે માતા પિતા પોતાના પુત્રને ભણાવતા નથી તે તેના ખરા શત્રુ છે, અને અભણ પુરુષો જેમ હંસના ટોળામાં બગલા શોભતા નથી તેમ મનુષ્ય સભામાં શોભતા નથી. વળી વિદ્યાહીન એવા પ્રાણીને વિસ્તારવાળા કુળમાં જન્મ થવાથી શું છે? કારણ કે કુળવાન હોય નહિ પણ જો વિદ્યાવાન હોય તો તે જ્યાં જાય ત્યાં તેને માન મળે છે. વિનયસહિત વિદ્યા કયા મનુષ્યના ચિત્તને હરતી નથી? સુવર્ણ અને મણિનો સંયોગ કોના લોચનને આનંદ આપતો નથી? અને જ્યારે વિદ્યાવાન થઇ અધિકારોને પ્રાપ્ત કરે છે ત્યારે અધિકારવાળો જે મનુષ્ય પોતાના દેશની, પોતાના ગામની અને પોતાના જ્ઞાતિ બંધુઓની તથા ગુણુ જનોની કે વિદ્વાનોની દાઝ હૈયે ધરી બનતી સહાયતા આપતા નથી તો તે મહા નીચમાં નીચ ગણવાં; કેમકે અધિકાર તો પર્વતની નદીના પૂર સમાન છે. છે, છે; અને નથી! તો તેવા સમયમાં જેવું આપણાથી બનું થાય તેવું બનતી તાકીદે, કાલ કરતા હો તો આજજ, અને આજ કરતા હો તો અત્યારેજ કરવું, એજ ડાહપણ અને કુલીનતા. દીન, દુઃખીની પીડા હૈયે ધરી તેના કષ્ટ ટાળવાં અને તેનો આશિર્વાદ લેવો. માટે જેમ બને તેમ પોતપોતાના અધિકાર પ્રમાણે પરોપકાર કરી લેવો, કારણ કે જ્યાં સુધી પોતાનાં પુણ્ય હોય છે ત્યાં સુધી તો સ્વર્ગલોકમાં (હાલની દુનીયામાં) મોજ મારે છે, પરંતુ પુણ્ય ખૂટી જાય છે કે, તે પોતાની અનિચ્છા છતાં પણ પ્રાણીઓ અલ્પાયુમાન થઇ દુનીયા તજી જતા રહે છે.

તુણાગંદર,
તા. ૨૦-૬-૧૯૨૩. } સુળશંકર પ્રાણશંકર ઓઝા.

# રાણપુરમાં પરિષદ્‌ની સ્થાનિક સમિતિની સ્થાપના.

રા. રા. શ્રીમાળી શુભેચ્છકના અધીપતી સાહેબ, જોગ મુ. અમદાવાદ.

બીજું આપણા અત્રે સ્થાનિક ગ્નાતી બંધુઓએ મળી રા. રા. કાશીરામ ઓઝા (પ્રેમી)ની રૂબરૂમાં નીચે મુજબ ગ્રામ્ય સમિતિ સ્થાપવાનો ઠરાવ કર્યો છે, તો તે આપણા નીકળતા જ્ઞાતિ હીતકારક માસીક "શ્રીમાળી શુભેચ્છક"ના આવતા અંકમાં પ્રગટ કરી આભારી કરશોજી. જેની વિગત નીચે મુજબ છે.

સભાસદોના નામ.

૧ ત્રવાડી મોહનલાલ લક્ષ્મીશંકર, ૨ ત્રવાડી જગન્નાથ ભવાનીશંકર, ૩ ત્રવાડી મોહનલાલ પ્રાણજીવન, ૪ ત્રવાડી મણીલાલ ગંગારામ, ૫ ત્રવાડી છગનલાલ પીતાંબર, ૬ ત્રવાડી પુરશોતમ ગંગારામ, ૭ ત્રવાડી મણીલાલ હરીલાલ, ૮ ત્રવાડી ગીરજાશંકર મગનલાલ, ૯ ત્રવાડી ગવરીશંકર જગન્નાથ. ૧૦ ઓઝા બાદરશંકર નાનાલાલ, ૧૧ ત્રવાડી વસંતરાય ગવરીશંકર, ૧૨ ત્રવાડી રતીલાલ હરજીવન, ૧૩ ત્રવાડી હરીલાલ મોહનલાલ.

દરેક સભાસદની વાર્ષીક ફી રૂા. ૦-૮-૦ રાખવામાં આવી છે. બીજા ઠરાવોની વિગત.

૧ સીમંત તથા ઉપવિતના શુભ પ્રસંગે ગ્રામ્ય કમીટીને રૂ. ૧) એક આપવો.

૨ લગ્ન (દીકરી તથા દીકરા)ના પ્રસંગે રૂા ૧) એક સમિતિને આપવો તથા જાનવાળા પાસેથી રૂા. ૨) એની ઉપરાંતની લાગ લેવી. આ સીવાય શુભાશુભ પ્રસંગે સમિતિના સભાસદોએ મળી સમિતિ માટે યોગ્ય રકમની માગણી કરી અને ઇચ્છા મુજબ લેવું. આ સમિતિનું વર્ષ આવતી સાલ સંવત ૧૯૮૦ કારતક સુદી ૧ થી શરૂ થાય છે. આ કમીટીનું કામકાજ રીતસર ચાલે તેને માટે નીચે મુજબ કાર્યવાહક કમીટી નીમવામાં આવી છે. આ કમીટી શ્રીમાળી પરિષદના ઠરાવોને માન્ય રાખે છે. કાર્યવાહક કમીટીના મેમ્બરોના નામઃ—

૧ ત્રવાડી મોહનલાલ લક્ષ્મીશંકર, ૨ ત્રવાડી મોહનલાલ પ્રાણજીવન, ૩ ત્રવાડી જગન્નાથ ભવાનીશંકર ૪ ત્રવાડી મણીલાલ હરીલાલ, ૫ ત્રવાડી પુરશોતમ ગંગારામ.

મંત્રીઓ.

૧ ત્રવાડી મોહનલાલ પ્રાણજીવન ૨ ત્રવાડી મણીલાલ હરીલાલ.

સેક્રેટરી ત્રવાડી રતીલાલ હરજીવન.

રાણપુર તા. ૧-૧૦-૧૯૨૩

# પ્રમાણીકપણાનો પ્રભાવ.

## ( મહર્ષી દેવેન્દ્રનાથ ટાગોરનું ટુંક ચરિત્ર. )

કવિસમ્રાટ રવિન્દ્રનાથ ટાગોરનું નામ તો હવે જગતવિખ્યાત થઇ ગયું છે એમાં કાંઇ સંદેહ નથી. આ નીચેની બીના તે મહાકવિના પિતા સંબંધી છે.

રવિબાબુના પિતાનું નામ દેવેન્દ્રનાથ ટાગોર હતું. એઓ પણ એક મહાન નર થઇ ગયા છે. તે મોટા તત્વજ્ઞ વેદાંતિ હતા અને તેનું આચરણ એક તપસ્વી ઋષિ પ્રમાણે હતું. અને તેથી તેમને મહર્ષી દેવેન્દ્રનાથ ટાગોર કહેતા.

બંગાળમાં જે અનેક નામચીન અને શ્રીમાન કુટુંબો છે, તેમાં આ ટાગોર કુટુંબનો સમાવેશ થાય છે. આ કુટુંબમાં ઘણા વિદ્વાન પુરૂષો તથા સ્ત્રીઓ થઇ ગયાં છે, અને આજ વિદ્યમાન પણ છે. દેવેન્દ્રનાથ તેમાંના એક હતા.

દેવેન્દ્રનાથ હજી તો તરૂણ હતા તેવામાંજ તેમના પિતા મરણ પામ્યા તેથી દેવેન્દ્રનાથ પિતાની મોટી જાગીરના અધિકારી થયા. આજ વખતમાં તેમના બાપદાદાના નામથી ચાલતી આવેલી " કાર ઠાકુર અને કો. " નામની એક વ્યાપારી પેઢી હતી. પેઢીનો કારભાર ઉપરથી ઘણો દમદમા ભરેલો હતો પણ અંદરથી સર્વ પોલં પોલ હતું.

હજી તો દેવેન્દ્રનાથ પાસે પેઢીનાં સુત્રો આવ્યા નહિ ત્યાં તો પેઢીનો પાયો ડગમગ્યો. સાહી હુંડી પણ સ્વીકારવી તેમને ભારે થઇ પડી અને આખરે એક દીવસે તેની પત ગઈ અને તેણે દીવાળુ કાઢયું.

પેઢીમાં એક કરોડ રૂપીઆની ખોટ થઈ હતી. દેવેન્દ્રનાથને આ કરજ સાથે કંઈપણ સંબંધ ન હતો. પેઢીના મુતસદ્દી માણસોએ જ આ ગોટાળો કરેલ હતો. દેવેન્દ્રનાથે આ પેઢી સાથે મારે કાંઈ સંબંધ નથી, એમ જાહેર કર્યું હોત તો કાયદાની દૃષ્ટિએ તે છુટી જાત અને જો કરજ ભરપાઈ કરે

* મરાઠી ઉપરથી.

તો પણ પંચાત હતી, કારણ કે તેની આખી ઇસ્ટેટ વેચી નાખે તોપણ પુરૂં થાય તેમ ન હતું. આ વખતે સામાન્ય માણસે શું કર્યું હોત?

દેવેન્દ્રનાથને આ સમયે તેના સગાં સબંધીઓએ પેઢી સાથેનો મારો કાંઇ સંબંધ નથી એમ જાહેર કરવા સલાહ આપી. પરંતુ શુદ્ધ મનના એ તરૂણ દેવેન્દ્રે એકજ શબ્દમાં એ ખોટી કલ્પના નાકારી અને જેમાં પોતાના બાપદાદાનું અને કુળનું નામ હતું તે પેઢીની કીર્તિ વધારવા પોતે સઘળું કર્જ ભરપાઇ કરવા જાહેર કર્યું.

હમણાની માફક તે વખતે દીવાળીઆઓની "બુધવારી" કોર્ટ હતી. લેણદારોએ આપણા પૈસા કેવી રીતે વસુલ કરવા એની કાળજી હતી. એઓ સઘળા કોર્ટમાં દાખલ થયા. દેવેન્દ્ર એક કરોડ રૂપીઆનું કરજ ભરવા કોર્ટમાં કબુલી કરનાર છે, એવી તેમને ખબર થઇ, પણ કોઇને તેમના ઉપર વિશ્વાસ બેસે નહિ.

આજે દેવેન્દ્રનાથના ઘરમાં મોટી ધમાલ મચી રહી હતી. સર્વે ઘરના સ્ત્રીઓ કાકા મામા વગેરે ભેગા મળી, કોર્ટમાં જઈ કરજ બદલ ઇનકાર કરવા દેવેન્દ્રને સમજાવ્યો પણ તે નિશ્ચયી તરૂણનું શુદ્ધ અંતઃકરણ જરાએ ડગ્યું નહિ.

કોર્ટનો વખત થતાંજ દેવેન્દ્ર પોતાની મીલ્કતનો તથા કરજનો હીસાબ લઇ કોર્ટમાં ગયો. આ દિવસે કોર્ટમાં ખુબજ ગર્દી થઇ હતી.

નહિ બીતાં, નહિ ગભરાતાં, કે નહિ કચવાતાં, દેવેન્દ્રનાથે પોતાની હકીકત કોર્ટમાં જાહેર કરી, અને કહ્યું કેઃ—"કરજ બહુજ મોટું છે, આ કરજ હું પતાવવાનો છું એમ હું અંતઃકરણપૂર્વક વચન દઇશ.. તો પણ મારી ઉમર નાની છે, તેથી તે કોઇને સત્ય લાગશે નહિ. એ હું જાણું છું, તોપણ ઇશ્વર સાક્ષી રાખી હું કહું છું કે એક પાઇએ પાઇ ભરી આપવાની મારી ઇચ્છા છે. મારા લેણદારોએ માત્ર મને થોડો સમય આપવો જોઇએ. જો એમ એમની ઇચ્છા ન હોય તો હું મારી મીલ્કત તેમને સોંપવા તૈયાર છું. પણ તેથી સઘળું કરજ વસુલ થઇ શકશે નહિ અને તેથી ઉલટું વધારે મને દુઃખ થશે."

આ તરૂણ તેજસ્વી માણસનું અંતઃકરણપૂર્વકનું ભાષણ સાંભળી કોર્ટ ચકીત થઈ ગઇ, અને લેણદારો પૈકી કેટલાકની આંખોમાં આંસુ આવ્યાં. સર્વે લેણદારોએ દેવેન્દ્રને જોઇતી હતી તેવી કરજ ભરવા બાબતની સગવડ આપી.

ઘણાઓનું એમ કહેવું છે કે કદાચ જ્ઞાતિનાં વૃદ્ધો–પટેલો આ બાબતમાં વિરૂદ્ધ ઉભા રહે અને કાર્યને આગળ ન વધવા દે. એ માન્યતા ભૂલ ભરેલી છે. કાર્યદક્ષતાના એક સામટા પ્રવાહ સામે ઉભા રહેવાની હેમને ઇચ્છાજ ન થાય. તેઓ તો ઉલટા સંઘમાં સાથેજ જોડાય. વાતો કરવા કરતાં, ભવિષ્યના વિચાર કોરે મૂકી આપણે કાર્યક્ષેત્રમાં ઝુકી પડો. એક પછી એક સર્વ માર્ગ સરળ બની જશે અને કાર્ય પૂર્ણ કરવામાં જરા પણ મુશ્કેલી નહીં નડે.

આપણે સ્હમજવું જોઇએ કે અત્યારે ચડડોળે ન્હડેલી વાતની અગત્યતા કેટલી છે. જે સુધારા માટે આપણે ઉહાપોહ કરી રહ્યા છીએ, જે રૂઢીના બંધનો તોડી નાંખવા આપણે મથી રહ્યા છીએ તે સાધ્યા સિવાય કોઇ પણ રીતે જ્ઞાતિનું શ્રેય છેજ નહીં. આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે આપણે જેને નિરાશા કહી રહ્યા છીએ, આપણે જેને અશક્ય તરીકે જોઈ રહ્યા છીએ, તે ખરૂં જોતાં નિરાશા કે અશક્ય નથી, પરંતુ તે આપણી કામ કરવાની અશક્તિજ સુચવે છે. અમને આશા છે કે જ્ઞાતિ બન્ધુઓ આ નિરાશાવાદ ત્યજી કાર્યને પંથે પળશે અને દુખમાં–કંગાલીયતમાં સબડતી જ્ઞાતિને સરળ ઉન્નત પંથે લાવી મુકશે. પ્રભુ સર્વને સુમતિ અર્પો. અસ્તુ !

લી. સેવકો,

મહુવા–કાઠિયાવાડ.
તા. ૧–૧૦–૧૯૨૨

મગનલાલ શ્યામજી ત્રિવેદી,
દુલેરાય મગનલાલ ઓઝા.
શ્રી. મં. શ્રી. બ્રા. યુ. મંડળ.

---

## લીંબડી પરિષદ્‌નો રિપોર્ટ.

લીંબડી પરિષદ્‌નો રિપોર્ટ હજુ બહુજ ઓછા પ્રમાણમાં છપેલ છે. દરેકે દરેક જ્ઞાતિજન તે રીપોર્ટની એક પ્રત જરૂર પોતાના માટે ખરીદશે અને મિત્રોમાં લ્હાણી કરવા માટે યથાશક્તિ પ્રતો પણ ખરીદશે એવી ખાસ વિનંતિ છે.

મન્ત્રીઓ–શ્રી. બ્રા. પરિષદ્.

# ગરીબનો બેલી.

## પ્રકરણ ચોથું.

### વરઘોડો.

લેખક: મગનલાલ ત્રિવેદી.

ગતાંકથી ચાલુ

વાંચક! તે વરઘોડો અવશ્ય ત્હારે જોવોજ જોઇએ:—કયો વરઘોડો એમ પૂછે છે? રામશંકર કાકાને એમ ઘડીકમાંજ વિસરી ગયો?—સાચી વાત, વસન્ત પંચમીને હજુ વાર છે. ત્યાં આ શેનો વરઘોડો?—વરઘોડો તો રામશંકર કાકાનો પરન્તુ તે વજેશંકરને ત્યાં નહીં. તે તો મહાલક્ષ્મીના મન્દિરમાં ન્યાતિના સજ્જનો અને કુતુહલભર્યા અસંખ્ય માણસોની મેદની વચ્ચે લગ્નની વિધિ કરવા નહીં પરન્તુ તે છાની રીતે થયેલા વેવિશાળ પર વિચાર ચલાવવા, ત્હેનો યોગ્ય ન્યાય કરવા. જો ત્હારે અંતરે જ્ઞાતિની દાઝ હોય, નિર્દોષ શાન્તાને મૃત્યુના મુખમાં–વૈધવ્યની દુર્દશામાં–પડતી બચાવવાની ઇચ્છા હોય, તો તું અવશ્ય ત્યાં પધારજે અને ત્હારાથી બનતું કર્યા વિના ના રહેતો—

તો ચાલ, અડગ બની તે ક્રુર રિવાજ સામે ઝુંબેશ ઉઠાવ. દિલ ધડકાવતા તે કૃત્યને દબાવી દેવા ધર્મ યુદ્ધ આરંભ. ત્હને નિરાધાર બાળાની આશીશ મળશે. ત્હારા પર પરમેશ્વરની પ્રભુતા વરસશે.—

મન્દિરમાં ઉભા રહેવાની પણ જગ્યા નહતી. વચ્ચે બેઠેલા પટેલિયાઓમાં વાત ચાલી રહી હતી:—

'પરન્તુ રામશંકર ભાઈ તો કહેતા હતા કે કંકુને કન્યા મળી છે. એવા વયોવૃદ્ધનું બોલવું ખોટું કેમ માની શકાય?' પટેલાઇ ફરી ફરીને રીસે બનેલા હામેશ્વર બોલ્યા.

'અરે દાદા, ત્હમે તે કંઇ ભાન ભૂલી બેઠા છો કે શું? જો કંકુને કન્યા દેવી હત તો ન્યાતમાં વરનો તોટો હતો? પોતાનું પાપ છુપાવવા

તેઓ તો બીજા હજાર જુઠાણા ચલાવશે. બોલનાર તો દિવાના, પરન્તુ સાંભળનારે દિવાના ? '

'અરે દિવાના દિવાના શું કરો છો ? હું ત્યાં હાજર હતો. વજેશંકરે એક પાઇ પણ લીધી નથી,' મોરાર ભટ્ટ તાડુકી ઉઠ્યા.

'ધીરા પડો મોરારભટ્ટ. પણ જરા વાત વિચારવા જેવી તો ખરી. સાઠ વરસના બુઢ્ઢાને કોઈ વગર પૈસે દસ વરસની દિકરી પરણાવા તૈયાર થાય ?' ન્યાતમાં અગ્રગણ્ય ગણાતા અને એંશીને ઉમરે જઈ બેઠેલા પ્રાણશંકર ત્રિપાઠી બોલ્યા.

'ત્યારે શું હું ખોટો ?" મોરારભટ્ટ ગર્જના કરી ઉભા થઈ ગયા.

'બેસો, બેસો, મોરારભટ્ટ, ત્હમારા પરાક્રમોને માટે તો હજી વિચાર કરવાનો બાકી છે. પેલા શિવપ્રસાદને ભોળવી વાળંદની છોકરીને બ્રાહ્મણી બનાવી પરણાવી દીધી અને ત્યારપછી કંઈક વાંધો પડતાં બિચારાને ફજેત કરી ન્યાત બ્હાર કઢાવ્યો. ત્હમારૂં પુરાણું ઉખેળવા તો પરિષદ્ બોલાવવી પડશે. ચોરના ભાઈ ઘંટીચોર એટલે પછી શું બાકી રહ્યું ?' મોરારભટ્ટ તો રસ્તોજ માપી ગયા.

'ધારો કે પૈસા નથી લીધા તો પણ આપણે તાજેતર તૈયાર કરેલા ધારો શું કહે છે? કજોડાનાં લગ્ન નજ કરી શકાય' એક યુવાન બોલી ઉઠયો.

'તો પેલા ગયાશંકર એંશી વર્ષની વયે આઠ વરસની છોકરીને પરણ્યા તે વખતે ત્હમારા ધારા ક્યાં સંતાઈ ગયા હતા ?' કામેશ્વર પરેશ સામ જોઈ બોલ્યા.

'તે લગ્ન થયા એટલે તો આ ધારો ન્યાતે કઢાવ્યો છે. એ લગ્ન પછી પરિષદ ભરાઇ અને પરિષદની ભલામણ ધ્યાનમાં લઈ આપણે આ ધારો પડયો. આટલી ઘરડી વયે પણ ત્હમે પૈસાના લોભથી અંજાઈ જતા હો તેમ લાગે છે. નહીંતર ધારા ધોરણ ઘડતી વખતે ત્હમે હાજર હોવા છતાં આમ ખોટો પક્ષ ન તાણો' યુવાને જવાબ આપ્યો.

'એ લા ! હું પક્ષ તાણું છું ?'

'હા ! હા ! એકવાર નહીં, પણ હજાર વાર' એક સાથે ઘણા અવાજ આવ્યા. કામેશ્વર પરેશ શાન્ત બની ગયા.

## શ્રીમાળી શુભેચ્છકનો આ અંકનો વધારો.

॥ શ્રી ॥

# "अंध श्रद्धा नहि पण अचळ श्रद्धा"

नमो भारत भूदेव्याः सौभाग्यायाधिनायिने । नमो सनातन धर्माय चतुर्वर्गविधायिने ॥१॥ અર્થ મહાદેવી શ્રી ભારતભૂમિના અખંડ સૌભાગ્ય રૂપ અને ધર્મ અર્થ કામ ને મોક્ષ એ ચારે પુરૂષાર્થની સિદ્ધિ કરનાર શ્રી સનાતન ધર્મને નમસ્કાર ૧. શ્રીમાળી શુભેચ્છક માર્શીકના સપ્ટેમ્બરના અંકમાં "અંધ શ્રદ્ધા કે અચળ શ્રદ્ધા," એ લેખથી ભાઈ મહાશંકર અગ્નિહોત્રી જણાવે છે કે રંડીપો તો ઘરમાં વસાવાય નહિં કુળદેવી (મહાલક્ષ્મી) નો શાપ છે વિ. જણાવે છે તો તેના ઉત્તરમાં જણાવવાનું કે પરંપરાથી જે ધર્મ ચાલતો હોય તેજ આપણે માન્ય કરવો જોઈએ. કારણ કુળ ધર્મમાં જે લોકો છુટ મુકી ઉપેક્ષા કરે છે તે લોકો મનુષ્ય ધર્મ, જાતિ ધર્મ વિ. બધાને પણ છેવટ તિલાન્જલી આપી દે છે. માટે ધાર્મિક માન્યતામાં જેમ બને તેમ ઓછી શિથિલતા રખાય એજ વધારે શ્રેયાવહ છે. એ ઉપરથી એવું માનવું જોઈએ કે રંડીપા તરફ અમારો અણગમો છે અથવા વૈધ તરફ અમારી ઓછી સહાનુભૂતિ છે કે રાષ્ટ્ર ધર્મને અમે બીલકુલ સમજતા નથી એવું માનવાનું કંઈ કારણ નથી. પોતાની ક્ષુદ્ર બુદ્ધિના પ્રભાવથી કોઈ પણ પુરૂષે ધર્મ પર યુક્તિ પ્રયુક્તિઓથી હસ્તક્ષેપ કરવો નહિ કિંતુ પરંપરાગત શિષ્ટાચારનુંજ પાલન કરવું ઉચિત છે. મહર્ષિ મનુ મહારાજ એજ વિધાનના સમર્થનમાં કહે છે કે येनास्यपितरोयातायेनयाताःपितामहाः॥ तेनयायात्सतांमार्गंतेनगच्छन्नरिष्यति ॥१॥ અર્થાત જે વેદવિહિત માર્ગનું આપણા પૂર્વજ વ્યાસ પ્રભૃતિ ઋષિઓએ સ્થાપન કર્યું છે અને જે સન્માર્ગનું પિતા અને પિતામહ પાલન કરતા હોય એજ શુભ માર્ગે મનુષ્યોએ ગમન કરવું ઉચિત છે. ભાઈ મહાશંકર લખે છે કે દાન તો બ્રાહ્મણનેજ કરવું. બ્રાહ્મણને આપવાથી પાપ ધોવાય અને અંતે સ્વર્ગ મળે આવા વિચાર ધરાવનાર આપણી જ્ઞાતિમાં ઘણા મળી આવે છે તો જણાવવાનું કે તમારાં પૂજ્ય પિતાશ્રી પણ અગ્નિપૂજક હોઈ એજ પરંપરાગત બ્રાહ્મણ ધર્મનું પાલન કરતા હતા અને તેમ કરવું એજ બ્રાહ્મણ ધર્મ છે. કારણ મનુ

પાલન કરવું જોઇએ અને એના તરફ આધુનિક યુવક વૃંદ ઉપેક્ષા કરે છે. તે ઉપથી પરંપરાના ભોગ થઇ પડે છે એવું માનવું એ સંશય વગરનું છે. જેથી ઇશ્વર આપણા સમુહમાં એવી પ્રજા ઓછી ઉત્પન્ન કરે એવી પ્રાર્થના કરેજ છુટકો. ટુંકામાં—

બગડયો બગાડે બહુ સુધર્યો સુધારે સહુ,
બુડતો બુડાડે એવું જગમાં કેવાય છે. ૧

બીડીઓને દારૂતણાં વ્યસન જે કરનારા
પોતાતણી ગાંઠનુંજ ખવડાવા જાય છે. ૨

જેવા પોતે તેવા બીજાઓને પણ કરવાને,
વ્યસનોને વળગાડી સંગીયો કરાય છે. ૩

આભડયો તે અભડાવે, વટલ્યો તે વટલાવે,
જેવો પ્રાણી પોતે તેવો કરવાને ધાય છે. ૪

લી.

વૈદ્ય લક્ષ્મીશંકર દલપતરામ ત્રિવેદી.
વ્યાસક્ષેત્ર પ્રસ્થલ નિવાસી.
(હાલ મુ. ડભોઇ.)

જ્ઞાનમન્દિર પ્રેસ—અમદાવાદ.

'વસન્ત પંચમીને દિવસે તો લગ્ન નજ થઇ શકે,' એક અવાજ આવ્યો.

'અને વિક્રય થયો ત્હેનું શું?' બીજો અવાજ આવ્યો.

'ત્યારે હવે શું કરવું?' એક પટેલે પૂછ્યું.

'લગ્ન નજ થવાં જોઇએ. અને કાયદાનો ભંગ કરવા માટે યોગ્ય પગલાં લેવા જોઇએ,' કેટલાક અવાજ આવ્યા.

જ્ઞાતિ સેવક હોવાનું અભિમાન ધરાવતા જયશંકર બોલ્યા, 'લગ્ન અટકાવો. પગલાં લેવાની કશી જરૂર નથી!'

'વાહ જ્ઞાતિ સેવક!' એક અવાજ આવ્યો.

'ધન્ય ત્હમારી જ્ઞાતિ સેવા!' બીજો અવાજ આવ્યો.

'અરે ભાઇ! એતો ઉપરનો ડોળજ!' ત્રીજો અવાજ આવ્યો.

'પત્રિકાઓ છપાવી ઘેર ઘેર ફરી કન્યાવિક્રયનો નિષેધ કરવાની હીલચાલ ચલાવે પણ ઘેર ટાણું આવતાં તો ગાંસડા બાંધે એ ક્યાંના જ્ઞાતિ સેવક!'

'આપણો ધારો ચોકખું જણાવે છે કે કન્યાવિક્રય કરનારને તથા ત્હેમાં સહાનુભૂત થનાર સર્વને ન્યાતની મરજીમાં આવે તેટલી શિક્ષા કરવાની ન્યાતને મુખત્યારી છે. ધારાનો અમલ થવોજ જોઇએ!' એક ગૃહસ્થે અભિપ્રાય દર્શાવ્યો.

'પરન્તુ એથી જ્ઞાતિમાં વિખવાદ ઉત્પન્ન થશે!' જયશંકરે મત દર્શાવ્યો.

'જો વિખવાદ ઉપસ્થિત થવાની બીક લાગતી હતી તો તે વખતે ઠરાવપર સહી શા માટે કરી? ઠરાવ તો ત્હમેજ દાખલ કરાવ્યો હતો!' એક અવાજ આવ્યો.

'અને બીજી રીતે વિખવાદ ક્યાં નથી દાખલ થતા? હમણાંજ જ્ઞાતિ-સેવકોએ પટેલિઆઓ સામે મહાન લડાઇ જાહેર કરી ચોસઠમાંથી ચાર ઘર તારવી કહાડી એક સબળ (?) પક્ષ સ્થાપ્યો છે. અને એ રીતે પણ જ્ઞાતિમાં તડ પાડ્યાં છે!'

'બાપ! એનું નામજ જ્ઞાતિ સેવા! ઘરનો વઢવાડ પરમાં દાખલ કરી બે ચાર હૈયા ફુટ્યા-અજાણને-ઉંધુ ચત્તું સ્હમજાવી પોતાના મતમાં સામેલ કરી કંઇ પણ કારણ વિના ફક્ત પોતાની મોટાઇ સિદ્ધ કરવા ખાતરજ આમ જુદો પક્ષ સ્થાપવો એનું નામ જ્ઞાતિ સેવા નહીં તો બીજું શું?'

'પરન્તુ છપે ક્યાં આગ્રો છો? જે ચાલે છે તે પરજ વિચાર કરોને!'

'ઠીક તો હવે છેવટ શું નિર્ણય ઉપર આવ્યા ?'

'એજ કે આ લગ્ન બંધ કરાવવા અને જે રૂપીઆથી સોદો થયો છે તે રૂપીઆ જ્ઞાતિના કેળવણી ફાળામાં રામશંકર આપી દે, તથા વજેશંકર અને ત્હેના સહાયભૂત મોરારભટ્ટ જ્ઞાતિફાળામાં રૂપીઆ પાંચસો પાંચસો ભરે. જો તે પ્રમાણે ન વર્તે તો ત્હેમની સાથેનો જ્ઞાતિનો સર્વ વ્યવહાર બંધ.' વૃદ્ધ પ્રાણશંકર ત્રિપાઠીએ દરખાસ્ત રજુ કરી.

'બરાબર! બરાબર!' કેટલાક અવાજ આવ્યા.

'બોલો છે કોઇને સુધારો કરવા જેવું ?'

'ના.' જવાબ મળ્યા.

'તો મંજુર ?'

'હા. એક વખત નહીં પણ સો વખત મંજુર! મંજુર! મંજુર!–મહાલક્ષ્મી માતકી જે!

'પરન્તુ આનો અમલ ક્યારે કરવો તે બાબત હું એક સુચના કરવા માગું છું. જો અત્યારથીજ તે અમલમાં મૂકવામાં આવશે તો ખેલ બગડી જશે. માટે બરાબર વસંત પંચમીને દીવસે જ્યારે વરઘોડો ચ્હડે ત્યારે આપણે બધાએ સાથે સાથ વજેશંકરને ઘેર જવું. અને બરાબર તેજ સમયે આપણે આપણું કાર્ય શરૂ કરવું એટલે તાલ પણ બરાબર જામશે. મ્હારી બુદ્ધિ તો આ પ્રમાણે પહોંચે છે.' પ્રાણશંકર ત્રિપાઠીએ સુચવ્યું.

'અરે વાહ! ગોળ કરતાં બીજું ગળ્યું શું?'

'જ્ઞાતિના સ્તંભ તો આવાજ વિચારવંત જોઇએ.'

'કેટલી ન્યાયી બુદ્ધિ.'

'અને નિસ્વાર્થ વૃત્તિ! જ્ઞાતિ માટેની લાગણી અજબ!' વગેરે અવાજો આવ્યા.

'ક્યાં ગયા તન્ત્રી સાહેબ. આ હકીકત ત્હમારા માસિકમાં છાપશો ને ?' ઉત્કર્ષના તન્ત્રીને પ્રાણશંકર ત્રિપાઠીએ પૃછ્યું.

'આવા ટાગલાં માટે મ્હારા પત્રમાં જગ્યા નથી. એમાં શું છાપવા જેવું હતું ?' પ્રત્યુત્તર મળ્યો.

'ખરી વાત. આતો ટાપુસાંજ.—કદાચ ત્હમારા ગ્રાહકો બંધ થાય,—ગાસો આપણેજ છપાવી સર્વે સ્થળે મોકલશું. માસિકો તો ફક્ત કોઈના વખાણુ કરવા માટેજ છે.'

'પરન્તુ બધા માસિક તેવા નથી હોતા' એક યુવાન બોલી ઉઠયો.

'બધા નહીં. તો આ એક તો છે ને! કંઈ નહીં, જોયું જાશે. જ્ઞાતિને લગતી બાબતો તો છાપવી નહીં અને વળી કહેશે કે અમ્હે અમ્હારા માસિક દ્વારા જ્ઞાતિની નિસ્વાર્થ સેવા કરી રહ્યા છીએ. 'ધન્ય તન્ત્રી મહાશય! ત્હમારી નિસ્વાર્થ સેવાને.'

એક યુવાન બોલી ઉઠયો. 'આ સભાનો પુરેપુરો અહેવાલ હું હિતચિન્તક માસિકમાં આપવાનો છું. ત્હેના તન્ત્રીનો ગઇ કાલેજ તાર હતો. ત્હેમણે સવિસ્તર વૃત્તાન્ત લખી મોકલવા સૂચવ્યું છે. ત્હમારે તે બાબત ચિંતા કરવી નહીં!

'બોલો મહાલક્ષ્મી માત કી જે. ભાઇઓ વસન્ત પંચમીનો દિવસ ભૂલશોમાં' કેટલાક અવાજો બોલી ઉઠયા.

થોડે થોડે બધા વિખરાયા. ફક્ત બેચાર જ્ઞાતિ સેવકો અને ઉત્કર્ષના તન્ત્રીજ ખોટી થયા.

જયશંકરઃ—'આ તો ધર્મ કરતાં ધાડ થઇ. રામશંકરભાઇને સાડું લગાડવા જતાં આપણી પ્રતિષ્ટા ગુમાવી.'

ગંગાશંકરઃ—'અરે પ્રતિષ્ઠા હતીજ કયારે? એતો બહારથી મોટી મોટી વાતો કરીએ એટલુંજ, અંદરથી—

કૃપાશંકરઃ—'આવું ન્હોતું ધાર્યું. પ્રાણશંકર ત્રિપાઠી ખરા કાર્યદક્ષ નિવડયા. ધારા બરાબર અમલમાં મૂકયા. પરન્તુ આખી જ્ઞાતિમાં ઉત્સાહ ઘણો હતો. આપણું ચાલે તેમ નહતું.'

તન્ત્રીઃ—'પરન્તુ હું એક બે ગ્રાહકનું મન સાચવવા ગયો ત્યાં તો સોની ખાદ પડશે. પચારીક જ્ણુએ તો અહીંને અહીંજ ના પાડી દીધી.'

'હરી ભાઇ, જેવા લખત. વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.'

(અપૂર્ણ.)

---

## प्रासंगिक नोंध.



**રાણપુરમાં સ્થાનિક સમિતિની શરૂઆતઃ**—લીંબડી પરિષદમાં જ્ઞાતિ પરિષદ્‌ની યોજના ઘડી કાઢી હતી અને તેમાં પરિષદ્‌ના અંગરૂપ દરેક જ્ઞાતિ નિવાસના સ્થળમાં એક એક સ્થાનિક સમિતિ સ્થાપવાનું નક્કી કરવામાં આવ્યું હતું. છૂટાં છૂટા ગામોમાંથી કેટલાક જ્ઞાતિ ગૃહસ્થો ચાર આના ભરી પરિષદ્‌ના સભાસદો થયા છે. પરંતુ હજુસુધી કોઈ સ્થળે સ્થાનિક સમિતિ સ્થપાઈ નથી. ગોહિલવાડે જેમ પ્રાન્તિક સમ્મેલન ભરવામાં પ્રથમ પ્રયાસ ઉઠાવ્યો છે, તેમ ઝાલાવાડમાં રાણપુરે પરિષદ્‌ના અંગની સ્થાનિક સમિતિ સ્થાપવાની પહેલ કરી છે. અમે રાણપુરના જ્ઞાતિ ગૃહસ્થોને આ જરૂરીઆત સમજવા માટે તથાં સમિતિ સ્થાપી પરિષદે નક્કી કરેલા કેટલાક ઠરાવો અમલમાં મુકવા માટે પોતાના બાર ગામ ચોમલ માટે પરિષદ્‌ના અમૂક ઠરાવો મ્હાલ રાખવા માટે અભિનંદન આપીએ છીએ. અને આશા રાખીએ છીએ કે જે ગામોમાંથી થોડા ઘણા જ્ઞાતિ ગૃહસ્થો પરિષદ્‌ના સભાસદો થયા છે તે ગામમાં સ્થાનિક સમિતિઓ સ્થાપવાનું કામ ઉપાડી લેવામાં આવશે તેમજ બીજા ગામોના જ્ઞાતિ ગૃહસ્થો પણ ચાર આના ભરી પરિષદ્‌ના સભાસદ થઈ પોતાના ગામની સ્થાનિક સમિતિ સ્થાપવાનું અને પરિષદ્‌ને એક વ્યવહારૂ અસરકારક સંસ્થા બનાવવાનું કામ શરૂ કરશે.

**શ્રીમાળી શુભેચ્છકની ખોટઃ**—શ્રીમાળી શુભેચ્છકને હજુ રૂા. ૪૦૦ ની ખોટ બાકી રહ્યાનું ગતાંકમાં અમે દર્શાવ્યું છે. અને તે ખોટને પહોંચી વળવા માટે જ્ઞાતિના સાધન સંપન્ન ગૃહસ્થોને યથાશક્તિ આર્થિક સહાય્ય આપવાની અને માસિકના ચાલુ ગ્રાહકોને થોડાં નવાં ગ્રાહકો મેળવી આપવા માટે વિનંતિ કરવામાં આવી છે, અમે આશા રાખીએ છીએ કે શ્રીમાળી શુભેચ્છકની નિસ્વાર્થ સેવાની કદર કરી દરેક સુજ્ઞ ગ્રાહક પોતાથી બનતાં નવાં ગ્રાહકો બનાવી આપવા માટે બનતો પ્રયાસ ઉઠાવશે તથા જ્ઞાતિના સાધન સંપન્ન ગૃહસ્થો પોતાથી બનતી સહાય્ય મોકલી આપશે.

તન્ત્રી.

# कोण सरस ?

अथवा

# विश्वनी विचित्रता !

---

દ્વિતીય દર્શન

વિવાહ અને વ્યવસાય.



"કેમ ભાઈ, આનન્દના અવસરે તું શા વિચારમાં છે?" વૃદ્ધ આત્મારામે પોતાના પુત્ર બલવીરની બેઠકમાં પ્રવેશ કરતાં જ આ પ્રકારનો પ્રશ્ન પૂછ્યો.

"પધારો, મોટાભાઈ પધારો. હું તમારી જ વાટ જોતો હતો. બેસો, આ કોચપર બેસો." બલવીરે પોતાના પિતાને આવકાર આપીને કોચપર બેસવાનું કહ્યું.

"કેમ વારૂ મારીવાટ શા સારૂ જોતો હતો? કુશળ તો છે ને?" આત્મારામે કોચપર બેઠા પછી અધીરતાથી પૂછ્યું.

"પરમેશ્વરની કૃપાથી અને વડિલોના પુણ્ય પ્રતાપથી હજી સુધી તો કુશળ જ છે. વાટ જોવાનું કારણ તો એ છે કે મારે તમારી સાથે મારા વ્યવસાયને લગતી કેટલીક વાતો કરવાની છે. શું અત્યારે અવકાશ છે?" બલવીરે વિવેકપૂર્ણ વાણીથી કારણ કહી દેખાડ્યું.

"તું જાણે છે કે મને લગભગ આખો દિવસ અવકાશ જ હોય છે; કારણ કે, સરકારની સેવામાંથી મુક્ત થયા પછી પ્રાતઃકાલમાં તથા સાયંકાલમાં કલાક બે કલાક પરમેશ્વરના સ્મરણ તથા ગુણકીર્તન સિવાય મારે બીજું કાંઈ કામ હોતું નથી. તારે જે કાંઈ કહેવું હોય તે ખુશીથી કહે; કારણ કે સાયંકાલની સેવાપૂજાને હજી કલાક દોઢ કલાકનો વખત બાકી છે." આત્મારામે ખુલાસો કર્યો.

"મારે હવે વ્યવસાયનો આરંભ કરવો જોઈએ. વિલાયતથી પાછા ફર્યાને આજે ચાર માસનો સમય વીતી ગયો. મારા લગ્ન થયાને પણ આજે બરાબર બે મહીના થયા છે." બલવીરે પોતાની વાતનો આરંભ કર્યો.

"તારૂં કહેવું ખરૂં છે. વ્યવસાય વગર બેસી રહેવાથી કુબેરનો ધન ભંડાર પણ ખાલી થઈ જાય એવા પ્રકારની લોકોક્તિ છે તે સર્વથા સત્ય છે. તે પછી આપણી પાસે તો નાનો સરખો પણ દ્રવ્યનો ભંડાર નથી." આત્મારામે બલવીરના કથનને પુષ્ટિ આપીને પોતાની સ્થિતિ પણ દર્શાવી દીધી.

"અહીંજ મારો મુદ્દો છે," એમ કહીને બલવીરે પોતાના ટેબલના ખાનામાંથી કેટલાક કાગળો બહાર કાઢ્યા અને તે આત્મારામના હાથમાં આપીને પુનઃ કહેવા માંડ્યું "તમારા કરકમળમાં આપેલાં કાગળોપર લખેલી દવાઓ તથા ઓજારો મારે દવાખાનું ખોલવા પહેલાં મુંબઈથી લાવવાં પડશે. એ સિવાય બે ત્રણ ક્બાટો, દસબાર ખુરસીઓ, એક બે બાંકડાઓ વગેરે ફર્નીચર અહીં તૈયાર કરાવવું પડશે એ બધું કરવામાં ઓછામાં ઓછા પાંચ હજાર રૂપીઆ જોઈશે. તો શું તેટલી મોટી રકમનો પ્રબંધ તમે કરી શકશો?"

"કાગળપર લખેલી દરેક વસ્તુ તારા કામની લાગે છે, એમ ઉપર ટપકેથી જોતાં પણ જણાય છે. પાંચ હજાર તો શું પણ મારી પાસે તો પાંચસો રૂપિયા પણ હવે રહ્યા નથી. પેન્શન્ આવે છે તેમાંથી ઘરનું ગાડું ગગડે છે. બાકી હવે તો બધો તારાપર આધાર છે. તારો ધંધો એવા પ્રકારનો છે કે તેમાં શરૂઆતમાં ગાંઠનાં પૈસા ખર્ચવાની આવશ્યકતા છે. પછી તો રંગબેરંગી પાણીની શીશીઓ ભરી પૈસા પેદા કરવાના. મારી પાસે જે કાંઈ હતું તે તને ભણાવવામાં ખર્ચાઈ ગયું છે. થોડું ઘણું જે બચ્યું હતું તે તારા વિવાહમાં ઠેકાણે પહોંચી ગયું છે. એટલે હવે તો ગામમાંના કોઈ શાહુકાર પાસેથી વ્યાજે લાવીને તને આપું એજ ઉપાય રહ્યો છે." આત્મારામે પોતાની આર્થિક સ્થિતિ વધારે સ્પષ્ટતાથી સમજાવી અને બલવીર શું કહે છે તે સાંભળવા સારૂં આતુરતાથી તેના મુખમંડળ સામે જોવા માંડ્યું.

"તમે કહો છો તેવી રીતે પૈસા લાવવાથી ભારે વ્યાજ આપવું પડશે, એટલું જ નહિ, પણ શહેરમાં આપણી પ્રતિષ્ઠાને હાનિ પહોંચશે" બલવીરે વ્યાજે રૂપિયા લાવવા વિશે પોતાના વિરૂદ્ધ વિચારો દર્શાવ્યા.

"ત્યારે શું કરીશું વારૂ?" આત્મારામે કંઈને સૂઝવાથી એ પ્રશ્ન પૂછ્યો.

"મારા વિચાર પ્રમાણે તો 'કાયસ્થ વિદ્યાપ્રચારિણી સભા' ના સ્થાપો ફંડમાંથી જોઈતા રૂપીઆ લઈ આપણું કાર્ય ચલાવવું. એથી વ્યાજ આપવું નહિ પડે અને પ્રતિષ્ઠાને હાનિ પણ નહિ પહોંચે." બલવીરે પોતાની જ્ઞાતિની સંસ્થાના ફંડમાંથી જોઈતી રકમ મેળવવાનો વિચાર દર્શાવ્યો.

"એ ફંડમાંથી રૂપીઆ આપણને વગર વ્યાજે કોણ આપે વારૂ?"

જ્ઞાતિ સમસ્તના દ્રવ્યનો ઉપયોગ કરવાનો આપણને શો અધિકાર છે ? કદાચિત્ તારા કહેવા મુજબ એ કામમાંથી આપણને રૂપિયા મળે તો પણ એ વાત ગુપ્ત શી રીતે રહી શકે વારુ ? અને જો દૈવયોગે એ વાત પ્રકટ થઈ જાય તો આપણી પ્રતિષ્ઠાની ધૂળધાણી થઈ જાય એટલુંજ નહિ, પણ તે વખતે આપણને જવાબ દેવો પણ ભારે પડી જાય !" આત્મારામે જ્ઞાતિના દ્રવ્યના ઉપયોગના માર્ગમાં જે વિઘ્નો હતાં તે કહી દેખાડ્યાં.

"સભાનો કોષાધ્યક્ષ તથા પ્રમુખ બન્ને મારા સહાધ્યાયીઓ તથા સ્નેહીઓ છે. તેઓ પોતે પણ એ પ્રમાણે કરે છે; તેમણેજ મને રૂપિયા આપવાનું તથા એ વાત ગુપ્ત રાખવાનું કહ્યું છે." બળવીરે ખુલાસો કર્યો.

"વારુ, જેવી તારી મરજી. પણ જે કરે તે વિચાર કરીને કરજે. સોપારી લઈને નાળિયેર આપવું ન પડે એની સાવચેતી રાખજે. ત્યારે તારી ધારણા પ્રમાણે પૈસા મળી જશે તો દવાખાનું ઉઘાડતાં તને કેટલો વખત લાગશે વારુ ?" આત્મારામે વિચારીને કાર્ય કરવાની સલાહ આપીને પૂછ્યું.

"ઓછામાં ઓછા બે મહીના." બળવીરે થોડીકવાર વિચાર કરીને જવાબ દીધો.

"વારુ હવે તારે કાંઈ કહેવું છે ?" આત્મારામે પૂછ્યું.

"ના, જી." બળવીરે કહ્યું.

"તો હું એક પૂછું તેનો જવાબ શરમાયા વગર તથા ગભરાયા વગર આપજે. તારો ગૃહસંસાર કેમ છે ? આ પ્રશ્ન હું તને પૂછત નહિ પણ કન્યાની પસંદગી મેં કરેલી હોવાથી પૂછવાની મારી ફરજ સમજું છું." આત્મારામે બળવીરની સ્ત્રીના વિષયમાં પૂછ્યું.

"ઇંગ્લેન્ડ ગયા પછી મારાં નેત્રો સૌન્દર્યને ચાહનારાં થઈ ગયાં છે તેથી તમારી પુત્રવધૂના સૌન્દર્ય સિવાય બીજી દરેક બાબતમાં મને તેથી સંતોષ છે. તેની સહનશીલતા તથા શાન્ત અને વિનોદની પ્રકૃતિ ગમે તેવા કઠોર અંતઃકરણવાળા પુરુષનો પ્રેમ પ્રાપ્ત કરી શકે તેમ છે. તેની કુલીનતા ગમે તેવા અકુલીન પુરુષને કુલીન બનાવવાનું સામર્થ્ય ધરાવે છે." બળવીરે પોતાના સૌન્દર્ય પ્રેમી સ્વભાવનો પરિચય કરાવીને ખરેખરો જવાબ દીધો.

"હવે મારા આત્માને શાન્તિ થઈ. રૂપના વિષયમાં હું એટલી બધી દરકાર કરતો નથી. સંસારનો વ્યવહાર ચલાવવા સારૂ રૂપની નહિ કિન્તુ ગુણોનીજ જરૂર છે." એમ કહીને આત્મારામ ત્યાંથી ઊઠી બહાર ચાલ્યા ગયા.

"તમે હવે વૃદ્ધ થયા. રૂપનો મહિમા તમે શું જાણો પિતાજી? વિલાસી યુવકો સૌન્દર્યના કેટલી સીમા પર્યન્ત ઉપાસક હોય છે, એની તમને કલ્પના પણ ક્યાંથી હોય વારુ? પરંતુ હું મારી રૂપલાલસાની પૂર્તિ ગમે ત્યાંથી કરી લઇશ. માત્ર દવાખાનું ખોલી દઉં અને મારી પ્રેક્ટિસ (વ્યવસાય) તેમજ પ્રતિષ્ઠા જામે એટલોજ વિલંબ છે." એવા આશયના શબ્દો બબડીને પોતાના પિતાને ઉદ્દેશીને તેમના ચાલ્યા ગયા પછી ઉચ્ચાર્યા અને થોડીવાર પછી તે પણ કપડાં પહેરીને બહાર નીકળી પડ્યો. અપૂર્ણ.

**ભીમાશંકર શર્મા.**

---

## જાહેરાત

કલકત્તાવાળા રા. **નરશેરામ માધવજી દવેએ** તેમના તરફથી તેમના સ્વ. પિતાશ્રીના સ્મરણાર્થે એક ગરીબ વિદ્યાર્થીને એક વરસ માટે અત્રેના છાત્રાલયમાં રાખવા ઇચ્છા દર્શાવી છે. યજુર્વેદીને પસંદગી ખાસ કરીને આપવામાં આવશે.

વળી તેઓ તેમના સ્વ. ફુઈબા વખતબાના સ્મરણાર્થે એક વરસમાટે દર મહિને રૂા. ૫)ની મદદ કોઇપણ જ્ઞાતિની નિરાધાર વિધવાને આપવા ઇચ્છે છે. વિધવા બાઇનું નામ તદ્દન ખાનગી રાખવામાં આવશે.

સદરહુ મારીનો લાભ લેવા ઇચ્છતા વિદ્યાર્થીએ તથા સદરહુ માસિક મદદનો લાભ લેવા ઇચ્છતી જ્ઞાતિની વિધવા બ્હેને નીચેના શિરનામે તુરત લખી જણાવવું.

તન્ત્રી–શ્રીમાળી શુભેચ્છક
દોલતખાના ૪૧૦૩–૬–અમદાવાદ.

---

શ્રી મહાલક્ષ્મી આશ્રિત શ્રી. બ્રા. કેળવણી મંડળ અમદાવાદ—નું ચતુર્થ સંમેલન નવેમ્બરની આખર તારીખોમાં ભરવામાં આવશે. ચોક્કસ તારીખો નક્કી થયે વર્તમાનપત્રોદ્વારા તથા પોસ્ટદ્વારા મંડળની સામાન્ય સભાના સભ્યોને જણાવવામાં આવશે.

મન્ત્રીઓ–શ્રી મ. આ. શ્રી. બ્રા. કે. મંડળ–અમદાવાદ

## મારી મુસાફરી—રાણપુર અને દહેગામ.

### રાણપુરની પહેલ.

મારી મુસાફરીના અહેવાલમાં અગાઉ હું શુકલતિર્થ વિષે લખી ગયો છું. ત્યારબાદ જુદે જુદે સ્થળે મુસાફરી કરવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં નોંધવા જેવો અહેવાલ નોંધવાની અગત્ય જણાયાથી અત્રે રાણપુર તેમજ દહેગામની હાલની મુસાફરીનો કેટલોક અહેવાલ નીચે આપું છું.

### ઉત્સાહ વગર કાર્ય થઇ શકતું નથી.

ઘણા નિરાશાવાદીઓ એમ કહે છે કે "આપણાથી શું થવાનું છે? આપણામાં કાર્યસિદ્ધિ થવી અશક્ય છે? કંઇ વળવાનું નથી!" પરંતુ આવા નિરાશાજનક બધા પ્રશ્નોનો ઉત્તર હું તો એકજ આપું કે તમોએ કોઇ વખતે ઉત્સાહથી કાર્ય કર્યું છે ખરું? જે ભૂમિમાં, જે ક્ષેત્રમાં, જે સમાજમાં તમારે કાર્ય કરવાનું હોય તેમાં તમે તન્મયતા ધારણ કરી છે ખરી? નાહક ભૂમિને, ક્ષેત્રને, સમુદને, સમાજને શા માટે દોષ આપો છો? આ કથનની પુરતીમાં અનેક દષ્ટાંતો મળી શકે છે. મહાત્મા ગાંધીજીએ છેલ્લા ત્રણ ચાર વર્ષોથી હિંદમાં કેવો પલટો કરી દીધો છે? આપણી જ્ઞાતિની લીંબડીની પરિષદ આટલી ઉત્સાહજનક અને આવી આશાપ્રેરક સ્થિતિએ પસાર થશે એમ કોણે ધાર્યું હતું? અન્ય દષ્ટાંતોથી લંબાણ કરી કંટાળો નહિ આપું. પણ સાર રૂપે એજ કહીશ કે **ઇશ્વરી પ્રેરણા, ઇશ્વરી કૃપા, ઉત્સાહ અને હિંમત હોય તો ધાર્યાં કામો પાર પાડવામાં મુશ્કેલી નડતી નથી.** રાણપુરની મારી મુસાફરીનું દષ્ટાંત મોજુદ છે.

### રાણપુર.

ઝાલાવાડમાં બાર ગામ ( ચોમલની સંસ્થામાં ) એ આવેલું છે. ત્યાં અગાઉ તો ૩૦ ઘરની વસ્તી હતી એમ કહેવાય છે પણ હાલ તો ૨૦ છે. તેમાંયે ત્રણ ચાર તો માત્ર વિધવાઓની હયાતી સુધીનાંજ છે. એટલે વસ્તી ઓછી થઇ છે એમ તો ખરૂંજ. બધા સુખી છે, જમીન જાગીર ધરાવનારા તેમજ વેપાર ધંધો અને નોકરી કરનાર પણ છે. કેળવણીમાં તો એકજ ઘર આગળ આવ્યું છે. કેળવણી પ્રમાણમાં ઓછી છે તોપણ જ્ઞાતિજનો જ્ઞાતિહિતના કાર્યમાં સારો ભાગ લેનારા છે. લીંબડીની આપણી પરિષદમાં ગામના પ્રમાણમાં અહીંની સારી સંખ્યાની હાજરી હતી. અવારનવાર મારી સાથે થયેલી વાતચીતમાં પણ ઉત્સાહ ઠીક જણાય છે. વળી દરેક ભાઇઓએ પરિષદનો અહેવાલ રાખ્યો ઉત્સાહમાં વધારો જણાવ્યો છે.

## ગ્રામ્યસમિતિની સ્થાપના.

મારી હાજરીનો લાભ લઇ ત્યાંના જ્ઞાતિભાઇઓએ રાતે માતાજી મહાલક્ષ્મીજીના મંદિરમાં એકત્ર થઇ રાણપુર ગ્રામ્યસમિતિની સ્થાપના કરી પરિષદ્‌ના ઠરાવનું પાલન કર્યું છે. તેની સાથે વધારેમાં સ્થાનિક આવક વધારવા અને વિદ્યાર્થી વિગેરેને ઉત્તેજન આપવાના કામે અમુક રકમ એકઠી કરવા સભાસદ થનારનાં વાર્ષિક આઠ આના ફી ઠરાવ્યા ઉપરાંત લગ્ન, જનોઈ, સીમંત વિગેરે શુભ પ્રસંગે અમુક રકમ ઠરાવી લેવાનો પણ ઠરાવ કરવામાં આવ્યો છે અને આ ઠરાવો ઉપર હાજર રહેલાઓની સહી લઇ તે માતાજીમાં ચોડવામાં આવ્યો છે. આ રીતે રાણપુરે ગ્રામ્યસમિતિ સ્થાપવાની પહેલ કરી પરિષદ્‌ના ઠરાવોનું અનુકરણ કરવાને અન્ય ગામવાસી જ્ઞાતિભાઇઓને દાખલો બેસાડયો છે. આ ઠરાવો વિગેરેની વિગતવાર હકીકત સમિતિના સેક્રેટરી તરફથી આ અંકમાં અન્યત્ર પસિદ્ધ કરવામાં આવી છે.

## ઐક્યતા.

રાણપુરમાં ઐક્યતાનું દષ્ટાંત પણ આવકારદાયક છે. માત્ર શ્રીયુત મગનલાલ ઓઝા સિવાય બધા ઘરો એકત્ર છે. શ્રીયુત મગનલાલભાઈ વયોવૃદ્ધ, પાકટ વિચારના, અનુભવી, કુળવાન છે. તેમનાં ચીરંજીવીઓ વકીલ, એન્જીનીઅર જેવી સારી ડીગ્રી ધરાવનારા કેળવાયલા, સુશિક્ષિત, પાંચ પૈસે સુખી છે, અને માન આબરૂ પણ સારી ધરાવે છે. જો શ્રીયુત મગનલાલભાઇ ધારે તો તેમની લાયકીના પ્રમાણમાં તેઓ રાણપુરની આપણી જ્ઞાતિનું તંત્ર એકહથ્થુ ચલાવે અને રાણપુર ગામમાં પણ આગેવાની ભર્યું માન મરતબો ધરાવી શકે. હું આશા રાખું છું કે જ્યારે સર્વ સ્થળે જ્ઞાતિ ભાઇઓને વૃદ્ધ અનુભવીઓની સલાહની પૂર્ણ આવશ્યકતા છે ત્યારે મુરબ્બીશ્રી મગનલાલભાઇ મારી વિનંતિનો સ્વીકાર કરી રાણપુરના જ્ઞાતિ ઐક્યતાને, મોખરે રહી શોભાવવાને ચૂકશે નહિં તેમજ અન્ય ભાઇઓ પણ સમિતિ સ્થાપી યોગ્ય ઠરાવોની પહેલ કરીને યશ અત્યારે ખાટી ગયા છે તે કાયમને માટે જાળવી રાખશે.

## દહેગામ.

એ અમદાવાદથી પ્રાંતીજ લાઇનમાં ગાયકવાડી રાજનો કસ્બો છે, ત્યાં હાલ તો આપણી વસ્તીના બાર ઘર છે. પચાશેક વર્ષ ઉપર ૫૦ ઘર હતાં. હાલના શ્રીમાળીવાડાનો વિસ્તાર તથા વચ્ચે આવેલું શ્રીમાળીઓનું શ્રી અંકલેશ્વર મહાદેવનું દેવાલય આ વાતની શાક્ષી આપે છે. ૫૦ વર્ષમાં

પત્રિકા નં ૩

# उत्साहनां झरणां.

—※—

શુરવીર ચલો.
ડગ ધીર ધરો;
ન લગીર ડરો,
જય કીર્તિ વરો.

× × × × ×

ક્યાં ગયો એ નિરાશવાદ ? સૂર્યની ઉજ્વળી પ્રભા પ્રભાતમાં પૂર્વ દિશામાં ઝળહળી ઊઠે અને રાત્રીનો અંધકાર ગુહાઓમાં સંતાઈ જાય તેમ ઉત્સાહનાં એક સામટા પૂરમાં નિરાશાવાદ ક્યાં એ દૂષી ગયો. સંમેલન માતાનાં ચોગમ છુટા છવાયા સત્કાર ગીતો ગવાઈ રહ્યાં છે. હૃદયની ઉર્મીઓના ઉભરા ઉછળી રહ્યાં છે, આશાનાં કિરણ ઝબુકી રહ્યાં છે. પધારો બન્ધુઓ એકત્ર બનો, એક અવાજે બોલો અને જ્ઞાતિ ગંગાના ઉદ્ધાર આદરો.

અમ્હારી બીજી પત્રિકાએ નિરાશાવાદને દેશવટો દીધો છે, કાર્યદક્ષતાનો માર્ગ સરલ કર્યો અને સર્વત્ર ઉત્સાહ ઉભરાવ્યો છે, પ્રાંતિક સંમેલન એકત્ર કરવાની સર્વે તત્પરતા દાખવી રહ્યા છે.

જ્ઞાતિને અધોગતિનાં રૂપમાં અદૃસ્ય થતી નીરખી કયો જ્ઞાતિબાળ મુંગે મોઢે બેસી રહે ? માતાના ચીર લુંટાતા જોઇ કયો માડીજાયો હાથ જોડી બેસી રહે ? કુરિવાજો, કંગાલ સ્થિતિ એ સર્વે જોયા પછી કોણ એવો બેશરમ હોય કે એ બેડીના બંધનોમાં બંધાઇ રહેવા ઇચ્છે ? ગત પૂર્વજોની સમૃદ્ધિ, જાહોજલાલી, ત્હેમનું જ્ઞાન, બુદ્ધિ, ત્હેમનાં મહાન હૃદય, એ સર્વેનો લોપ થઇ ગયો અને આપણે આ દશામાં આવી પડ્યા. જ્યાં સુધી આંખ ન ખુલી, માયાનાં પડળો ન ઉતર્યા ત્યાં સુધી તો અધોગતિને માર્ગે વળ્યા; પરંતુ જ્યારે તે ભયંકરતા, અધમતા દૃષ્ટિ સમિપ દેખાણી, હૃદયમાં સ્ફુરણ જાગી, ત્યારે કોણ તેમ પાશમાં પડ્યા રહેવાનું ઇચ્છે ?

અને આ સંમેલનનું પરિણામ ? હજારો બાળ વિધવાની દુઆ, હજારો દુઃખીનાં આશિર્વાદ, રાંકડી બાલિકાઓની માયા, જ્ઞાતિ માતાનું મોંઘેરૂં વરદાન, લક્ષ્મી માતાની અમુલ લ્હેર, સરસ્વતી દેવીની શુભાશિષ, સદાચારનો

Reg. No. B. 1412

# श्रीमाळी शुभेच्छक

सत्यंवद । धर्मंचर स्वाध्यायान्माप्रमदः । उपनिषद्

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ श्री. भ. गीता.

वर्ष ४ थुं.] डीसेम्बर १९२३. [अंक १२

## વિષયાનુક્રમણિકા.



तन्त्री अने प्रकाशक

त्र्यंबकलाल शिवशंकर त्रिवेदी, एम. ए.

दोलतखाना, ४२०३-०६—अमदावाद.

જ્ઞાનમન્દિર પ્રીન્ટીંગ પ્રેસમાં શંકરરામ અમૃતરાયે છાપ્યું.

વાઘેશ્વરીની પોળ, રાયપુર—અમદાવાદ.

# શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ્‌ના આજસુધી નોંધાયેલા સભાસદોના નામની યાદિ.

રાણપુર.

૧ હરિલાલ મોહનલાલ.
૨ મોહનલાલ લખમીશંકર.
૩ ત્રવાડી પુરુષોત્તમ ગંગારામ
૫ ત્રિવેદી રતિલાલ હરજીવન
૫ ત્રિવેદી મોહનલાલ પ્રાણજીવન
૬ ત્રવાડી મણિલાલ હરિલાલ
૭ ત્રિવેદી ગૌરીશંકર જગન્નાથ

બોટાદ.

૮ દવે ચત્રભૂજ લાલજી

શિહોર.

૯ મણિશંકર મુળજી
૧૦ પિતાંબર મણિશંકર
૧૧ પરમાણંદ મોહનલાલ
૧૨ ત્રવાડી ઉમીઆશંકર મણીશંકર

વળા.

૧૩ ત્રવાડી મણીશંકર શ્યામજી

ઉમરાળા.

૧૪ ડૉક્ટર મગનલાલ દુલભજી

ચાપજ.

૧૫ ત્રવાડી ધનેશ્વર પરમાણંદદાસ
૧૬ ત્રવાડી ધીરેશ્વર પરમાણંદદાસ
૧૭ ત્રવાડી ચત્રભૂજ છગનલાલ

સાવરકુંડલા.

૧૮ ત્રવાડી લાલજી પુરુષોતમ
૧૯ હિંમતલાલ હરિશંકર
૨૦ ઓઝા પ્રેમાશંકર રામકૃષ્ણ
૨૧ ઓઝા શંકરલાલ વિષ્ણુ
૨૨ ત્રિવેદી હરિલાલ લાલજી
૨૩ સૌ. ભાગીરથી હરિલાલ

લીલીયા.

૨૪ રતિલાલ મહાશંકર

પાલીતાણા.

૨૫ ત્રિભુવન વહાલજી ત્રિવેદી

કલકત્તા.

૨૬ રમણિકલાલ શિવશંકર વ્યાસ

નાગલપુર.

૨૭ ઓઝા ઉમીઆશંકર ડાહ્યાભાઈ

માંડવી.

૨૮ પ્રભુરલાલ વૈજનાથ ઓઝા
૨૯ ઓઝા હેમતરામ મયાશંકર
૩૦ ત્રવાડી ભાઈશંકર પીતાંબર
૩૧ ત્રવાડી રામજી આણંદજી
૩૨ ઓઝા શિવશંકર મયાશંકર
૩૩ ઓઝા રુગનાથ કેશવજી
૩૪ હરિલાલ બેચર
૩૫ ઓઝા પ્રાણશંકર નરભેશંકર
૩૬ ત્રવાડી મંગળજી દેવશંકર
૩૭ દુર્ગાશંકર રેવાશંકર ઓઝા
૩૮ ત્રવાડી કુશળશંકર જીવરામ
૩૯ ત્રિવેદી નવલશંકર પ્રાણજીવન
૪૦ ત્રવાડી મણિશંકર કાનજી
૪૧ ઓઝા રુગનાથ લખમીશંકર
૪૨ ત્રવાડી હેમતરામ છબીલદાસ
૪૩ ત્રવાડી વસંતરાય કુશળશંકર
૪૪ ત્રિવેદી નર્મદાશંકર કેશવજી
૪૫ ઓઝા જગજીવન કરુણાશંકર
૪૬ જીણાલાલ છબીલભાઈ
૪૭ ત્રવાડી આત્મારામ રણછોડજી
૪૮ ત્રિવેદી ભગવાનલાલ જેઠશંકર

# શ્રીમાળી શુભેચ્છક.

इच्छन्शुभं यः स्वपरस्य नित्यं कृन्तत्यशुभं कुलदेवी तस्य।
विचार्य चैषं विचरन्तु सर्वे श्रीमाळी शूभेच्छक इच्छतीत्थम् ॥

( જે મનુષ્ય હમેશાં પોતાનું તેમજ પારકાનું શુભ ઇચ્છે છે તેનું અશુભ શ્રી મહાલક્ષ્મી નાશ કરે છે. આ સત્યનો દરેક બંધુ વિચાર રાખી તે પ્રમાણે વર્તો એમ શ્રીમાળી શુભેચ્છક ઇચ્છે છે. रा. म. अयाची)

પુ. ૪ થું.] ડીસેમ્બર ૧૯૨૩ [અંક ૧૨


## मुबारकबादी.

( ગઝલ. )

મુરબ્બી બંધુઓ મ્હારા, મુબારક સાલ આ નવલી;
અહાહા! આપને પ્યારાં, મુબારક સાલ આ નવલી.
કરો સ. કાર્ય જ્ઞાતિનાં, ધરીને પ્રેમ પ્રીતિનાં;
વહો આનંદની ધારો, મુબારક સાલ આ નવલી.
ચહો જે સર્વ બન્ધુઓ, ઉન્નતિ જ્ઞાતિની થાયે;
કરોને પ્રેમથી સેવા, મુબારક સાલ આ નવલી.
વધો ધન ધાન્યની વૃદ્ધિ, સકળ સુખ ભોગવો સારાં;
રહો સૌ કષ્ટથી ન્યારાં, મુબારક સાલ આ નવલી.

લી. જ્ઞાતિ સેવક.
મણિશંકર રવિશંકર ત્રિવેદી.
સરધાર નિવાસી.

## શુભ ભાવના.

(વસંતતિલકા.)

૧

આ ખીલતું કુસુમ વાયું નવીન વ્હાણું,
આવ્યું મનોહર સુકોદ મિષ્ટ ટાણું;
જૂનું સ્મરો, નવલ નેહથી આજ પૂજો,
ને ગીતડાં અમીભર્યાં ગૃહકુંજ ગુંજો.

૨

નિત્યે ભરો હૃદયમાં પ્રિય! હર્ષ હેલી,
આદર્શ ઉચ્ચ, જીવને ઉરપૂર રેલી;
સાધો પરાર્થ, ભભકો ભવ ભાઇ ચારો,
ભરો જવસંત વિલસો, શુભ ભાવ મ્હારો.

ચન્દ્રકાન્ત મંગળજી ઓઝા.

---

## अंजलि.

૯



વન્દન દેવિ! માત ભારત!
જગત જુની, યશની પુરી, વીર વિજેતાથી રણશુરી,
સુજળ, સફળ, મલયવાત, સ્વર્ગ શા સુખ દે સાક્ષાત!
વન્દન દેવિ! માત ભારત!

ઉજ્વળ જ્યોતિ વદન ઝળકે, કુસુમ વસ્ત્રથી કાય ચળકે,
હસી મીઠી મીઠી કરતી વાત, સુખદ, વરદ, જયજય માત!
વન્દન દેવિ! માત ભારત!

"મકરન્દ."

# જ્ઞાતિ માતાનો વિનય.

(ઓ ગુજરાત! ઓ ગુજરાત! એ રાગ.)

જ્ઞાતિ માતા વિનય કરે છે,
નયણે ઉનાં નીર નીતરે છે, દેખી દુબળાં નિજ સંતાન;
ભુતકાલનાં યશગૌરવની અંતર જાગૃત થતાં પિછાન.
ઓ શ્રીમાળી! ઓ શ્રીમાળી!........૧

"સુણો સુણો સંતાનો પ્યારાં!
ફુટયા નવજીવન ઉજીઆરા, દેખી રહ્યા ચેતન ચમકાર;
કેમ અંધકારે અથડાતા આળોછો! હજી હારોહાર?
ઓ શ્રીમાળી! ઓ શ્રીમાળી!........૨

આળસમાં અટવાઈ રહ્યાં છો,
મત્સરથી મરમાઈ રહ્યાં છો, મૂકો ન મિથ્યા વાદવિવાદ;
સાંભળતાં સ્નેહે નહિ જ્ઞાતિ પ્રેમ શૌર્યના સુરીલા સાદ!
ઓ શ્રીમાળી! ઓ શ્રીમાળી!........૩

હાલત મ્હારી દીણી દેખો,
હામ શીદને હોય હુવેખો? પાંગરવા દીય! પુનરુત્થાન.
ઓ શ્રીમાળી! ઓ શ્રીમાળી!........૪

મતવાં નીંદલડી ત્યાગી,
હજુ પાઉની ભીરુતા ભાંગી, ભાગ્યના ઠીકા પોકાર;
રચન વચને હવે હતારો તોજ ગાજશે જયજયકાર.
ઓ શ્રીમાળી! ઓ શ્ર[illegible]ળી!........૫

કુસંપ કલેશ ક[illegible] કાપો,
સંપ સ્નેહ સુધારા રચાવો, [illegible]ન મૂકો ખોટા તંત;
સુજાન ઉત્કૃષ્ટતા મેળો, [illegible]જીવનથી ભરો દીગંત.
ઓ શ્રીમા[illegible]ળી! ઓ શ્રીમાળી!........૬